[illegible]

# भरतखंडनो सरळ इतिहास.



બનાવનાર

વીઠલદાસ ધનજીભાઈ પટેલ.



સેલ એજન્ટ

એસ. બી. શાહની કંપની—અમદાવાદ.

કીમત ૯ આના.

કેળવણી ખાતા આરૂ સરકારે મંજુર કરેલો

# भरतखंडनो सरळ इतिहास.

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર,

વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ,
નડીઆદ.

આવૃત્તિ ૩૩ મી, પ્રત ૫૦૦૦

સંવત ૧૯૮૧. ઇ. સ. ૧૯૨૫



ધી " સૂર્યપ્રકાશ " પ્રિન્ટીંગ પ્રેસમા,
પટેલ મૂળચંદભાઇ ત્રિકમલાલે છાપ્યો કાલુપુર,
ટંકશાળ,-અમદાવાદ.

કીંમત નવ આના.

# ઇતિહાસ શીખવવાની સૂચના.

વખતના ક્રમ પ્રમાણે બનેલા ખાસ બનાવોનુ વર્ણન કરવું એજ કાંઇ ઇતિહાસ નથી, પરંતુ એ બનાવો શા સંબંધે ક્યા કારણથી બન્યા, ક્યા ક્યા સારાં માઠા કર્મોના ફળરૂપ એ બનાવો નીપજ્યા, એ શોધી કાઢવાનું જ્ઞાન આપનાર ઇતિહાસ છે. ઇતિહાસમા રાજકીય, ધર્મ, વેપાર-રોજગાર, દેશસ્થિતિ વગેરે વિષયો સંબધી બનેલા બનાવોનુ ચિત્ર આપવામા આવે છે એ ઉપરથી સારા શિક્ષકો વિદ્યાર્થિને દૃષ્ટાંતિક નીતિને સાંસારિક જ્ઞાન આપી શકે છે.

ક્રમવાર બનાવો ગોખાવવા અને વિદ્યાર્થિને જૂદા જૂદા પ્રકારની નોટો, તારણો, દૃષ્ટાન્તોને મુદ્દામલા વગેરે તૈયાર કરી આપી તેઓ પોપટીઆ જ્ઞાન મેળવી પરીક્ષામાં પાસ થાય એવા કરવા, એ ઇતિહાસ શીખવવાની ખરી મતલબ નથી. એ પ્રમાણે કરવાથી તો નાના બાળકોને ચાલણગાડી આપી ચલાવવાને બદલે કમરે બેસાડી લેઈ જવા જેવુ થાય છે, અને પરિણામે ઐતિહાસિક શિક્ષણની મતલબ ઉંધી વળી શિક્ષકની ને શીખનારની મહેનત અફળ જાય છે.

નાના બાળકોને વાતો સાભળવાનું મન વધારે હોય છે. રસિક લાગે એવી વાતો તેઓ ધ્યાન દઇને સાંભળે છે અને ધ્યાન આપી-સાભળેલાની તેમના કોમળ અંતઃકરણ ઉપર મજબૂત છાપ પડે છે. તે છાપ મરણ પર્યંત જતી નથી, ઇતિહાસ એ ખરી બનેલી વાર્તાનો ભંડાર છે. એ ભંડારમાથી શિક્ષકે નાના વિદ્યાર્થિઓને રસિક લાગે એવી રીતે એક એક વાત અનુક્રમે કહી જવી. આ પ્રમાણે થવાથી ઇતિહાસનું શિક્ષણ શીખનારના મન ઉપર બોજા-રૂપ થવાને બદલે તેના મન ઉપર બીજા વિષયોના બોજાથી થયેલા થાકને ખસેડી વિશ્રાંતિ આપે છે. ઇતિહાસનું પુસ્તક તો માત્ર મહેતાજીએ કહેલી વાર્તાની સાંકળની એકાદ કડી ગુંચવાઈ ગઈ હોય તે ગુંચને બરાબર ઉકેલી ગોઠવવાનું સાધન છે. બાળકોની સ્મરણ શક્તિને સહાયભૂત થનાર છે.

પરંતુ બાળકોના મન તાજા કરવાં,એજ ઇતિહાસ શીખવવાની મતલબ છે એમ નથી ઇતિહાસના સત્ય બનાવો ઉપરથો દષ્ટાંતિક નીતિ ને સંસારિક જ્ઞાનપણું આપવાનું છે આ કામ શીખવતી વખતે બાળકોને સૂચક સવાલો પૂછવાથી પાર પાડી શકાય છે.

ઘણી અરસિક વાતો ને બનાવો તથા ઘણાં કઠિણ નામો ને તારીખો એ ઇતિહાસને લૂખો બનાવી વિદ્યાર્થિને અરૂચિ ઉત્પન્ન કરનાર બોજારૂપ થઈ પડે છે. માટે શિક્ષકે થોડું શીખવવું પણ તે સાફલિક થાય એમ કરવું જોઇએ.

શીખવવામાં મહેતાજીને સહાયભૂત થાય તથા દષ્ટાંતરૂપ થઈ પડે તેટલા માટે કેટલેક ઠેકાણે આ પુસ્તકમાં રાજાપ્રજાની ચઢતી પડતીના કારણ, રાજાઓની રાજ્યનીતિ, સ્તુતિ કે નિંદા કરેલી છે. કેટલેક ઠેકાણે બનેલા બનાવ ઉપરથી નીતિ ને ઉપદેશ પણ કાઢી બતાવ્યા છેઃ એ બધું શીખવતી વખતે શિક્ષકે દષ્ટાંતરૂપ લઇને આ પુસ્તકમાં નહિ આપેલા સમયની, રાજાને રાજ્યની, વ્યાપાર ને લોકોની ચઢતી પડતી થવાનાં કારણ, રાજ્યનીતિ ને બનાવો ઉપરથી નીકળતા નીતિને ઉપદેશ બાળકો પાસે કઢાવવા. રાજાઓ, મહાનપુરૂષો, ગવર્નરો, રાજ્યનીતિ, લોકસ્થિતિ, વિદ્યાકળા,વગેરેનો મુકાબલો કરાવવો બાળકો બરાબર સમજ્યા છે કે નહિ તે જાણવા માટે આખા પ્રકરણનું કે સમયનું તેમની પાસે તારણ કઢાવવું જન્મચરિત્ર લખાવવું, મતલબ કે બાળકને ઇતિહાસના સર્વ બનાવો માત્ર ગોખીને યાદ રાખવાની જરૂર નથી,પરંતુ તે તેમને એવી રીતે શીખવવા કે શાળા છોડયા પછી પણ ઐતિહાસિક બનાવો વાચવાનો ને તે ઉપરથી શિક્ષા લેવાનો તેમને શોખ થાય. અગત્યનો બનાવ વાચ્યાથી તેની તારીખ તો આપોઆપ યાદ રહે છે જ. ઇતિહાસ એ માટી સહિત સોનું છે, તેમાથી માટી ટાળી ચોખ્ખું સોનું જૂદું પાડતા બાળકોને શીખવવું એ શિક્ષકનું કામ છે

ઉપલા વર્ગના પુખ્ત વિદ્યાર્થિને અમુક બનાવ વિષે જ્ઞાન આ-પવાની શિક્ષકને જરૂર જણાય તો તેણે બીજા પુસ્તકોમાથી વાચી લાવી વાર્તારૂપે આપવુ અગર તે વાચી જઇ વાર્તારૂપ લખી લાવ-વાને તેમને કહેવુ, પણ એમ કરતા શિક્ષકે યાદ રાખવુ કે એ વાર્તા બાળકોએ કોઈ પુસ્તકની નકલ કરીને તો આણી નથી? વિદ્યાર્થિએ લખી આણેલી વાર્તા વચાવી, તેમાની ખામીઓ સકારણ સમજાવી સુધારવી. વળી કોઇ કોઇ વાર એ વાત બાળકોને એકઠા કરી શિક્ષકે વાચી બતાવવી. શિક્ષકે પોતાના ખાનગી વાચનમાથી શિક્ષણ સબધી ઉપયોગી લાગે તેવી નોધ કે ટીપ્પણ કરી લેવુ,એમ કરવાથી તેની પાસે જ્ઞાનનો મોટો ભડોળ એકઠો થશે, ને તે પાઠ શીખવવામા બહુ મદદગાર ને રસિક થઇ પડશે. શિક્ષકે બાળકોના મન ઉપર ઘણા લૂખા બનાવોનો બોજો નહિ ભરતા રસિક ને ઉપયોગી થોડા બનાવો ઉપરથી શિખામણ આપી એવા બનાવો વાચવાની હોસ ઉત્પન્ન થાય એવી રીતે તેમને તૈયાર કરવા જોઇએ

આ પ્રમાણે કરવાથી વિદ્યાર્થિને ઇતિહાસ સંબધી ઉંચી પ્રતિનુ જ્ઞાન મળે છે. તેમની તર્ક, કારણ, મુકાબલો ને અનુમાન કરવાની શક્તિ કસાય છે. નીતિ ને સસારમા ઉપયોગી થાય એવુ જ્ઞાન મળે છે સારાસાર સમજાઇ સુકૃત્યનુ સારૂ ને દુષ્કૃત્યનુ બુરૂ ફળ મળે છે, એવુ સત્ય તેમના મન ઉપર ઠસાવવાથી પરમકૃપાળુ પરમાત્માના ન્યાયીપણાની તેમને ખાતરી થાય છે. આ પ્રમાણે બને ત્યારે જ ઐતિહાસિક શિક્ષણ સફળ થયુ એમ સમજવુ

નાનપણમા વ્યાસ, પુરાણી વગેરે કથા કહેનાર પાસેથી સાભ-ળેલા રામાયણ, મહાભારત આદિના નામ, ઠામ, બનાવ વગેરે યાદ રહે છે. ને શાળામા શિક્ષકે શીખવેલો ઇતિહાસ શાળામાંજ કે શાળા છોડ્યા પછી થોડી મુદતમા ભૂલી જવાય છે, તેનુ કારણ

શુ ? અયોધ્યા, જનક, રામ, દશરથ, કૌશલ્યા, સીતા વાળી, મંદોદરી, કુંભકર્ણ, હસ્તિનાપુર, ઇંદ્રપ્રસ્થ, ભીષ્મ, કર્ણ, દ્રુપદ, દ્રૌપદી, વૈરાટ વગેરે નામો ને તેમનો ઇતિહાસ સાથેનો સબંધ એક વાર સાંભળ્યા પછી મરણ પર્યંત ભૂલાતો નથી, અને શાળામા સેંકડો વાર બોલાયલાં નામો ભૂલી કેમ જવાય છે ? મહાભારત ને રામાયણ વગેરે ગ્રંથો જેવા લખાયા છે તેવા ઇતિહાસ લખાયલા નથી.તેથી વ્યાસના કથન કરતા શિક્ષકના શિક્ષણની અસર ઓછી થાય છે હજારો વર્ષ ઉપર થઈ ગએલા નામો ભૂલતા નથી ને થોડા સૈકાની અંદરના નામો મગજમાથી કેમ ભૂસાઈ જાય છે ? મને તો એનુ કારણ એટલુજ સમજાય છે કે બાળકોના મુખ આગળ સાલવાર લૂખા બનાવોનો ખીચડો ધરવા કરતા મહાત્માઓના મહાન, જરૂરી ને રસિક ક્રમો ને બનાવોનુ પકવાન ધરવાથી તેમને તે રૂચિકર થાય છે એટલે તે વિના પ્રયાસે યાદ રહી જાયછે. ત્યારે સવાલ એ થાય છે કે વિદ્યાર્થિઓને ઇતિહાસ કેમ શીખવવો ! ઇતિહાસની શરૂઆતમા ક્રમ સાચવવાની ખાસ જરૂર નથી. તે જેટલા ધોરણમા શીખવવો હોય તેટલા વખતના ક્રમ પ્રમાણે ભાગ પાડવા. એ રીતે ભરતખંડનો ઇતિહાસ શીખવતા જો તે ત્રણ ધોરણમા શીખવાતો હોય તો તે હિંદુ, મુસલમાન ને અંગ્રેજી રાજ્ય એવા તેના ત્રણ ભાગ પાડવા. કદી બે પાડવા હોય તો હિંદુ મુસલમાન યુગ, ને અંગ્રેજી યુગ, એવા બે ભાગ પાડવા. હિંદુ ભાગ શરૂ કરતા હિંદુઓ આ દેશમા કયાંથી આવ્યા ને આવીને તેઓ કયા વસ્યા, તે વખતે આ દેશમા કયા લોકો હતા ? એ વાત શીખવવા કરતાં શરૂઆતમા હરિશ્ચંદ્ર રામ, કૃષ્ણ, પાંડવ, કૌરવ ઇત્યાદિની રસમય વર્તાઓ કહેવી, જેથી ઇતિહાસનું પગરણ રસભર્યું મંડાય વખતે વધારે ઉંડુ, પુખ્ત ને વિચાર કરવા યોગ્ય ગુઢ જ્ઞાન ન આપતા માત્ર ઇતિહાસનું ખોખું તેમના મનમાં ઉત્પન્ન થાય એવી રીતે શીખવવુ મોટી મોટી વાતો વિગતવાર

પ્રથમ શીખવવી ને થોડી જરૂરની મૂકી દેવી. એ પ્રમાણે જે યુગ શીખવવાનો હોય તે યુગ પૂરો કર્યા પછી વચમા પડતા મુકેલા જરૂરી બનાવોનો શીખેલા બનાવો સાથેનો સબધ જોડવો, તથા તે વખતના લોકોની સ્થિતિ, વેપાર, હુન્નર, રાજનીતિ રીતિ વગેરે શીખવવુ આપણા ઇતિહાસના પ્રથમ યુગની તારીખોમા પણ એવો નિયમ રાખવો ન જોઇએ કે સર્વ તારીખો જાણવી જોઇએ. મોટા બનાવોની હકીકત જાણ્યા સિવાય તારીખો યાદ રાખવી એ બિલકુલ નકામુ છે આપણા ઐતિહાસિક જ્ઞાનને ક્રમવાર ગોઠવવામા તારીખો માત્ર મદદગાર થાય છે તારીખો પણ તે બનાવો જેટલી ઉપયોગી નથી. મહાભારતનુ યુદ્ધ, બૌદ્ધ, સિકદરની સવારી, અશોક વગેરે તારીખો, બનાવના જ્ઞાનની સાથે યાદ કરાવવી. પરતુ સિકદર કોણ હતો, કયાથી, શા માટે ને શી રીતે આવ્યો ને આવીને શુ કર્યું એ જાણ્યા સિવાય " સિકદરે ઈ. સ. પૂ. ૩૨૭ મા હિદ ઉપર સવારી કરી " એટલુંજ માત્ર ગોખાવવુ, એ નિરૂપયોગી છે

આ પ્રમાણે ઇતિહાસનો પ્રથમ યુગ બે કે ત્રણ વખત થઇને પૂરો કરવો પહેલી વખતે મુખ્ય પુરૂષોના ચરિત્ર ને સાલ, બીજી વખતે તેથી વધારે હકીકત, મોટા બનાવોનો સબધ ને સાલ અને ત્રીજી વખતે ઇતિહાસમા કહ્યા પ્રમાણે ને ઉપર કહેલી રીતિએ, જેટલુ જ્ઞાન આપવુ જોઇએ તેટલુ આપવુ

બીજા યુગમા પણ પ્રથમ મહમદ, શાહબુદ્દીન, બાબર, અકબર ઔરગજેબ વગેરેની વાતો ને સાલ કહેવી અને પાછળથી ઇતિહાસની પૂરી મતલબ સરે એ રીતે જ્ઞાન આપવુ. વળી ત્રીજી વખતે પાઠ આપતી વેળા શિક્ષકે એકલા જન્મચરિત્રજ નહિ, પણ રાજ્યબંધારણ, રાજ્યનીતિરીતિ, લોકસ્થિતિ, વિદ્યા, હુનર, વેપાર રોજગાર, રાજ્યની ચઢતી પડતીનાં કારણ વગેરે બાબતો ઉપર જૂદા

જૂદા ગ્રંથો ઉપરથી જ્ઞાન મેળવી પાઠ આપવા એટલે બૌદ્ધધર્મની ચડતી પડતી થવાના કારણ, મુસલમાન રાજ્યની ચડતી પડતીના કારણ, હિંદુ મુસલમાનની રાજ્યનીતિરીતિનો મુકાબલો, અકબર ને ઔરંગઝેબની રાજ્યનીતિનો મુકાબલો, શિવાજીની ચઢતી ને મરેઠાની પડતીના કારણ, અંગ્રેજી રાજ્યોદય થવાના કારણ, અંગ્રેજી રાજ્યપદ્ધતિથી દેશને લાભાલાભ વગેરે વિષે મુખ્ય પાઠ આપી મદદગારી પાઠવડે ઇતિહાસને પુષ્ટિ આપવી. એ શીખ્યા પછી તેને તારણ કાઢી લાવવાને છોકરાને કહેવું.

આ ઇતિહાસ શીખવતી વખતે શિક્ષકે હમેશા ભરતખંડનો નકશો પાસે રાખવો અને તેમા જે જે સ્થળો આવે તે વિદ્યાર્થિને બતાવવા તથા પૂછવા.



# ભરતખંડનો સરળ ઇતિહાસ.

## ઉપોદ્ઘાત.

ઇતિહાસનો પાયો ભૂગોળ છે ભૂગોળના જ્ઞાન વગર ઇતિહાસ સમજાય નહિ. જે જગાનો ઇતિહાસ વાચતા હોઇએ તે જગાનુ ભૂગોળનુ જ્ઞાન ન હોય તો તે સમજાગે નહિ માટે ભરતખંડનો ઇતિહાસ શીખતા પહેલા ભરતખંડનુ ભૂગોળ જ્ઞાન આવશ્યક છે. ભરતખંડના હાલના નકશામા બ્રહ્મદેશ, સીલોન (લંકા) ને અફઘાનિસ્તાનને લગતો કવેટાનો ભાગ એ ત્રણનો હિંદુસ્તાનમા સમાવેશ નથી લંકા તો ભરતખંડના વાઇસરોયના તાબામા પણ નથી, બાકીના વાઇસરાયના તાબામા છે. પણ તે આ દેશના ભાગ ગણાતા નથી, તેથી એ ત્રણે ભરતખંડમા ગણ્યા નથી

**હદ** ૧ ભરતખંડની ઉત્તરે હિમાલય ને કારાકોરમ પર્વતો પશ્ચિમોત્તરે સિંધુની પશ્ચિમના ડુંગરો, પૂર્વોત્તરે આસામ ને કાચારના ડુંગરો અને બીજી બધી બાજુએ સમુદ્ર છે. એની ઉત્તર દક્ષિણ લંબાઈ સુમારે ૧૯૦૦ મૈલ ને પૂર્વ પશ્ચિમ પહોળાઇ પણ તેટલીજ છે, એનુ ક્ષેત્રફળ સુમારે ૧૫ લાખ ચોરસ મૈલ ને વસ્તી ૩૨ કરોડ માણસની છે, એના દરિયાકાંઠાની લંબાઇ આશરે ૩૦૦૦ મૈલ છે.

**આ દેશમાં આવવાના માર્ગ.** ૨. ઉત્તરના હિમાલય ને કારાકોરમ તથા આસામના ડુંગરામાથી આ દેશમા આવવાના માર્ગ બહુ વિકટ છે, પણ સિંધુની પશ્ચિમના ડુંગરમાથી આ દેશમા આવવાના માર્ગ છે, એ માર્ગે હજારો વરસથી પરદેશી લોકો આ દેશમા આવતા કેમકે બીજી બધી તરફ દરિયો આવેલો છે પણ પાછલા ચારસો વરસથી દરિયા ઉપરની સત્તા પ્રથમ પોર્તુગીઝોના ને છેવટે અંગ્રેજોના હાથમા આવી, ત્યારથી આ દેશમા પેસવાનો દરિયા માર્ગ પણ ખુલ્લો થયો, એટલે, દરિયાકાંઠા પરના બંદરો

ભરતખંડમા પેસવાના દરવાજા થયા પ્રાચીન કાળમા રાજધાનીના ને નદીઓના કાંઠાપરના શહેરો વેપારના મોટા સ્થળો હતા ને અર્વાચીન કાળના દરિયાકાઠાના મોટા બંદરો મોટા વેપારના મથકો થઇ પડયા છે. પૂર્વ કાઠાપર મોટાં બંદરો થઇ શકે એવી ખાડીઓ ન હોવાથી ત્યા મોટા બંદરો નથી અને મોટી આગબોટો ને વહાણો રહી શકે એવી સારી ખાડીઓ પશ્ચિમકાંઠે હોવાથી ત્યાં મોટા બંદરો છે

**સ્વાભાવિક ભાગ.** ૩ ખંભાતના અખાતથી તે મહી નદીના મુખ સુધી મોટા પહોળા વિંધ્યાચલ પર્વતની હારો ને ધાડા જંગલો આવ્યાથી હિંદુસ્તાનના ઉત્તર ને દક્ષિણ એવા બે સ્વાભાવિક ભાગ પડે છે. ઉત્તર ભાગમાં સિંધુ ને ગંગા તથા તેમને મળનારી નદીઓ વહે છે.એ બે નદીઓના જળપ્રદેશની વચ્ચે અરવલી પર્વત આવેલો છે એ ઉત્તર ભાગ સમશીતોષ્ણ કટિબંધમા છે,ને દક્ષિણ ભાગ ઉષ્ણ કટિબંધમા છે એ બે ભાગોની વચમા નર્મદા નદી આવેલી છે ઉત્તર ભાગોને આ દેશના લોકો આર્યાવર્ત અને દક્ષિણ ભાગને દક્ષિણ કહેતા મુસલમાનો આર્યાવર્તને હિંદુસ્તાન કહેતા ને આજે આખા દેશને હિંદુસ્તાન કહે છે. સિંધુના જળપ્રદેશમા પંજાબ, સિંધ, કચ્છ ને રજપૂતસ્થાન અને ગંગાના જળપ્રદેશમા દિલ્હી આગ્રા, અયોધ્યા બહાર ને બંગાળા છે. માળવા ને ગુજરાતપણ ઉત્તર ભાગમાજ ગણાય છે ઇતિહાસકારો દક્ષિણ ભાગના પણ બે ભાગ પાડે છે ૧ લો ઉત્તરે તાપી ને દક્ષિણે કૃષ્ણા ને તુંગભદ્રાની વચેનો, ને બીજો કન્યાકુમારી સુધીનો તામીલ ભાષા બોલનારો ભાગ. દક્ષિણ ભાગમા પૂર્વ ને પશ્ચિમ ઘાટ (સંહ્યાદ્રિ) ના ડુંગરા દક્ષિણોત્તર પડેલા છે પશ્ચિમઘાટ ને દરિયાની વચ્ચેની પટ્ટીને કોંકણ કહે છે. મરાઠી રાજ્યના વારામા પશ્ચિમઘાટના સપાટ શિખરો ઉપર પહાડી કિલ્લા બાંધેલા છે.

લોક * ૪ જૂદે જૂદે વખતે આ દેશમં જૂદી જૂદી જાતના લોક આવીને વસેલા છે, પ્રથમ આ દેશમા અનાર્ય લોક રહેતા હતા એ લોકો છૂટાછવાયા ડુંગરની ગુફાઓમા કે જંગલોમા રહેતા. તેઓ જંગલી, કાળા ને ઠીંગણા હતા જંગલમાથી ફળફળાદિ વીણી લાવી કે શિકાર કરીને ખાતા ને નાગા ફરતા આગળ જતા તેઓ છૂટા છૂટાં છાપરા બાધી રહેવા લાગ્યા ને માટીના વાસણોમા રાધીને ખાવા લાગ્યા. તીર કામઠા ને ભાલા વાપરવા લાગ્યા, તથા છાલ ને ચામડા ઓઢવા લાગ્યા એ લોક પ્રથમ આ દેશના સપાટ મૂલકમા રહેતા પણ પરદેશીઓએ આ દેશમા આવી તેમને ડુગરામા નસાડી મૂકયા બંગાળાના સતાલ, ઓરિસાના કોલ ને કંધ, રજપૂતાણાના ને પુર્વે ગુજરાતના ભીલ ને નાયકડા, એ અનાર્ય લોકન વંશજો છે. અનાર્ય લોક ઉપર પ્રથમ ભરતખંડના વાયવ્ય ખૂણાને માર્ગે મધ્ય એશિઆમાથી દ્રાવિડ લોક આવ્યા. તેમણે પ્રથમના જંગલી લોકોને નસાડી જંગલો કાપી વસાયાત કરી, તેમની વસ્તી જેમ જેમ વધતી ગઇ, તેમ તેમ તેઓ આગળ વધતા ગયા ને ફળદ્રુપ મૂલકના ધણી થઈ પડયા. તેમની પછી તુરાની લોક તાતારમાથી આસામને માર્ગે હિમાલય ઓળગી આ દેશમા આવ્યા. તુરાની લોક ઘોડા ઉપર બેસતા, બખ્તર પહેરતા ને દ્રાવિડ લોક કરતા મજબૂત ને વિકાળ હતા એમના વંશજો હાલમા બંગાળાના ઈશાન ખૂણામા જેવામા આવે છે તેમણે દ્રાવિડ લોકને મારી નસાડી મૂકયા ને તેમનો મૂલક પોતે પચાવી પડયા. તેથી કેટલાક ઓઢીઆને માર્ગે દક્ષિણમા જઇ વસ્યા. એ લોક ઢોર પાળતા ) જંગલો કાપી ખેતી કરતા. કુટુંબના વડાની આજ્ઞા પાળતા. ગામ બાધી રહેતા ને તેઓ સર્પની ને વૃક્ષની પૂજા કરતા તેમના વંશજો હાલ દક્ષિણમા ને લંકામા કહે છે, અને તેઓ તામિલ, તેલુગુ, મલાયાલમ ને કાનડી બોલી બોલે છે. તુરાની લોક પછી આર્ય લોક ખૈબરઘાટને માર્ગે આ દેશ ઉપર

* આ મત પાશ્ચાત્ય લોકોના ગ્રંથોને આધારે લખેલો છે

ચઢી આવ્યા * તેમનું રહેઠાણુ મધ્ય એશિઆમા ઓકસસ નદીના કાઠાના મૂલકમા હતુ એમ પાશ્ચાત્ય વિદ્વાનો ધારે છે ત્યા તેમની વસ્તી વધી ત્યારે તેઓ આસપાસના ફળદ્રુપ દેશોમા જઇ વસવા લાગ્યા, તેમની એક ટોળી પશ્ચિમમા જઈ યુરોપમા વસી તેમના વ શજો યુરોપની હાલની પ્રજાઓ છે. બીજી એક ટોળી ઇરાનમા ગઇ. તેમના વ શજો હાલના પારસીઓ છે ત્રીજી ટોળી પ્રથમ સિ ધુ નદી ઉપર આવી વસી કેટલાક વિદ્વાનો એવુ ધારે છે કે ઇરાનમા જે ટોળી ગઇ તે મધ્ય એશિઆમાથી બારોબાર નહિ, પણ સિંધુને કાંઠે આવ્યા પછી તેમને માહોમાહે અણબનાવ થવાથી તેમાના કેટલાક ઇરાન તરફ ગયા ને કેટલાક આ દેશમા રહ્યા. સિંધુ ઉપરથી આ દેશના આર્ય લોકનુ નામ હિ દુ પડયુ, એવુ કેટલાક અનુમાન કરે છે, કેમકે હિ દુ એ શબ્દનો ઉલ્લેખ સંસ્કૃતમા છે જ નહિ સિંધની આ પાર આવી તે લોકો આગળ વધ્યા ને ધીમે ધીમે દેશમા પ્રસર્યા આર્ય લોકો પ્રથમ હિમાલય ને વિંધ્યાચળની વચ્ચેના પ્રદેશમા વસ્યા ને તે ભાગનું નામ આર્યાવર્ત પાડયું એ લોક પછી ઈરાની, ગ્રીક ને શક લોક આ દેશ ઉપર ચઢી આવ્યા, પણ તેઓ આ દેશમા સ્થાયી વસ્યા નહિ તેમનામાના જેઓ આ દેશમા વસ્યા તેમણે આર્ય લોકોનો ધમ ને આચારવિચાર સ્વિકાર્યથી તેઓ આર્ય લોકો ભેગા ભળી ગયા પાછળથી મુસલમાનોના ડરથી નાશીને ઈરાનથી પારસી લોક આ દેશને પશ્ચિમ કાંઠે આવી વસ્યા તેમના પછી કેટ-લાક વર્ષે મુસલમાનો આવ્યા ને આ દેશમા તેમનું રાજ્ય થયા પછી સ્થાયી વસ્યા એ મુસલમાનો અરબસ્તાન, ઈરાન, અફઘા-નિસ્તાન ને તુર્કસ્તાનમાથી આવેલા છે. એ સિવાયના તેમણે આ દેશના વતનીઓને વટાળેલા મોલેસલામ મુસલમાનો છે છેલ્લે યૂરોપી લોકમાના ફિરગી (પોર્ટુગીઝ), ફ્રચ, વલંદા-ડચ ને અગ્રેજ આ દેશમા આવ્યા.

---

* આ દેશના આર્યલોકોનુ કહેવુ એવુ છે કે આર્યલો- આ દેશના અસલથીજ વતની હતા તેઓ પરદેશથી આ દેશમા આવ્યા નથી

ધર્મ પ પારસી લોક આવ્યા તે પહેલા જે લોકો આ દેશમા રહેતા હતા તે સર્વને અરસ્પરસ સબધ થવાથી તેમનો ધર્મ રીતભાત ને વ્યાહાર એક જાતના થઇ ગયા, ને તે સર્વે હિંદુના નામથી ઓળખાવા લાગ્યા પારસીઓ પોતાનો અગ્નિ પૂજવાનો ધર્મ સાચવીને જૂદા પડયા પારસી પછી મુસલમાનો આવ્યા વહોરા, મેમણ વગેરે હિદમાથી થએલા મુસલમાન છે તેમના પછી પોર્ટુગીઝ લોક આવ્યા તેમણે ને તે પછી અગ્રેજ વગેરે યરોપી પ્રજાએ ધર્મ સંબધી બળાત્કાર ન કરતા પોતાના ખ્રિસ્તિ ધર્મના પાદરીઓ મારફત ઉપદેશ આપી હિદુના ખ્રિસ્તિ કર્યા. તે વિશ્વાસી કહેવાય છે એ પ્રમાણે આ દેશમા હિદુ, મુસલમાન, પારસી ને ખ્રિસ્તિ એ ચાર મુખ્ય ધર્મો છે

ભાષા આ દેશના અસલી રહેવાસી અનાર્ય લોકની ભાષા આર્ય લોકની ભાષાથી જૂદી હતી, તે છતા તેમનો આર્ય સાથે ઘણા વર્ષથી સહવાસ થવાથી તેમની ભાષામા આર્ય ભાષાના શબ્દો ભળેલા છે પ્રથમ આવેલા દ્રાવિડ લોકમા ચાર ભાષા બોલાય છે તેના નામ ઉપર ચોથી કલમમા આપેલા છે આર્ય લોક પ્રથમ સસ્કૃત ભાષા બોલતા, પણ પાછળથી તેમા વિકાર થતા હાલમા બોલાતી ગુજરાતી, મરાઠી, બગાળી, પજાબી, હિદી વગેરે પ્રાકૃત ભાષા થઇ મુસલમાનો પોતપોતાના દેશમાથી પિસ્તુ, ફારસી ને અરબી ભાષા આ દેશમા લાવ્યા મુસલમાની રાજ્યમા રાજ્ય દરબારી ભાષા ફારસી હોવાથી આર્ય લોકની બોલીમા ફારસી શબ્દો ભળ્યા. તે પછી યૂરોપિયન પ્રજાઓ આવી તેમની પોર્તુગીજ, ફ્રેંચ ને અગ્રેજી આ દેશમા ચાલી અગ્રેજી રાજ્યને લીધે હાલમા સર્વત્ર અગ્રેજી ભાષા શીખવાય છે

———o———

# અનુક્રમણિકા.

—— * ——

## ભાગ ૧ લો. આર્યરાજ્ય.



## ભાગ ૨ જો. મુસલમાની પઠાણ રાજ્ય

## ભાગ ૩ જો મુગલ રાજ્ય



## ભાગ ૪ થો મરેઠી રાજ્ય



## ભાગ ૫ મો બ્રિટિશ રાજ્ય

# ભરતખંડનો સરળ ઇતિહાસ.

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧ લું.

#### આર્ય રાજ્ય.

#### આર્યલોક પંજાબમાં.

૧ આર્ય ઇતિહાસ જાણવાનું સાધન ૨. આર્યલોક પંજાબમા ૩ તે વખતે આર્ય ધર્મ. ૪ આર્ય લોકની તે સમયની સ્થિતિ ૫. આર્ય સ્ત્રીઓની સ્થિતિ ૬ અનાર્યો સાથે લડાઇઓ.

આર્ય ઇતિહાસ જાણવાનું સાધન ૧ ભરતખડનો પ્રાચીન ઇતિહાસ જાણવાનુ સાધન વેદ મત્રો અને આર્ય ગ્રંથો છે તેમા આર્ય રાજ્યની હકીકત, લડાઇઓ વગેરે યથાસ્થિત નોધેલા નથી, પરતુ એ વેદ મત્રો ને ગ્રથો ઉપરથી પ્રાચીન આર્યો વિચાર અને ધર્મ જ્ઞાનમા શી રીતે વધતા ગયા તથા તે સમયે તેમની સ્થિતિ કેવી હતી, તેનો ઇતિહાસ બરાબર મળે છે વળી આર્યોના સબધમા આવેલા પરદેશીઓના લખાણ, તામ્રપટ, શિલાલેખ વગેરે ઉપરથી પણ આ દેશના ઇતિહાસ ઉપર પ્રકાશ પડે છે.

આર્યલોક પંજાબમાં. ૨. હાલના યૂરોપીય વિદ્વાનોનું એવુ મત છે કે આર્યલોકનુ મૂળ રહેઠાણ મધ્ય એશિયામાં હતું. ત્યાંથી એક ટોળી પશ્ચિમ તરફ યૂરોપમા ગઇ અને બીજી દક્ષિણ તરફ કાબુલને માર્ગે ખૈબરઘાટ ઓળગી સિધુ નદીને કાંઠે આવી વસી.

ત્યાં તેમને માહેમાંહે કજીઆ થવાથી તેમાના કેટલાક પશ્ચિમ તરફ ઇરાનમા ગયા ને કેટલાક ત્યાજ રહ્યા. ઇરાનમા ગયા તેમના વંશજો હાલના પારસીઓ છે, અને સિંધુને કાંઠે રહ્યા તેમના વંશજો આ દેશના આર્ય લોકો છે

**તે વખતનો આર્યધર્મ.** ૩. પંજાબમા રહીને તેમણે ઋગ્વેદના મંત્રો રચ્યા હોય એમ જણાય છે એ મંત્રો ઉપરથી પ્રાચીનકાળમા આર્યો કેવા સુધરેલા અને તેમનો ધર્મ કેવો હતો તેનુ અનુમાન થાય છે શરૂઆતમા માણસનુ મન કુદરતમા જે પ્રકાશિત, ભવ્ય, ઉપયોગી, બળવાન અને આશ્ચર્યકારક હોય તે પૂજવાને પ્રેરાય છે તે પ્રમાણે આર્ય લોકોએ સુંદર આકાશ, ખુશનુમા પ્રભાત, ઉગતો સૂર્ય, ને પ્રકાશિત અગ્નિની સ્તુતિના ને પૂજાના મંત્રો બનાવ્યા છે આર્ય ગ્રંથોમા ઋગવેદના મંત્રો જૂનામાં જૂના છે એ લોકાનો આધાર ખેતી ઉપર હતો, ને ખેતીનો આધાર વરસાદ ઉપર હોવાથી વરસાદની સ્તુતિના ને વરસાદના દેવ ઇંદ્રની સ્તુતિના પણ મંત્રો છે તે વખતે મૂર્તિપૂજા નહોતી.

**આર્ય લોકોની તે સમયની સ્થિતિ.** ૪. ઋગવેદના મંત્રો ઉપરથી આર્ય લોકની તે વખતે કેવી સ્થિતિ હતી તે પણ માલમ પડે છે. તે વખતે તેઓ ખેતી કરતા ને ઢોર પાળતા. ખેતી કરવામાં ઘોડા વાપરતા ગાય, બળદ, ભેંસ, ઘોડો, ઘેટા બકરા વગેરે જનાવરો પાળતા, કૂવા ખોદી રેંટ ફેરવી ખેતીને પાણી પાતા, અને ઘઉં, જવ વગેરે ધાન્ય પકવતા. ઘર બાંધીને ગામમા રહેતા. રસ્તા બનાવતા ને વહાણ બાંધતા તેમને વણવાનું કાંતવાનું, ગુંથવાનું, રંગવાનું, ને સુતાર લુહારનુ કામ આવડતું હતુ. તેઓ રૂ, ચામડા ને ઉનના કપડા બનાવતા ને અનાજ દળી, ખાંડી રાંધીને, ખાતા. સોનુ, રૂપુ, લોઢુ વગેરે ધાતુ તેમને માલમ હતી. તેઓ લડાઈમા તીરકામઠાં, તરવાર, કટાર. ભાલા ને ફરસી વાપરતા ને કવચ પહેરતા તે વખતે ચાર વર્ણ બંધાઈ નહોતી, ઘરનો વૃદ્ધ પુરુષ ઘરનો વડીલ ગણાતો ને બધા તેની આમન્યા પાળતા.

એ વડીલજ પુરોહિત, ગોર કે શિક્ષાગુરૂનુ કામ કરતો. ધર્મક્રિયા સઘળા પોતાની મેળે પોતાના ઘરમા કરતા. સઘળા આર્યો સરખા હતા તેઓ બ્રાહ્મણ, ક્ષત્રી ને વૈશ્યનુ કામ કરતા જે વેદ મંત્રો ભણી ધર્મક્રિયા કરતા ને કરાવતા તેજ જરૂર પડે યુદ્ધમા જતા ને ખેતી કરતા ને લુગડા વણતા નાના બાળકો ઢોર ચારતા. એ સમયે મડદાને દાટવાનો ને બાળવાનો બને રિવાજ ચાલતા હતા બાપનો પુત્ર વારસ થતો એ સમયે દત્તક લેવાનો ચાલ હતો.

**આર્ય સ્ત્રીઓની સ્થિતિ.** ૫ આજની પેઠે બાપ પોતાની દીકરીને પરણાવતો ને ઘરેણાગાઠાથી શણગારીને તથા તેને ઉત્તમ પ્રકારની શીખામણ આપીને સાસરે વળાવતો પરણાવવાની ક્રિયા આજના જેવીજ થતી, પણ તે સમયે છેક નાના બાળકને પરણા-વતા નહિ દીકરીની સ્ત્રીના ધર્મમા આવવાની શરૂઆત થાય એટલી ઉમરે તેને પરણાવતા. એ વખતે દીકરીઓને ઉત્તમ પ્રકા-રની કેળવણી આપવાનો ચાલ હતો તેથી ઘરના સાસુ સસરાની તેઓ આમન્યા પાળતી, ને નણંદ, દેરાણી, જેઠાણી, સાથે હળી-મળીને રહેતી તેઓ હમેશા હસમુખી રહેતી ને તપી જતી નહિ, કે કોઇને કડવાં વેણ કહેતી નહિ. પતિવ્રત ધર્મ પાળી, પતિની સેવા કરી તેને પ્રસન્ન રાખતી પુરૂષો સાથે સ્ત્રીઓ પણ દેવપૂજામા સામેલ રહેતી. ઘરની, ઘરના સામાનની, નોકરચાકરની ને બાળકોની સભાળ રાખતી, ને બાળકોને ઉત્તમ પ્રકારે કેળવતી વળી તેઓ ગાયો દોહવાનુ ને રૂ કાતવાનુ કામ પણ કરતી. એ રીતે આર્યોનો ઘરસસાર સુખી ને શાત હતો

**અનાર્યો સાથે લડાઇઓ** ૬ આર્યો પંજાબમા આવ્યા ત્યારે ત્યાં કાળા રંગના ને બળવાન જંગલીઓ રહેતા હતા આર્યો તે-મને અસુર, રાક્ષસ, દસ્યુ ઈત્યાદી નામથી બોલાવતા એ લોકનો સપાટ ફળદ્રુપ પ્રદેશ આર્ય લોકોએ જીતી લીધાથી તેઓ પાસેના ડુંગરામા ભરાયા ત્યા રહીને તેઓ આર્ય લોકોનો માર્ગ રોકતા, જનાવરો ચોરી જતા, આર્યની

વાર તેમના ગામો ઉપર હુમલા કરતા, ધાડ પાડતા ને તેમની દોલત લૂટી જતા એ પ્રમાણે આર્ય ને અનાર્યો વચ્ચે ઘણીવાર યુદ્ધ થયા, પરતુ છેવટે આર્યો વિજયી થયા, ને તેમના સંસ્થાનો વધતા ગયા તેઓ જગલો કાપીને તથા બાળીને અને અનાર્યોને ડુગરામા નસાડીને સપાટ મૂલકમા વસાયત કરવા લાગ્યા એ રીતે પજાબમા આર્ય રાજ્ય થયુ ને અનાર્યો ડુગરામા ભરાયા ત્યાં આજે પણ તેમના વશજો છે એ અનાર્યોમાના કેટલાક આર્યોના ગામમા રહી તાબેદારીના કામ કરવા લાગ્યા, તે દાસ-શૂદ્ર થયા. એ શૂદ્રો આર્યોનો ધર્મ સ્વીકારી તેમની ખેતી કરવા લાગ્યા

## પ્રકરણ ૨ જું.

## आर्योनो उत्तर भरतखंडमां प्रसार.

**૧. આર્યોના ચાર વેદ ૨ બ્રાહ્મણ, આરણ્યક ને ઉપનિષદ્. ૩ આર્યોનો પ્રસાર અને રાજ્ય ૪ આર્યાવર્તના આર્યોની સ્થિતિ. ૫. એ સમયની સ્ત્રીઓની હાલત. ૬ રાજ્યપદ્ધતિ**

**આર્યોના ચાર વેદ** ૧ પંજાબમાથી વધીને આર્યલોક ગગા ને જમનાના કાંઠા ઉપર ને ત્યાથી પૂર્વ તરફ કાશી, અયોધ્યા ને બહાર તરફ આગળ વધ્યા. પજાબમા તેઓ સૂર્ય, આકાશ, વરૂણ, વરસાદ, ઈદ્ર, અગ્નિ, ઇત્યાદિ દેવોની મત્રોવડે પ્રાર્થના કરતા એ મત્રોનો ગગા, જમનાના કાંઠા ઉપર આવ્યા પછી સગ્રહ કર્યો, તેને ઋગ્વેદ સહિતા કહે છે એ વગર સામ, યજુર્ ને અથર્વ એ ત્રણ વેદ પણ આજ સમયે થયા યજુર વેદના કૃષ્ણ ને શુક્લ એવા બે ભાગ છે. યજ્ઞ કરાવવામા જમીન માપીને વેદી બનાવવી, વાસણ, પાણી ને લાકડાં તૈયાર કરવા, ને યજ્ઞના પશુનો વધ કરવો, એ કામ કરનારને અધ્વર્યું કહેતા. નિયમ પ્રમાણે યજ્ઞ વખતે કેટલીક ક્રિયામા ગાયન કરવાનું હોય

છે. એ કામ કરનારને ઉદ્‌ગાતા કહેતા એ બને કામને લાયક બનાવવાને વાસ્તે ખાસ કેળવણી આપવી પડતી તેથી ઋગ્વેદ-માંથી એ બને કામને ઉપયોગી ભાગ જૂદા પાડી બે વેદ કર્યા અધ્વર્યુના કામનો યજુર્ અને ઉદ્‌ગાતાના કામનો સામવેદ થયો એ સમયે અથર્વ ચોથા વેદ તરીકે ગણાતો નહોતો, માત્ર ત્રણજ વેદ ગણાતા. છેક પાછલા વખતમા અથર્વની વેદમા ગણના થઇ એમાં રોગથી, ઘાતક પશુઓથી અને દુશ્મનના શાપથી બચવાના વિધિઓ આપેલાછે, તથા વેદને પ્રસન્ન કરવાના, આયુષ્ય વધા-રવાના, રોગ મટાડવાના ને ધન મેળવવાના મત્રો છે

બ્રાહ્મણ, આરણ્યક ને ઉપનિષદ્ ર વેદના મત્રોના સગ્રહને સહિતા કહે છે, અને એ સહિતા ઉપર વિસ્તારથી વિવેચન કરેલા ગ્રંથોને બ્રાહ્મણ કહે છે એ રીતે ઋગ્વેદ ઉપર બે, સામવેદ ઉપર ચાર, યજુર્વેદ ઉપર બે અને અથર્વ ઉપર એક, એટલા બ્રાહ્મણ-ગ્રથો છે ગામમા રહી, યજ્ઞ, હોમ વગેરે ક્રિયા કરવાનો વિધિ બ્રા હ્મણ ગ્રંથોમા વર્ણવેલો છે એ સમયે કેટલાક ઋષિઓ જગલમા રહી શાસ્ત્રનુ અધ્યયન કરતા ને શિષ્યોને કરાવતા એ જગલમા હોમ કરવાનો વિધિ બતાવવાને આરણ્યક ગ્રથો થયા એ ગ્રથો પણ બ્રાહ્મણ ગ્રથોમાજ ગણાયા. ઋગ્વેદ ઉપર બે અને યજુર્વેદ ઉપર બે આરણ્યક ગ્રથ થયા છે બાકીના બે વેદ ઉપર આરણ્યક ગ્રથ થયા નથી જગલોમા રહી ઋષિઓ તત્વજ્ઞાન ઉપર વિચાર કરતા. જીવ અને ઈશ્વર શુ છે, જીવનુ કર્ત્તવ્ય અને પ્રાપ્તવ્ય શુ છે, જીવ શાથી થયો ને મુઆ પછી એનુ શુ થાય છે, મોક્ષ શાને કહેવો અને તે કેમ મેળવવો, વગેરે બાબતો ઉપર ચિંતન કરતા-એ તત્વજ્ઞાનના ગ્રથોને ઉપનિષદ્ કહે છે એ સમયે ઉપનિષદ્‌ના દશ ગ્રંથો થયા હતા. ઉપર કહેલા વેદ સહિતા, બ્રાહ્મણ, આરણ્યક ને ઉપનિષદ્‌ના ગ્રથોને આર્યો ઇશ્વરદત્ત માને છે, અને તે પવિત્ર અને સર્વમાન્ય ગણાય છે મહાભારત અને રામાયણના ગ્રથો પણ એજ સમયે થયા હોય એમ જણાય છે.

**આર્યોનો પ્રસાર અને રાજ્ય** ૩. પંજાબમાંથી આર્યો આગળ વધી ગંગા ને જમનાના પ્રદેશમાં વસ્યા, ને ત્યાંથી દક્ષિણે વિંધ્યાચળ ને પૂર્વે બંગાળા સુધી વધ્યા. ત્યાં તેણુણે પોતાના રાજ્ય સ્થાપી અનાર્યોને ડુંગરમાં હાંકી કાઢયા. આર્યોને અનાર્યો સાથે વારંવાર લઢાઇમાં રોકાવું પડવાથી વેદાધ્યયન કરવાનું, ખેતી કરવાનું વગેરે કામ થતાં નહિ, તેથી તેમણે સૌથી વધારે બળવાન, મોભાદાર અને જથાવાળાને રાજા ઠરાવી તેની સરદારી નીચે બીજા બળવાન ને ઉત્સાહી યોદ્ધાઓ સોંપી તેમનો વર્ગ જૂદો ઠરાવ્યો તે લઢાઈઓ લઢી રાજ્ય સંભાળે એવું ઠર્યું તે ક્ષત્રી કહેવાયા તેજ પ્રમાણે વેદાધ્યયન કરે ને કરાવે તે બ્રાહ્મણ, અને ખેતી ને વેપાર કરે તે વૈસ્ય. એ પ્રમાણે ત્રણ જાતિ થઈ અને જે અનાર્યો તાબે રહી હલકાં કામ—ચાકરી કરવા લાગ્યા તેમની ચોથી શુદ્ર જાતિ થઇ એ ચારે વર્ણને પાળવાના ધર્મોના કાયદા પણ તેજ સમયે થયેલા છે ઉપર કહેલા ગ્રંથો ઉપરથી જણાય છે કે તે સમયે આર્યોના જૂદા જૂદા ટોળાના રાજાઓના નાના મોટા ઘણાં રાજ્યો હતાં, તેમાં દિલ્હીની આસપાસ હસ્તિનાપુરનું, કનોજની આસપાસ પંચાળનું, ઉત્તર બહારમાં વિદેહનું, અયોધ્યામાં કોસલનું ને બનારસની આસપાસ કાશીનું રાજ્ય હતું અયોધ્યાનું રાજ્ય સૂર્યવંશી ને હસ્તિનાપુરનું રાજ્ય ચંદ્રવંશી ક્ષત્રિયોને તાબે હતું. ક્ષત્રિય રાજ્યનો વિસ્તાર પૂર્વમાં બંગાળા, ઉત્તરે હિમાલય પશ્ચિમે સિંધુ નદી ને દક્ષિણે વિંધ્યાચળ સુધી હતો એ ભાગને આર્યાવર્ત કહેતા એ રાજ્યોમાં ભવ્ય યજ્ઞક્રિયાઓ થવા લાગી એ સમયમાં રાજાઓ વિદ્વાન હોઇને વિદ્વાનોને આશ્રય આપનારા હતા તેમણે રાજ્યધાનીમાં ને બીજા મોટા ગામોમાં પાઠશાળાઓ સ્થાપી હતી, એમ બ્રાહ્મણ ગ્રંથો ઉપરથી જણાય છે

**આર્યાવર્તના આર્યોની સ્થિતિ.** ૪ રાજાઓ ગામને કિલ્લા બાંધતા, રસ્તા પહોળા ને સીધા રાખતા, મધ્યે રાજ્યમહેલ બનાવતા ને આસપાસ પ્રજાજનો ભવ્ય મકાનો બંધાવી ગામને શોભા-

વતા પ્રજાજનોની દોલતમા સોનુ, રૂપુ જવાહીર, ગાડી, રથ, ઘોડા, ગુલામો અને શહેરની આસપાસની જમીન હતી દરેક ગૃહસ્થ ઘરમા પવિત્ર અગ્નિ રાખતો, અતિથિનો સત્કાર કરતો ને દેશના કાયદા પ્રમાણે ચાલી રાજાને માન આપતો બ્રાહ્મણ મારફત તે હોમ ને ધર્મક્રિયા કરાવતો બ્રાહ્મણ, ક્ષત્રી ને વૈશ્ય એ ત્રણે વર્ણના બાળક નાનપણથી ગુરુ પાસે જઈ સાથે અભ્યાસ કરતા ને ધર્મજ્ઞાન મેળવતા એ વખતે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય ને શુદ્ર એ ચાર વર્ણ હતી શુદ્ર શિવાયની ત્રણે વર્ણમા કઈક અપવાદ સાથે માહોમાહે પરણતા અને સાથે ખાવા પીવામા બાધ ગણતા નહિ ભિન્ન ભિન્ન પ્રકારના કારીગર લોકોની જરૂરીઆત પૂરી પાડવાને વ શપર પરાથી ઉતરતો આવેલો ધ ધો કરતા ને ખેડુતો પોતાના ઢોર સાથે ગામની આસપાસ ઘર બાધી રહેતા કેટલાક ઋષિઓ જ ગલમા રહી તત્વજ્ઞાનનુ ચિ તન કરતા ને જે શિષ્યો આવે તેમને વેદમ ત્રો પાઠ કરાવતા એ સમયે ઈન્સાફ આપવાના ને ગુન્હેગારને સજા કરવાના કાયદા થયા હતા વળી રાજા પ્રજાને ચાલવાના ધારા ઘડાયા હતા લોકોને જ્યોતિષ ને ખગોળવિદ્યાનુ પણ જ્ઞાન હતુ વળી બ્રાહ્મણ ગ્ર થમા વેદી બનાવવાના નિયમો આપ્યા છે, તે ઉપરથી એ સમયમા ભૂમિતિના મૂળતત્વોની પણ શોધ કરી હતી એમ માલમ પડે છે. એ મૂળતત્વો કલ્પસૂત્રમા આવલા છે

**એ સમયની સ્ત્રીઓની હાલત.** ૫ એ સમયની સ્ત્રીઓ પડદાનશીન નહોતી, તેમને માન આપવામા આવતુ ને તેઓ ધર્મ-ક્રિયઓમા સાથે રહેતી તેઓ ભણેલી હોઈને ઘણીવાર ધર્મશાસ્ત્રોના વાદવિવાદની સભાઓમા ભાગ લેતી તેઓ આજની યુરોપિય સ્ત્રીઓની માફક જનસમાજમા છૂટથી ફરી શકતી નહોતી, તોપણ મુસલમાનો આવતા સુધી જનાનાની રીત તો આર્ય લોકોમા બીલકુલ દાખલ થઇ નહોતી, અને મરેઠા વગેરે જાતિમા જ્યા મુસ-લમાની રાજ્ય થોડો જ વખત ટક્યુ હતુ, ત્યા હજુ પણ નથી. પ્રાચીનકાળમા આર્ય સ્ત્રીઓને જેટલુ માન મળતુ તેટલુ બીજી

કોઇ પણ પ્રજામા તે સમયે મળતુ નહોતુ સીતા, તારા, દ્રૌપદી, મૈત્રીયી, ગાર્ગી, અનસુયા, અરૂધતી ઇત્યાદી સ્ત્રીઓ ઘણી વિદુષી હતી તેઓ પતિવ્રતા ને સ્વધર્માચારીણી હોઇને પોતાના પતિને અને વડીલોને માન આપતી, તેઓ ઘરની અને પશુઓની સભાળ રાખતી ને બાળકોને યોગ્ય કેળવણી આપી ઉછેરતી

**રાજ્ય પદ્ધતિ.** ૬ રાજા રાજ્યનુ કામકાજ કરતા ને બ્રાહ્મણો મત્રીનુ કામ કરી તેમને રાજ્ય ચલાવવામા ને ઇન્સાફ આપવામા શાસ્ત્ર પ્રમાણે સલાહ આપતા રાજ્યના મોટા મોટા ભાગ પાડી તે ઉપર સુબા નીમેલા હતા, તે દરેકના તાબામા હજાર હજાર ગામ હતા. સુબાના હાથ નીચે સો સો ગામના વહીવટદાર અને તેના હાથ નીચે દશ દશ ગામના કામદાર નીમેલા હતા તેથી ઉતરતા એક એક ગામના ઉપરી હતા તે સર્વે પોતાના કામકાજ સબધે રાજાને જવાબદાર હતા જમીનનુ મહેસુલ એ રાજ્યની ઉપજનુ મુખ્ય સાધન હતું તે વગર માલની આયાત નિકાસ ઉપર પણ દાણ લેવાતુ હતુ ગરીબ લોકો વેરો આપી શકતા નહિ, તેના બદલામા મહીનામા એક દિવસ રાજ્યવેઠ કરતા ગામનો પટેલ ગામનો જમીનવેરો કેટલો આપવો તે આકડો રાજા સાથે નક્કી કરી તેનો જવાબદાર થતો વેરો ગામના લોકોમા ફાળવવામા આવતો ગામના લોકોની ચાલચલગતનો જવાબદાર પણ એ પટેલજ હતો, ગામલોકના માહોમાહેના ટટા પચની મારફત ચૂકવતો, તેના બદલામા તેને રાજા તરફથી પસાયતી જમીન મળતી, તેમ તે વેઠવેરાથી મુક્ત હતો પટેલના હાથ નીચે બીજા ગામડાના નોકરો હતા, તેમને પણ રાજ્ય તરફથી પસાયતા મળતા એ સમયે રાજ્યના સઘળા અમલદારોને પગારને બદલે પસાયતાની જમીન આપવાનો ધારો હતો.

# પ્રકરણ ૩ જુ.

## સૂર્યવંશી રાજ્ય

## रामायण *

૧. હરિશ્ચન્દ્ર રાજા ૨. રામચંદ્રજીનો જન્મ ૩. રામયુદ્ધકળા શીખે છે. ૪. સીતાસ્વયંવર. ૫. રામચદ્રજીના રાજ્યાભિષેકમાં ભંગ. ૬. રામચદ્રનો વનવાસ ૭. સીતાનું હરણ ૮. સીતાની શોધ. ૯. લંકા ઉપર રામની સવારી ૧૦. સીતાનો પુનઃ વનવાસ ૧૧. સીતાનો રામ સાથે મેળાપ. ૧૨. રામરાજ્ય

**હરિશ્ચન્દ્ર રાજા ૧.** અયોધ્યામા સૂર્યવશી રાજ્ય સ્થાપનાર ઇક્ષ્વાકુ થયો. તેના વશમા ૧૦ મી પેઢીએ હરિશ્ચદ્ર નામે સત્યવાદી રાજા થયો એનુ સત્યવ્રત તજાવવાને વિશ્વામિત્ર નામે ઋષિએ ઘણો યત્ન કર્યો, પણ તેણે પોતાનુ સત્યવ્રત તજ્યુ નહિ તેણે પોતાનુ વ્રત પાળવાને રાજ્ય ખોયુ, અસહ્ય સંકટ વેઠયુ, પોતાની સ્ત્રી અને છોકરા વેચ્યા તથા તેમને નીચ કામ કરતા નજરે જોયા, પણ પોતાના વ્રતથી ડગ્યો નહિ. તેની પત્નિ તારામતી પોતાના પતિનુ વ્રત પાળવાને રાજ્યસુખ તજી તેના દુખમા ખુશીની સાથે ભાગીએણ થઈ અને ગણિકાને ઘેર વેચાઇ તેનો પુત્ર રોહિતાશ્વ પણ એ જ રીતે રાજ્ય છોડી પોતાના પિતાની સાથે કષ્ટ વેઠતા છેવટે વેચાયો, ને નહિ થાય એવુ નીચ કામ કરવા લાગ્યો એ પ્રમાણે ત્રણે

* રામાયણ અને મહાભારતની ભાષા ઉપરથી કેટલાક વિદ્વાનો મહાભારત પ્રથમ ને રામાયણ પાછળથી થએલુ ધારે છે. વળી કેટલાક ધારે છે કે એ બને ગ્રથમા મુખ્ય પાત્ર પાચ પાડવ, દ્રોપદી, રામ, સીતા એ કોઇ થયા જ નથી એ માત્ર કાલ્પનિક નામો છે, પરતુ દેશી આર્ય મત પ્રમાણે એ બને ગ્રથોની કથા ખરી બનેલી છે, ને રામાયણ પ્રથમ ને મહાભારત પાછળથી થયુ છે એ ગમે તેમ હોય તો પણ આર્યો એ નામો પૂજ્યભાવથી સભારે છે ને એમની કથા પ્રેમથી સાભળે છે. તેથી તથા એ બને કથામાથી વિદ્યાર્થીઓને ઘણુ ઉપયોગી જ્ઞાન અને ઉપદેશ મળે છે તેથી એ બને વાર્તાનો સાર અત્રે આપ્યો છે.

જણાએ અસહ્ય કષ્ટ વેઠયુ, પણ સત્ય ન તજ્યુ ત્યારે પરિણામે પરમેશ્વરે સહાય કરી, ને તેમને મૂળ સ્થિતિમા આણી મકયા એ હરિશ્ચદ્ર રાજા સત્યવાદીને નામે, તેની સ્ત્રી તારામતી સતીને નામે ને તેનો પુત્ર રોહિતાશ્વ સુપુત્રને નામે આજે પણ આર્યોમા પૂજાય છે આ ઉપરથી આપણને શીખામણ મળે છે કે ગમે તેવા કષ્ટ પડે તોપણ તે આપણી કસોટીને માટે છે, એમ માની ધીરજ રાખી સહન કર્યાથી પરિણામે પરમેશ્વર આપણને સારૂ ફળ આપે છે

**રામચદ્રનો જન્મ** ૨ હરિશ્ચદ્ર પછી કેટલીક પેઢીએ દશરથ રાજા થયો, તેને ત્રણ રાણી હતી તેમાની પટરાણી કૌશલ્યાને પેટે રામાયણની કથાના નાયક રામચદ્રનો જન્મ થયો બીજી સુમિત્રાને પેટે લક્ષ્મણ ને શત્રુઘ્નનો ને નાની કૈકેયીને પેટે ભરતનો જન્મ થયો

**રામ લક્ષ્મણ યુદ્ધકળા શીખે છે** ૩ તે સમયે વિશ્વામિત્ર નામે ઋષિ હતા આસપાસના રાક્ષસો આવી તેમના યજ્ઞનો ભગ કરતા, એ રાક્ષસોથી યજ્ઞનુ રક્ષણ થવા ઋષિએ દશરથ રાજા પાસે રામ લક્ષ્મણ માગ્યા ઋષિને નારાજ કરવા ઠીક ન લાગ્યાથી તેણે રામ લક્ષ્મણને મોકલ્યા, વિશ્વામિત્રે પોતાના આશ્રમપર આવી રામ લક્ષ્મણને યુદ્ધકળા શીખવી અને રાક્ષસોથી પોતાના યજ્ઞનુ રક્ષણ કરાવ્યુ

**સીતાનો સ્વયવર** ૪ એ સમયે અયોધ્યાની પૂર્વે વિદેહનુ રાજ્ય હતુ ત્યા જનક નામે રાજા રાજ્ય કરતો, તેને સીતા નામે ગુણવાન અને રૂપવાન પુત્રી હતી એ સીતાને પરણાવવા માટે જનકે સ્વયવર રચી દેશદેશના રાજાઓને નોતર્યા, જનકને મહાદેવે એક મોટુ ધનુષ્ય આપેલુ હતુ, તે ધનુષ્ય જે તોડે તેને સીતા પરણાવવી એવી શરત હતી સ્વયવરમા ઘણા રાજા આવ્યા હતા, રામચદ્ર પણ વિશ્વામિત્ર ઋષિની સાથે ત્યા ગયા. શિવજીનુ આપેલુ ધનુષ્ય કોઇ રાજાથી કે લકાના રાક્ષસ રાજા રાવણથી પણ ન તૂટયુ, ત્યારે ઋષિની આજ્ઞા લેઇ રામે તે તોડયુ, તેથી જનકે સીતાને રામ વેરે પરણાવી

**રામચંદ્રના રાજ્યાભિષેકમાં ભંગ.** ૫. દશરથ રાજા વૃદ્ધ

થયો, ત્યારે તેણે પોતાના પાટવી પુત્ર રામને રાજ્યાભિષેક કરવાનો ઠરાવ કર્યો એ વાત રામની સાવકી માતા કૈકેયીને રૂચિ નહિ એક સમયે દશરથે કૈકેયીને વચન આપ્યુ હતુ કે "તું માગીશ તે આપીશ" એ વચન પ્રમાણે કકેયીએ માગ્યુ કે " રામને ચૌદ વરસ વનવાસ મોકલો ને ભરતને રાજ આપો આ સાંભળી દશરથ ખિન્ન થયો, પણ પોતાનુ વચન કેમ તોડાય ? તેમ પોતાના વહાલા પુત્ર રામને દેશવટો દેવો એ પણ દશરથને કારી ઘા જેવુ લાગ્યુ. વચન ભગ થવાય નહિ ને રામને દેશવટો દેવાય નહિ, તે સારૂ તેણે કૈકેયીને બહુ સમજાવી, પણ તે એકની બે થઇ નહિ છેવટે એ વાત રામના જાણુવામા આવી ત્યારે પોતાના પિતાનું વચન પાળવાની ખાતર પોતાને વનમા જવાની રજા આપવા દશરથને વિનાત કરી, તથા રાજ્યાભિષેક કરવા ભરતને એના મોસાળથી બોલાવ્યો ભરત ઓરમાયો પણ તે સદ્દગુણી રામનો ભાઈ હતો, તેણે રાજ લેવાની ના પાડી, અને પોતાના પિતાને તથા રામચદ્રને એ પ્રમાણે દુખી કર્યા તે માટે પોતાની માતાને બહુ ઠપોકો દીધો તેણે રામને ગાદીપતિ થવાને કાલાવાલા કર્યા, પણ રામે કહ્યુ કે આપણા પિતાનુ વચન વ્યર્થ જવુ ન જોઇએ, પુત્રનો ધર્મ છે કે પિતાનુ વચન પાળવુ આપણે પિતાનું વચન લોપનાર પાપી પુત્ર થવુ ન જોઇએ એ પ્રમાણે ઘણો બોધ દીધો, ત્યારે રામ વનવાસથી પાછા આવે ત્યા સુધી રામની વતી રાજ્ય ચલાવવાનુ ભરતે માથે લીધુ આ ઉપરથી હાલના રાજાઓને અને રાજ્યબધુઓને કેટલી બધી શીખામણુ લેવાની છે ! રાજ્યલોભથી પુત્રો પિતાને કેદ કરે છે, બંધુઓ દ્વેષબુદ્ધિથી માહોમાહે લડી મરે છે, તેમણે રામની અને ભરતના દાખલાથી અવશ્ય ઉપદેશ લેવો જોઇએ.

રામચંદ્રનો વનવાસ ૬ રામ વનવાસ જવાને તૈયાર થયા ત્યારે તેમની પતિવ્રતા સ્ત્રી સીતા ને તેમનો ઓરમાન ભાઈ લક્ષ્મણુ તેમની સાથે જવાને તૈયાર થયા. રાજ્યસુખ તજી જગલમા અસહ્ય દુખ ખમવાને તત્પર થવાથી સીતાનુ કેવુ પતિવ્રત અને લક્ષ્મણુનો બધુપ્રેમ જણાય છે ? દશરથની વૃદ્ધાવસ્થામા યાગ્ય રીતે

રાજ્ય ચલાવી રામે પ્રજાપ્યાર એટલો સંપાદન કર્યો હતો કે સમસ્ત પ્રજા રામની સાથે વનવાસ જવાને તૈયાર થઈ પ્રજાને પાછી વાળવાને અને શોક નહિ કરવાને રામે ઉપદેશ કર્યો તેમા પુત્રધર્મ અને રાજાપ્રજાના ધર્મ સારી રીતે બતાવ્યા છે રામના ઉપદેશથી અને આગ્રહથી શોકમાં ડુબેલી પ્રજા પાછી ગઈ રામ વનવાસ ગયાની ખબર સાભળી દશરથે પણ પુત્રવિયોગના દુ ખમા દેહ છોડ્યો

**સીતાનું હરણ.** ૭ રામ, લક્ષ્મણ ને સીતા વનમા ભટકતાં ભટકતા ગોદાવરીને તીરે હાલ જ્યા નાશીક ગામ છે ત્યા એક મઢી બાધીને રહ્યા. તે વખતે આસપાસ સઘળે જ ગલ હતું અયોધ્યાથી નાશીક આવતા સુધી રસ્તામા જંગલ, ડુગરા ને નદી સિવાય કાંઈ નહોતુ જ ગલમાથી ફળફળાદિ વીણી લાવી ત્રણે જણ ગુ-જારો ચલાવતા હતા સીતાના સૌ દર્યથી મોહિત થએલો લ કાનો રાજા રાવણ સ્વય વરમાથી નાઉમેદ થઇ પાછો ગયો હતો, તેણે લાગ સાધી સીતાન એકલી જોઇ તેનુ હરણ કર્યું

**સીતાની શોધ.** ૮. સીતાનુ હરણ થયુ ત્યારે રામ ને લક્ષ્મણ શિકારે ગયા હતા ત્યાથી આવ્યા ત્યારે સીતાને દીઠી નહિ તેથી બન્ને ભાઇ સીતાની શોધ કરવાને દક્ષિણમા ચાલ્યા ત્યા પુષ્કળ જ ગલો હતા ને તેમા છૂટાછવાયા જ ગલી અનાર્ય લોક રહેતા હતા. આગળ ચાલતા જ ગલી લોકોનુ કિષ્કધા નામે ગામ આવ્યુ. ત્યા વાલી નામે રાજા હતો એ વાલીને તેના ભાઈ સુગ્રીવ સાથે અણુબનાવ હતો. સુગ્રીવે રાજ્ય મળવાની શરતે રામને મદદ કર-વાનુ કબુલ કર્યું તેથી રામે વાલીને માર્યો ને સુગ્રીવને ગાદી આપી. સુગ્રીવના પ્રધાન હનુમાનને રામે નિશાની આપી સીતાની શોધ માટે મોકલ્યો. તેણે લ કામા જઇ સીતાની ભાળ કહાડી ને તે સ દેશો લઈ પાછો આવ્યો

**લંકા ઉપર રામની સવારી** ૯ સીતાની ભાળ મળ્યા પછી રામે સુગ્રીવ અને તેના સહકારીઓનું સૈન્ય જમાવ્યુ ને સેતુબ ધ *રામેશ્વર આવી ત્યા રામેશ્વરની સ્થાપના કરી તથા લંકામા જવાને

* જ્યા આગળ રામે સેતુ (પૂલ) બાધ્યો તે જગા.

વચમાં દરિયો છે તેના ઉપર પૂલ બંધાવ્યો, એ ઉપર થઈ સઘળા લંકામાં આવ્યા ત્યાંથી વાલીના પૂત્ર અંગદને વિષ્ટિ કરવાને મોકલ્યો ત્યારે રાવણની સ્ત્રી મંદોદરીએ ને રાવણના ભાઇ વિભીષણે સીતાને પાછી આપવાને રાવણને બહુ સમજાવ્યો, પણ તેણે કોઈનું માન્યું નહિ. વિભીષણ તો પોતાના ભાઈનો દુરાગ્રહ જોઈ રામને જઈ મળ્યો, તોપણ રાવણ ડગ્યો નહિ, ત્યારે લઢાઇ કરી એ યુદ્ધમાં રાવણ, તેનો પુત્ર ઇંદ્રજીત ને ભાઈ કુંભકર્ણ વગેરે સર્વે મરાયા રામે લંકાની ગાદી વિભીષણને આપી ને વનવાસની મુદત પૂરી થવાથી પોતે સીતાને લઇ લક્ષ્મણ સાથે અયોધ્યે પાછા આવ્યા

**સીતાનો પુનઃ વનવાસ** ૧૦ રામના આવ્યાથી ભરત ને પ્રજાજન આદિ પ્રસન્ન થયા રામને રાજ્યાભિષેક થયા પછી તે નગરચર્ચા જોવાને નીકળતા ને લોકવાયકા સાંભળતા એક સમયે સીતાના પતિવ્રત ઉપર શક પડતી લોકવાયકા તેમણે સાંભળી. સીતાના સત ઉપર રામને પૂર્ણ વિશ્વાસ હતો છતા લોકનિંદા થતી અટકાવવા સારૂ સીતાને ખબર આપ્યા વગર લક્ષ્મણ સાથે વનમાં મોકલી દીધી. તે વખતે સીતા સગર્ભા હતી તે લક્ષ્મણના ગયા પછી હૈયાફાટ શોક કરતી ને વનમાં એકલી ભટકતી કેટલેક દિવસે *વાલ્મિકમુનિને આશ્રમે આવી તેમણે સીતાને ઓળખી, પોતાની સંભાળ નીચે આશ્રમમાં રાખી ત્યાં સીતાને બે પુત્ર અવતર્યા મુનિએ તેમની બરદાસ કરીને ઉછેર્યા ને તેમને શસ્ત્રવિદ્યા શીખવી

**સીતાનો રામસાથે મેળાપ** ૧૧ આગળ જતા રામે અશ્વમેધ કર્યો અશ્વમેધ કરનાર ઘોડાને છુટો મૂકે છે, ને તેનું રક્ષણ કરવાને સૈન્ય જાય છે જો કોઇ એ ઘોડો બાંધે તો તેનું રક્ષક સૈન્ય, અશ્વ બાંધનારને હરાવી તાબે કરે છે, ને ઘોડાને છોડાવે છે તે પ્રમાણે સર્વત્ર વિજય કરી ઘોડો પાછો લાવે છે એ અશ્વમેધ કરનાર ચક્રવર્તિ રાજા કહેવાય છે રામનો અશ્વ ફરતો ફરતો વાલ્મિકમુનિને આશ્રમે આવ્યો, ત્યાં સીતાના બંને પુત્રો લવ ને કુશ હતા, તેમણે તે બાંધ્યો રામ આ પુત્રોને, કે પુત્રો રામને ઓળખતા નહોતા, તેથી યુદ્ધ થયું આ નાના બાળકોએ

* આ વાલ્મિક ઋષિએ રામાયણનો ગ્રંથ કર્યો છે.

બતાવેલા પરાક્રમથી રામ બહુ ખુશી થયા એવામાં યુદ્ધના સમાચાર સાભળી વાલ્મિક ઋષિ ત્યા આવ્યા તેમણે આ પુત્રો તમારાજ છે એવુ રામને ઓળખાણ કરાવ્યુ ઋષિના ઉપદેશથી રામ સીતાને તથા બન્ને છોકરાને લેઈ અયોધ્યે ગયા

**રામરાજ્ય ૧૨** સીતાને લાવ્યા પછી રામે સુખશાંતિમા રાજ્ય ચલાવ્યુ તે દરરોજ રાત્રે વેશ પલટી નગરચર્યા જોતા, લોકવાયકા સાભળતા ને રૈયતનુ દુખ ટાળતા, તથા રાજ્યનો બંદોબસ્ત રાખતા તેમણે રાજ્યનીતિ પ્રમાણે રાજ્ય ચલાવીને અને ન્યાયશાસ્ત્ર પ્રમાણે ન્યાય કરીને રૈયતને આબાદ ને સુખી કરી, તથા પોતાના સતાનની પેઠે પાળી પોષી તેનો પ્રેમ સપાદન કર્યો તેથીજ સલાહ શાંતિવાળા, સુખી ને આબાદ રાજ્યને "રામરાજ્ય" ની ઉપમા આજે પણ આપવામા આવે છે એવો રાજા ઈશ્વરના અવતાર તરીકે પૂજાય એમા શુ આશ્ચય છે? રામે રાજા છતા તથા લાબી મુદત સુધી સીતાનો વિયોગ પડયા છતા છેવટ સુધી પોતાનુ એક પત્નીવ્રત પાળ્યુ, તેમજ સીતાએ પણ પોતાનુ પતિવ્રત સાચવ્યુ રામચદ્ર પછી એના પુત્રો ગાદીએ બેઠા ને લાબી મુદત સુધી એમના વશમા અયોધ્યાનુ રાજ્ય ચાલ્યુ

## પ્રકરણ ૪ શુ.

## મહામારત.

**૧ ચંદ્રવંશી રાજ્ય ૨. હસ્તિનાપુરનું રાજ્ય ૩ રાજ્યના ભાગ ૪ દ્રૌપદી સ્વયંવર ૫ પાંડવોને પુનઃ રાજ્યપ્રાપ્તિ અને પુન વનવાસ ૬ મહાભારતનું યુદ્ધ ૭. યાદવ રાજ્ય ૮ પાંડવોનો રાજ્યત્યાગ ૯ મહાભારત ભગવદ્ગીતા વિદુરનીતિ ૧૦ હસ્તિનાપુરના રાજ્યની આખર ૧૧ મગધનું રાજ્ય**

**ચદ્રવંશી રાજ્ય '૧** રામાયણના સમયે સૂર્યવશી આર્યોના રાજ્ય બળવાન હતા અને મહાભારતના સમયે આર્યાવર્તમા ચદ્રવંશી આર્યોના રાજ્ય બળવાન હતા. તેમા દિલ્હીની પૂર્વે ગગાને

કેડિ હસ્તિનાપુરમા પાંડવ કૌરવોનું, મથુરામા કંસનુ, મગધમાં જરાસંધનુ, પંચાળમા દ્રુપદનુ, દ્રાવિડમા શિશુપાળનુ, [1] વૈરાટ (ધોળકા)મા વૈરાટ રાજાનું અને [1] કુંતલપુરમા (કુતીઆણા) માં ભીમકનુ, એ મુખ્ય રાજ્ય હતા વળી પોતાના મામા કંસને મારીને કૃષ્ણે દ્વારિકામા યાદવોનુ રાજ્ય એ સમયે સ્થાપ્યુ

**હસ્તિનાપુરનું રાજ્ય.** ૨ કાલિદાસના કરેલા શાકુંતલ નાટકમા આવેલા દુષ્યંત રાજાનો કુંવર ભરત મહા પરાક્રમી રાજા થયો તેના નામ ઉપરથી આ દેશનુ નામ ભરતખંડ પડયુ,[2] તેના વંશમા ધૃતરાષ્ટ્ર કરીને એક આંધળો રાજા હસ્તિનાપુરમા રાજ્ય કરતો હતો તેને સો દીકરા હતા ધૃતરાષ્ટ્રની પૂર્વે કેટલીએક પેઢી ઉપર કુરૂ કરીને રાજા થઇ ગયો હતો, તેના નામ ઉપરથી એ સો ભાઇ કૌરવ કહેવાતા હતા તેમા સૌથી મોટો દુર્યોધન હતો એની મા (કંદહારી) કંદહારની રાજ્યપુત્રી હતી ધૃતરાષ્ટ્રનો ભાઇ પાંડુ મરી ગયો હતો, તેને બે સ્ત્રી હતી કુંતા અને માદ્રી કુંતા એ કૃષ્ણના બાપ વાસુદેવની બેન હતી તેને યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન એ ત્રણ દીકરા હતા, અને માદ્રીને નકુલ અને સહદેવ એ બે હતા. એ પાંચ પાંડુના નામ ઉપરથી પાંડવ કહેવાતા પાંડુ મરણ પામ્યાથી એ પાંચે કાકાના દરબારમા ઉછરી મોટા થયા એ કૌરવો તથા પાંડવોને દ્રોણ નામે ગુરૂએ રાજ્યનીતિ ને શસ્ત્રવિદ્યા સારી રીતે શીખવીને હોશીઆર બનાવ્યા

**રાજ્યના ભાગ.** ૩. પાંડવો રાજ્યના ભાગીઆ હોવાથી દુર્યોધન તેમના ઉપર દ્વેષ કરતો હતો બન્ને પક્ષને સમજાવ્યાથી અંતે રાજ્યના બે ભાગ પાડી હસ્તિનાપુર દુર્યોધનને અને વારણાવતી ( અલ્લાહાબાદ ) પાંડવોને આપ્યા પરંતુ દુર્યોધને દ્વેષ બુદ્ધિથી પાંડવોનો રાજ્યમહેલ સળગાવી મૂકાવ્યો, તેમાથી પાંડવો મુશ્કેલીથી જીવતા રહ્યા ને વનમા ભટકવા લાગ્યા

**દ્રૌપદી સ્વયંવર** ૪. એવામા પંચાળદેશના રાજા દ્રુપદે પોતાની

---

૧ શિશુપાળ એ ખરેખર ક્યાનો રાજા અને વૈરાટ ને કુંતલપુર ક્યા છે તે વિષે મતભેદ છે

૨ કેટલાક ઋષભદેવના દીકરા ભરતના નામપરથી આ દેશનુ નામ ભારતખંડ પડયુ કહે છે

પુત્રીને પરણાવવા સ્વયવર રચ્યો, ત્યા સઘળા રાજા રાણા એકઠા થયા પાણીના કુંડમાં થાભલા ઉપર ઉચે ગોળ ફરતું એક મચ્છ લટકાવેલુ હતું તે મચ્છનુ કુડના પાણીમા પ્રતિબિંબ પડતુ હતુ, તે પ્રતિબિંબ જોઇને થાભલે બાધેલા બે શીંકામા પગ રાખી જે પુરૂષ મચ્છને વિંધે તેને દ્રૌપદી પરણે એવી શરત હતી પાડવો વનમાં બ્રાહ્મણને વેષે રહેતા હતા, તે સ્વયવરની વાત સાભળી ત્યા આવ્યા. કોઇ રાજાથી મચ્છવેધ ન થયો, ત્યારે અર્જુને ઉઠીને મચ્છવેધ કર્યો તેથી દ્રુપદે પોતાની કુવરી તેને પરણાવી ચૂકથી માતાએ આપેલી આશિષને તાબે થઇ પાચે પાડવોએ તેને સ્ત્રી તરીકે સ્વીકારી

**પાંડવોને પુનઃ રાજ્યપ્રાપ્તી અને પુન વનવાસ.** ૫ કૌરવોને પાંડવ પક્ષવાળાઓએ સમજાવ્યાથી ધૃતરાષ્ટ્રે પાડવોને હસ્તિનાપુર બોલાવી અર્ધું રાજ્ય આપ્યુ, તેથી પાડવો જમનાને કાંઠે ઇંદ્રપ્રસ્થ (દિલ્હી) વસાવી રાજ્ય કરવા લાગ્યા દુર્યોધને યુધિષ્ઠિરને જૂગટુ રમવાને બોલાવ્યા તેમા યુધિષ્ઠિર રાજ્યપાટ, પત્ની ને ભાઇઓ સર્વસ્વ હાર્યા પણ ધૃતરાષ્ટ્રે ફરીને તેમનુ રાજ્ય તેમને પાછુ સોપ્યુ પરતુ દુર્યોધને તેમને બીજી વાર જૂગટામા હરાવ્યા આ વખતે જે હારે તે બાર વરસ વનમા રહી તેરમા વરસે છૂપા રહે એવી શરત હતી. તેથી જૂગટાના માઠા ફળ ભોગવવાને સત્યવાદી પાડવો વનમાં ગયા. દ્રૌપદી સાથે તેઓ બાર વરસ વનમા રખડયા. એ સમયનો ઘણો ભાગ તેમણે બાગલાણના જગલોમા કહાડયો ખાનદેશ ને નાશીકમા તે વખતે વસ્તી નહોતી માત્ર જગલો હતા બાર વરસ પૂરા થયા ત્યારે પાડવો તેરમે વરસે વેશ પલટી વૈરાટનગરના રાજાને ત્યા છુપા રહ્યા એ પૂર્વે અર્જુને કૃષ્ણની બેન સુભદ્રાનુ હરણ કરી લગ્ન કર્યું હતુ. એ સુભદ્રાના પુત્ર અભિમન્યુને વૈરાટ રાજાની કુવરી ઉત્તરા વેરે પરણાવ્યો સ્નેહ અને સગપણને લીધે દ્વારકાના યાદવરાજા કૃષ્ણ પાડવોના પક્ષમા હતા, તેથી કૃષ્ણ વૈરાટ ને દ્રુપદ એઓ પાડવોની પક્ષે થવાથી તેઓ બળવાન થયા.

**મહાભારતનું યુદ્ધ** ૬ વનમા રહેવાના તેર વરસ પૂરા થતાજ કૃષ્ણ દુર્યોધન પાસે પાડવોની વતી વિષ્ટિ કરવા ગયા તેમણે પાડવોને અર્ધું રાજ્ય આપવા માટે તેને સમજાવ્યો પણ તેણે કાંઇ માન્યુ નહિ, તેથી કૃષ્ણ, વૈરાટ રાજા, દ્રુપદરાજા, ને બીજા સગા સ્ને-

હીની મદદ લેઈ પાડવો યુદ્ધે ચઢ્યા. કૌરવોએ પણ પોતાના સગા વ્હાલાને મદદે બોલાવ્યા અને કુરૂક્ષેત્ર ( પાણુપત ) ના રણમા રાજ્યલોભથી ભાઇ ભાઈના ગળા કાપવાને તેઓ સામે થયા ભરતખડમા રાજ્યલોભથી ભાઈ ભાઇને મારવાને રણમા ચઢેલાનો આ પહેલ વહેલોજ દાખલો હતો, અને તેથી એજ વખતથી ભરતખડમા કળિયુગ બેઠો એમ કહેવાય છે

અઢાર [૧]અક્ષોહિણી સૈન્ય કુરૂક્ષેત્રમા એકઠુ થયુ ને અઢાર દિવસ સુધી આ નાશકારક યુદ્ધ ચાલ્યુ પાડવ કૌરવોના ગુરૂ દ્રોણુ, દ્રોણુપુત્ર અશ્વત્થામા, ગુરૂ કૃપાચાર્ય, ગાધારીનો ભાઇ શકુનિ, પિતામહ ભીષ્મ, પાડવોનો દૂધભાઈ કર્ણ અને ઘણા રાજા કૌરવોને પક્ષે આવ્યા હતા એ યુદ્ધમા સો કૌરવ, દ્રોણુ, કર્ણ, ભીષ્મ ઇત્યાદિ સર્વ મરાયા માત્ર અશ્વત્થામા ને કૃપાચાર્ય જીવતા રહ્યા અને પાડવોમા પાચ ભાઈ ને કૃષ્ણ જીવતા રહ્યા ધૃતરાષ્ટ્રે પોતાના ભત્રિજાઓને રાજ્ય સોપ્યુ જ્યેષ્ટ પાડવ યુધિષ્ઠિર ગાદીએ બેઠા ને અશ્વમેધ કરી ભરતખડના ચક્રવર્તિ રાજા થયા

યાદવ રાજ્ય ૭ મહાભારતનુ યુદ્ધ થતા પહેલા કૃષ્ણે દ્વારિકામા રાજ્ય સ્થાપ્યુ હતુ ત્યાથી સર્વ યાદવો પ્રભાસપાટણની જાત્રા કરવા ગયા ને દારૂ પી માહોમાહે લઢીને કપાઇ મુઆ દારૂ પીવાના આ બુરા પરિણામથી થએલા શોકમા કૃષ્ણે પણ દેહ મૂકી તે પછી કેટલીક મુદતે યાદવો દ્વારિકા છોડી સિધ તરફ ગયા ને

---

૧. એક અક્ષોહિણીનુ પ્રમાણ નીચે પ્રમાણે છે

૨૧૮૭૦ રથમા બેસી લઢનાર
૨૧૮૭૦ હાથી ઉપર બેસી લઢનાર
૬૫૬૧૦ ઘોડેસવાર
૧૦૯૩૫૦ પાયદળ

---

૨૧૮૭૦૦
×૧૮

---

૩૯૩૬૬૦૦ મહા ભારતના યુદ્ધમાં બન્ને પક્ષનુ સૈન્ય, [તેમા સાત અક્ષોહિણી પાડવોનુ અને અગીઆર અક્ષોહિણી કૌરવોનુ સૈન્ય હતું.

ત્યાંથી આગળ વધી અફઘાનિસ્તાનમા વસ્યા. એ દેશમાં જ્યારે મુસલમાનોનુ પ્રબળ થયુ ત્યારે તેમના વશજો પજાબમા આવ્યા ત્યાથી કેટલેક વરસે જેસલમેર વસાવી ત્યા ગાદી કરી ગુજરાત ને કચ્છના જાડેજા સિધમાથી આવેલા યાદવ જાતના રજપૂતો છે.

**પાંડવોનો રાજ્ય ત્યાગ** ૮ પોતાના ભાઇ ભત્રિજાના મોતથી પાડવો શોકાતુર હતા તેમા કૃષ્ણના સ્વર્ગવાસથી ઉમેરો થયો, તેથી અર્જુનના પુત્ર અભિમન્યુના કુવર પરિક્ષિતને હસ્તિનાપુરનુ રાજ્ય સોપી પાચે પાડવ ને દ્રૌપદી હિમાલય પર્વત ઉપર ચઢયા ને ત્યાથી દેવલોક પામ્યા એ રીતે મહાભારતના મુખ્ય યુદ્ધની સમાપ્તિ થઇ યુધિષ્ઠિર મહા ધર્મનિષ્ઠ અને સત્યવાદી રાજા હતા તેથી લોકો આજે પણ એમને ધર્મરાજાને નામે ઓળખે છે ને એ જ કારણથી એમનો સંવત્ ચાલ્યો માળવામા વિક્રમાદિત્ય રાજા થયો, ત્યા સુધી એ સવત્ ચાલુ રહ્યો આ દેશના આર્યલોકના કહેવા પ્રમાણે યુધિષ્ઠિરના સવતને આજે ૫૦૨૪ વરસ થયા એટલે એ રાજા ઇ સ. પુ ૩૧૦૦ ઉપર થયો.

૯ **મહાભારતમા** પાડવ કૌરવોના વર્ણન સિવાય બીજી રસિક અને સુબોધકારક આડકથાઓનો ખજાનો છે તેમા રાજા પ્રજાના ધર્મ તથા જ્ઞાનોપદેશ આપ્યા છે કુરક્ષેત્રના યુદ્ધ સમયે અર્જુને પોતાના ભાઇઓને, ગુરૂને તથા સગાસ્નેહીઓને મારવાની ના કહી ત્યારે કૃષ્ણે અર્જુનને જે ઉપદેશ કર્યો છે તેથી તો હદ વળી છે એ ઉપદેશના ગ્રથને ભગવદ્ગીતા કહે છે વળી વિદુરે પાડવોને રાજ્યભાગ આપવા માટે દુર્યોધનને જે ઉપદેશ કર્યો છે તેમા રાજ્યનીતિ બતાવી છે, એને વિદુરનીતિ કહે છે વળી યુદ્ધ થયા પછી ભીષ્મ, ઘાયલ થઇ પડયા હતા ત્યા જઈ યુધિષ્ઠિરે રાજ્ય ચલાવવાનો જ્ઞાનોપદેશ આપવા વિનતિ કરી તેથી પોતાને મારનાર છતા રાજ્યનીતિ ને જ્ઞાન આપી પોતે દેહ છોડી મહાભારત પરથી તે સમયના લોકોની સ્થિતિ, રીતિ, જ્ઞાન, સ્વભાવ વગેરે માલમ પડે છે.

**હસ્તિનાપુરના રાજ્યની આખર.** ૧૦ યુધિષ્ઠિરના વશમાં આઠમી પેઢીએ નીમી નામે રાજાના વખતમા હસ્તિનાપુર ગગામા

તણાઈ ગયું. તેથી એ રાજાઓએ બીજી રાજધાની કરી ત્યા રાજ્ય કર્યું. એ રાજ્ય મગધના રાજા જરાસંધના વંશજ સહદેવે જીતી લીધુ.

**મગધનું રાજ્ય.** ૧૧ સહદેવના વંશમા કેટલીક પેઢી સુધી રાજ્ય ચાલ્યા પછી, તક્ષક વંશ થયો. એ લોક સિથિયન જાતના હશે એમ અનુમાન થાય છે. તેમની ધજા ઉપર સર્પચિન્હ હોવાથી આર્યો તેને તક્ષક કહેતા તક્ષક રાજ્ય દશ પેઢી સુધી ચાલ્યા પછી નંદ વંશના રાજા થયા છેલ્લા નંદરાજા પાસેથી તે રાજ્ય તેના અનૌરસ પુત્ર ચંદ્રગુપ્તે જીતી લીધુ ચંદ્રગુપ્તના રાજ્યની હકીકત આગળ આવશે.

---

## પ્રકરણ ૫ મું.

## आर्य राज्यनो फेलावो ने ग्रंथो.

**૧. આર્ય રાજ્યવિસ્તાર. ૨ સૂત્રગ્રંથો ૩. વેદાંગ. ૪. શાસ્ત્રગ્રંથો. ૫. જાતિ. ૬ આશ્રમ.**

**આર્ય રાજ્યવિસ્તાર** ૧ આર્યવર્તમા વસ્તીનો વધારો થવાથી આર્ય લોકો પૂર્વમા બંગાળા અને ઓઢીઆમા પેઠા ને ત્યા તેમણે પોતાના રાજ્ય સ્થાપ્યા દક્ષિણ તરફ વિંધ્યાચળ ઓળંગી ગોદાવરી કૃષ્ણા ને કાવેરી નદી ઉપર તેમણે મોટા રાજ્ય સ્થાપ્યા. એ રાજ્યોની હદ હિંદી મહાસાગર સુધી પહોચી પશ્ચિમ તરફ ગુજરાતનું રાજ્ય બળવાન થયુ એ રાજ્યોએ અરબી સમુદ્ર તરફ પોતાના રાજ્યની હદ વધારી એ પ્રમાણે આર્યલોકોએ હાલના આખા ભરતખંડમા વસાયત કરી રાજ્ય સ્થાપ્યા ને ત્યા પોતાના વિદ્યા, હુન્નર, ને સુધારા દાખલ કર્યા

**સૂત્રગ્રંથો.** ૨ આ પ્રમાણે રાજ્યનો વધારો થયો તે સાથે આર્ય લોકના મન ઉપર પણ કાંઇક વિલક્ષણ અસર થઇ તેઓ વધારે વ્યવહારિક અને સાહસિક થયા, ને તેમના વિચારો વધારે વિસ્તર્યા તેમણે દરેક વિદ્યામા દઢતાથી નવીન શોધ કરવા માંડી, અને સઘળી વિદ્યાના તથા ધર્મના ગ્રંથો સંક્ષિપ્તપણે ઉપયોગી

બનાવ્યા. એ ગ્રંથોને સૂત્રગ્રંથો કહે છે બ્રાહ્મણ ગ્રંથોમા વિસ્તારથી સમજાવેલુ હતુ ત્યારે સૂત્રોમાં ટુકામા સમજાવ્યુ તેમણે વિસ્તીર્ણ લખાણને બદલે ટુકા કહેવત જેવા વાક્યોના સૂત્ર રચ્યા એ સમયે નાના બાળકો ગુરુને ત્યા અભ્યાસ કરવાને જતા ને બાર વરસ કે તેથી વધારે મુદત ગુરૂને ઘેર રહી અભ્યાસ કરતા તેઓ ગુરુના ઘરનુ કામ કરતા, ભિક્ષા માગીને ખાતા ને ધર્મશાસ્ત્રો પાઠ કરતા, કેમકે તે વખતે લખવાની વિદ્યા નીકળી નહોતી બ્રાહ્મણ ગ્રંથોનુ વિસ્તારવાળું લખાણ સક્ષિપ્ત હોય તો સહેલાઈથી શીખવાય અને પાઠ થાય, માટે સૂત્રો રચાયા દરેક શાખા માટે તે શાખાના ગુરૂએ સૂત્રો રચ્યા હતા એ સૂત્રો રચનારના નામ માલમ પડે છે તેથી તે ઇશ્વરદત્ત મનાતા નથી. ઋગવેદની પાચ, કૃષ્ણ યજુરની સતાવીશ, શુકલ યજુરની પદર, સામવેદની બાર અને અથર્વની નવ શાખા હતી.

વેદાંગ. ૩ વૈદિક યજ્ઞક્રિયા કરવાની વિસ્તીર્ણ રીતને સંક્ષિપ્ત સૂત્રોમા કરી તેને શ્રૌતસૂત્ર કહે છે એવા ઋગવેદના બે સામવેદના ત્રણ, કૃષ્ણ યજુરના ચાર, ને શુકલ યજુરનુ એક એમ દશ સૂત્ર થયા છે. એ સિવાય ધર્મસૂત્ર થયા એ ઉપરથી તે વખતના લોકની રીતભાત, રિવાજ ને કાયદા કેવા હતા તે જણાય છે ધર્મસૂત્રો પણ વિદ્યાર્થીઓને પાઠશાળામા શીખવતા હતા, કે જેથી ગૃહસ્થાશ્રમી થયા પછી તેમણે કેમ ચાલવુ તે જાણવામા આવે વળી પુત્ર તરીકે, ભ્રાતા તરીકે, પીતા તરીકે, ને પતિ તરીકે મનુષ્યના શા શા ધર્મ છે, તે શીખવવાને ગૃહસૂત્ર થયા આ શ્રૌતસૂત્ર ને ગૃહસૂત્રનુ એકઠુ નામ કલ્પસૂત્ર છે એ કલ્પસૂત્ર ઉપરાત સ્વરશાસ્ત્ર અથવા શિક્ષા, છંદ, વ્યાકરણ, નિરુક્ત, ને જ્યોતિષના પણ સૂત્રો થયા. એ છને વેદાગ કહે છે

છ શાસ્ત્રગ્રંથ. ૪ પાછળ કહેલા ઉપનિષદમા બતાવેલા વિચારો ઉપર આ સમયમા સુક્ષ્મ વિચારો ગાલ્યા, ને તે ઉપર ગ્રથો રચાયા. કપિલ મુનિએ સાખ્ય શાસ્ત્ર રચ્યુ. તેમા, જીવને જીવત્વથી છુટી

શાશ્વત સુખ પામવાને જ્ઞાનમાર્ગ બતાવ્યો છે પતંજલીએ યોગશાસ્ત્ર રચ્યુ તેમા યોગની ક્રિયાથી ઈંદ્રિયો ને મન વશ કરી શાશ્વત સુખ પામવાનો ક્રિયામાર્ગ બતાવ્યો છે તેજ પ્રમાણે ગૌતમે ન્યાયશાસ્ત્ર ને કણાદે વૈશેશિક શાસ્ત્ર રચ્યુ છે એ ગ્રંથમા પણ વિશેષે કરીને તત્વજ્ઞાન ઉપર તર્કો કરેલા છે એ સિવાય પણ જુના વિચારોને વળગી રહેનારી પાઠશાળાઓ હતી તેમને પૂર્વ ને ઉત્તરમિમાસા કહે છે પૂર્વમિમાસા જુની વૈદિક ક્રિયાને અનુસરનારી અને ઉત્તરમિમાસા ઉપનિષદ્‌ને અનુસરનારી હતી ઉત્તરમિમાસાને વદાંત પણ કહે છે

**જાતિ.** ૫ આર્યો આર્યાવર્તમા હતા ત્યા સુધી તેમનામા જાતિબંધન નહોતુ જે ધર્મજ્ઞાન મેળવે તે બ્રાહ્મણ થતો, ક્ષાત્રકર્મ કરે તે ક્ષત્રી, ને ખેતી કરે તે વૈશ્ય થતો. પરંતુ હવે તો બ્રાહ્મણનો વંશજ હોય તે બ્રાહ્મણ એવુ બંધન થયુ વેદ ભણવા, હોમ કરવા ને દાન આપવુ એ ત્રણે વર્ણના સાધારણ ધર્મ હતા પરંતુ વેદ ભણાવવા ને હોમ કરાવવાનુ કામ બ્રાહ્મણનુ થયુ, રાજ્યોનો બંદોબસ્ત રાખવો, યુદ્ધ કરી રાજ્યનુ રક્ષણ કરવુ ને મુલકો જીતવા એ ક્ષત્રીનુ કામ થયુ, અને વેપાર, ખેતી પશુપાલન, ધીરધાર ઈત્યાદિ કામ વૈશ્યનુ થયુ, તે છતા સુતાર, લુહાર, સોનાર, વણકર વગેરે કારીગરો પણ હજુ જૂદા પડયા નહોતા તેઓ વૈશ્યમા જ ગણાતા. શુદ્રને ધર્મજ્ઞાન આપવાની મના હતી. તેઓ માત્ર ત્રૈવર્ણિક પ્રજાની ચાકરી કરતા

**ચાર આશ્રમ** ૬ દ્વિજ ( ત્રણે વર્ણો ) ની જીદગીના ચાર આશ્રમ ઠરાવેલા હતા બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યસ્ત. જનોઇ દીધા પછી ગુરુને ત્યા બાર કે વધારે વરસ રહી અભ્યાસ કરવો તે બ્રહ્મચર્ય. બીજા આશ્રમમા માણસ ભણી રહ્યા પછી પરણીને ઘર મમાર માડતો ને ગૃહસ્થાશ્રમના ધર્મ પાળતો ગૃહસ્થાશ્રમ ભોગવ્યા પછી વૃદ્ધ વયે સસારનો ત્યાગ કરી સ્ત્રી હયાત હોય, ને તેની ખુશી હોય તો સ્ત્રી સહ, નહિ તો એકલો વનમા જઇ એકાતમા તત્વચિંતન અને તત્વાભ્યાસ કરતો એ રીતે બાર વરસ વાનપ્રસ્થ ભોગવ્યા પછી છેલ્લો સન્યસ્થાશ્રમ ધારણ કરતો.

એ આશ્રમમાં વેદાભ્યાસ કરવો, ભિક્ષા માગી અન્ન ખાવુ, ગામમાં રહેવુ નહિ, કોપિન, કમડલુ, દડ (લાકડી) ને કામળી સિવાય બીજુ કાંઈ રાખવુ નહિ એવો નિયમ છે

## પ્રકરણ ૬ ઠું.

## પરદેશી લોકની સવારી.

**૧. સેમિરામિસ. ૨. સેસોસ્ત્રિસ. ૩. દરવેશ ગુસ્તાસ્પ. ૪. સિકદર. ૫ સેલ્યુકસ. ૬. મેથાસ્થિનિસ. ૭. બાકત્રિઆના ગ્રીક. ૮. શક કે સિથિયન લોક.**

**સેમિરામિસ.** ૧. યુધિષ્ઠિરના વશજોના સમયમા આસિરિઆ દેશની સેમિરામિસ નામે રાણીએ આ દેશ ઉપર સવારી કરી હોય એમ જણાય છે. પજાબનો રાજા યુદ્ધમા હાથી લાવી તેની સામો થયો તેથી સેમિરામિસનુ સેન્ય ભયભીત થઇ નાસી ગયું ને રાણી પણ નિરાશ થઇ પાછી ગઈ. એ સવારી ઈ. સ. પૂ ૧૮૦૦ વરસ ઉપર થઇ હતી.

**સેસોસ્ત્રિસ.** ૨ મિસર દેશનો સેસોસ્ત્રિસ રાજા પણ આ દેશ ઉપર ચઢી આવ્યો હતો તે વખત ભરતખડમા મગધમા સહદેવના વશજ રાજા બળવાન હતો. સેસોસ્ત્રિસની સવારીની કઇ પણ નિશાની આ દેશમા રહી નથી.

**દરવેશ ગુસ્તાસ્પ.** ૩. મગધના તક્ષક રાજાઓના સમયમાં દરવેશ ગુસ્તાસ્પ નામે ઇરાનના પારસી રાજાએ પજાબ ઉપર સવારી કરીને કેટલોક ભાગ જીતી લીધો ઇ સ. પૂ ૫૧૮. એ આ દેશમાંથી પુષ્કળ સોનુ લેઈ પાછો ગયો એ દરવેશે ગ્રીસ દેશ ઉપર સવારી કરી ત્યારે એની સાથે ભરતખડી સિપાઇઓ હતા તે ઉપરથી આ દેશ ઉપરની એની સવારીની વાતને ટેકો મળે છે

**સિકંદર.** ૪. ઉપર કહેલા રાજાની સવારીઓ કરતા વધારે ખાત્રીલાયક સવારી સિકદરની હતી એ રાજા ગ્રીસ દેશમા રાજ્ય કરતો હતો તેણે ઈરાનનુ પારસી રાજ્ય જીતીને પજાબ ઉપર ઇ. સ.

પૂ. ૩૨૭ મા સવારી કરી ઝેલમ નદી સુધી સિકંદર સામે કોઇ થયુ નહિ. ઝેલમની પૂર્વમા દિલ્હી સુધી પૌરસ નામે ક્ષત્રી રાજા રાજ્ય કરતો હતો, તે પોતાની સેના લઇ સ્વદેશરક્ષણાર્થે સિકંદર સામા યુદ્ધ કરવાને ઉભો પૌરસ ને તેની સેના બહુ બહાદુરીથી લઢી, પણ તેના બે પુત્રો લઢાઇમા પડયા ને પોતે કેદ પકડાયો તેથી સિકંદર જય પામ્યો પૌરસે બતાવેલા પરાક્રમથી સિકંદર મોહિત થયો ને મોટા દિલથી તેને માન આપી તેનુ રાજ્ય પાછુ સોંપ્યુ ઇ સ પૂ ૩૨૭ આ વખતે મગધમા નંદ વંશનો છેલ્લો રાજા નવમો નંદ રાજ્ય કરતો હતો, તેનો અનૌરસ પુત્ર ચંદ્રગુપ્ત રાજ્ય ખટપટથી નાસીને પૌરસને આશ્રયે આવ્યો હતો તેણે મગધ સુધીનો મુલક જીતી લેવાની સિકંદરને સલાહ આપી સિકંદરને પણ એવી ઇચ્છા થઇ પરંતુ તેનું સૈન્ય પોતાના મૂલકથી દૂર આવ્યુ હતું, તેથી તથા પૌરસના સૈન્યના પરાક્રમથી ડરી ગયુ હતુ, તેથી તેમણે આગળ જવાની ના પાડી. તેમજ ભરતખંડની ભીતરમા એકજ હાર થાય તો આખુ ગ્રીક સૈન્ય નાશ પામે એવુ હોવાથી ચતુર સિકંદર પાછો ફર્યો પૌરસ હાર્યો તોપણ એના પરાક્રમથી ભરતખંડ સિકંદરનો ભોગ થતો બચ્યો બીઆસ નદી આગળથી સિકંદર પાછો ફર્યો તે સતલજ નદી ઓળગી વહાણો બંધાવી તેમાં બેસી મુલતાન ગયો ત્યા પણ ભરખંડના આર્યો સાથે તેને લઢવુ પડયુ સિકંદર જય પામ્યો, પણ તે જખમી થયો. આગળ ચાલતા તે પાતાળનગર ( હૈદ્રાબાદ) આવ્યો ને તે જીત્યું. ત્યાથી પોતે બલુચિસ્તાન ને ઇરાનને માર્ગે બાબીલોન (એશિઆઇ તુર્કસ્તાનમા હિલ્લાની પાસે હતુ ત્યા ) ગયો એ મહાન પાદશાહ ઈ.સ. પૂ. ૩૨૭ મા મરણ પામ્યો તેને પુત્ર ન હોવાથી તેનુ વિસ્તીર્ણ રાજ્ય એના સરદારોએ વહેંચી લીધુ તેમા ભરતખંડનો જે ભાગ સિકંદરે જીત્યો હતો. તે ભાગ તેના સરદાર સેલ્યુકસ નિકેટરના તાબામા હતો

**સેલ્યુકસ.** ૫ સેલ્યુકસ નિકેટરના રાજ્યની શરૂઆતનાં વર્ષ પોતાના રાજ્યનો બંદોબસ્ત કરવામા ગયાં. ત્યા સુધીમા સિકંદરને

ઉત્કેરનાર ચંદ્રગુપ્ત મગધમાં રાજા થયો હતો. તેણે આસપાસના નાના રાજ્યો જીતીને પોતાના રાજ્યની મજબુતી કરી. એટલામાં સેલ્યુકસ પોતાના રાજ્યનો બંદોબસ્ત કરી આ દેશ ઉપર ચઢી આવ્યો. પણ ચંદ્રગુપ્ત આગળ તેનું કંઈ ન ચાલ્યાથી બંને વચ્ચે સલાહ થઈ, તેથી સેલ્યુકસે પોતાની કુંવરી ચંદ્રગુપ્તને દીધી, તથા સિંધુની પૂર્વનો સિકંદરે જીતેલો સર્વ મુલક આપી સિંધુ નદી બંનેના રાજ્યની હદ નક્કી કરી.

**મેઘાસ્થિનિસ.** ૬ સેલ્યુકસે ચંદ્રગુપ્તના દરબારમાં મેઘાસ્થિનિસ નામે એક એલચી રાખ્યો હતો તે ઇ સ. પૂ ૩૦૬ થી ઇ સ પૂ. ૨૯૮ સુધી મગધની રાજ્યધાની પાટલીપુત્ર ( પટણામાં ) રહેતો હતો એ ગ્રીક એલચીએ તે વખતના આ દેશના આર્યોની રીતભાત, સંસારસ્થિતિ, વિદ્યાકળા, ગ્રંથો ને સદ્ગુણોનું વર્ણન કર્યું છે, તેમાં એણે આ દેશના આર્ય લોકોના બહુ વખાણ કર્યા છે.

**બાક્ટ્રિયાના ગ્રીક.** ૭ બાક્ટ્રિયા ( બલ્ખ ) સિકંદરે જીતી લીધું હતું. આ સેલ્યુકસના રાજ્યની પડતીમાં એક સ્વતંત્ર ગ્રીક રાજ્ય થયું હતું ત્યાંના રાજાઓએ ભરતખંડ ઉપર સવારીઓ કરી પંજાબનો કેટલોક ભાગ જીત્યો હતો પણ બસેં વરસમાં એ રાજ્ય નબળું પડી ગયું

**શક કે સિથિયન લોક.** ૮. બલ્ખનું ગ્રીક રાજ્ય તાર્તર જાતના શક લોકે ડુબાવ્યું. એ શક લોક પ્રથમ મધ્ય એશિયામાં રહેતા હતા તેમણે ભરતખંડની વાયવ્ય કોણમાં એક જબરૂં રાજ્ય સ્થાપ્યું, ને સિંધ ને ગુજરાત સુધીનો મુલક જીતી લીધો કાઠીઆવાડની લડાયક કાઠીપ્રજા એ શક જાતનો અવશેષ હોય એવું અનુમાન થાય છે. શક લોકોનો બળવાન રાજા કનિષ્ક નામે થયો. તેણે બૌદ્ધધર્મને આશ્રય આપ્યો, એ વાત આગળ આવશે. કનિષ્કના તાબામાં કાશ્મિર. પંજાબ, સિંધ, ગુજરાત. કાબુલ. કંદહાર ને ખોકાન સુધીનો મુલક હતો

# પ્રકરણ ૭ મું.

## મગધનું મૌર્ય રાજ્ય.

૧. ચંદ્રગુપ્ત. ૨. ચંદ્રગુપ્તની રાજ્યવ્યવસ્થા. ૩. બિંદુસાર. ૪. અશોક ૫. અશોકના ગુણ. ૬. મગધના રાજ્યનો અંત

**ચંદ્રગુપ્ત.** ૧ મગધના નવમા નંદ રાજાના અનૌરસ પુત્ર ચંદ્રગુપ્તે પંજાબમા બળવો કરી ગ્રીક થાણાં ઉઠાડી મૂકયા, ને પૌરસને રાજ્યભ્રષ્ટ કરી પોતે રાજા થયો તે પછી મગધમા બળવો થયો, તેમા રાજ્યકુટુંબની કતલ થઈ એ લાગ સાધી ચંદ્રગુપ્તે પોતાના પ્રધાન ચાણાક્યની સહાયથી રાજ્યનો કબજો લીધો ને પોતે ગાદીએ બેઠો. ઇ સ પુ ૩૧૫ ચંદ્રગુપ્તને તેનો પ્રધાન ચાણાકયે રાજ્યનીતિ ને રાજ્યકૌશલ્ય શીખવી પ્રવીણ બનાવ્યો હતો ચંદ્રગુપ્તના વંશજો એની મા મુરાના નામપરથી મૌર્યવંશી કહેવાય છે એ સમયે નર્મદાની ઉત્તરે નાના નાના ઘણા રાજ્યો સ્વતંત્ર હતા તે સર્વ એ પ્રતાપી રાજાએ જીતી તાબે કર્યા. એ મહારાજા ૨૪ વરસ રાજ્ય કરી ઇ સ પૂ. ૨૯૧ માં મરણ પામ્યો.

**ચંદ્રગુપ્તની રાજ્યવ્યવસ્થા.** ૨ ચંદ્રગુપ્તે મુસાફરોની સુગમતા સારૂ રસ્તા અને ધર્મશાળાઓ બંધાવી તથા લોકોના જાનમાલની સલામતી માટે ઠામઠામ થાણા બેસાડયા. એ સમયે સંસ્કૃતમાથી અપભ્રષ્ટ થયેલી પાલી ભાષા બોલાતી હતી. તેમા ચંદ્રગુપ્તે સંસ્કૃત પુસ્તકના તરજુમા કરાવી સંસ્કૃત જ્ઞાનભંડાર પોતાની પ્રજાની આગળ ખુલ્લો મૂકયો વળી એના સમયમાં પશ્ચિમની પ્રજા સાથે હિંદનો વ્યાપાર વધ્યો તથા પૂર્વના મૂલકમાં જાવા, શિઆમ વગેરે ઠેકાણે આર્યો વ્યાપારાર્થે જઈ વસ્યા ને ત્યા પોતાનો ધર્મ લેતા ગયા.

**બિંદુસાર** ૩ ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર બિંદુસાર ગાદીએ બેઠો એ રાજા પણ એના બાપ જેવો જ પ્રતાપી હતો ઉત્તર ભરતખંડનાં જે રાજ્યો ચંદ્રગુપ્તે જીતવા બાકી મૂકયાં તે એણે જીત્યા. ૨૮ વરસ રાજ્ય કરી બિંદુસાર ઇ સ પૂ. ૨૬૩ મા મરણ પામ્યો તેથી તેનો કુંવર અશોક મગધની ગાદીએ બેઠો.

**અશોક** ૪. અશોકનુ બીજુ નામ પ્રિયદર્શી હતુ એણે ૪૦ વરસ રાજ્ય કર્યું, એ મુદતમા એણે બાકીનો ભરતખડ અને અફ્ઘાનિસ્તાનનો મૂલક જીતી લીધો એ બહુ પરાક્રમી અને ધર્મિષ્ટ મહારાજાધિરાજ હતો અત્યારસુધી બ્રાહ્મણધર્મ એ રાજ્યધર્મ હતો. અશોકે બૌદ્ધધર્મને રાજ્યધર્મ બનાવ્યો એણે ખુલ્લી રીતે બૌદ્ધધર્મ પાળ્યો, એટલુ જ નહિ, પણ એ ધર્મને રાજ્યધનથી ઉત્તેજન આપ્યુ એણે બૌદ્ધધર્મનો નિર્ણય કરવાને સભા બોલાવી. એ સભાએ પ્રમાણ કર્યા પછી એ ધર્મના મૂળતત્વોના જાહેરનામા પ્રસિદ્ધ કરી જૂદે જૂદે સ્થળે સ્થભો ઉપર ને શિલા ઉપર કોતરાવ્યા, અને એ ધર્મ પવિત્ર રહે તે સારૂ તેની દેખરેખ રાખનારા ઠરાવ્યા એણે ધર્મોપદેશ કરવાને દેશ પરદેશ યતિઓ મોકલ્યા બૌદ્ધધર્મશાસ્ત્રોનો માગધી ભાષામા સંગ્રહ કરાવ્યો આવા આવા ઉપાયોથી એ ધર્મ અશોકના આખા રાજ્યમા પ્રસર્યો, એટલુજ નહિ પણ યતિઓએ તિબેટ, ચીન, બ્રહ્મદેશ, શિઆમ, જાવા, જાપાન, કેમ્બોડિઆ, લકા વગેરે દૂર દેશોમાં પણ એ ધર્મ ફેલાવ્યો ગુજરાતમા પણ અશોકનું રાજ્ય હતુ. તેની કોતરાવેલી બૌદ્ધધર્મની આજ્ઞાઓ જુનાગઢ પાસેના ગીરનાર ઉપર હજુ પણ છે.

**અશોકના ગુણ** પ. અશોક શાણો અને પરોપકારી રાજા હતો. એણે બૌદ્ધધર્મને રાજ્યધર્મ બનાવ્યો, તથા ઉપદેશકો મોકલી ઉપદેશ કરાવી, એ ધર્મ પોતાની ને બહારની પ્રજામા ફેલાવ્યો, એ વાત ખરી, પરતુ ધર્મને બહાને કોઈ ઉપર જુલમ કે પક્ષપાત કર્યો નહિ લકામા તેણે બૌદ્ધધર્મનો ઉપદેશ કરવાને પોતાના કુવરને મોકલ્યો. તેણે ઉપદેશ કરી ત્યાના રાજાને તથા લોકોને બૌદ્ધધર્મમા આણ્યા. મગધના રાજ્યનો સર્વથી વધારે વિસ્તાર અશોકના વખતમાં હતો. એ રાજા - પ્રજાનો સુધારો કરવાને આતુર ને તેનું પાલન કરવામા ઉત્સુક હતો. એણે રાજ્યમા પ્રજાને ઉપયોગી ન્યાયકોર્ટો સ્થાપી તથા દેહાતદડની શીક્ષા બધ પાડી. વળી રસ્તા વધાર્યા અને વપારને ઉત્તેજન આપ્યુ તથા ધર્મનાં મોટા મદિરો બધાવ્યા, એ રાજા ઈ. સ. પૂ. ૨૨૩ મા મરણ પામ્યો.

**મગધના રાજ્યનો અંત.** ૬. અશોકના મુઆ પછી મગધનુ વિસ્તીર્ણ રાજ્ય એના ત્રણે દીકરાએ વહેચી લીધુ ૨૮ વરસમા એના વંશમા સાત રાજા થયા એ રાજાઓના વખતમા અશોકના બળવાન રાજ્યની પડતી થઈ મૌર્ય વંશના છેલ્લા રાજા પછી ઈ સ પૂ ૧૮૫ મા સંગાકુળના રાજા થયા આશરે સો વરસ એ રાજ્ય ચાલ્યા પછી ઈ સ પૂ ૮૬ મા કન્વાકુળનુ રાજ્ય થયુ. એ રાજ્ય ઈ સ ૩૧ સુધી ચાલ્યુ અને માળવાના પરમાર રાજાએ એ રાજ્ય પોતાના રાજ્ય સાથે જોડી દીધુ

---

## પ્રકરણ ૮ મું.

## बौद्धधर्म.

**૧ ગૌતમ બુદ્ધ. ૨ બૌદ્ધમત ૩ બૌદ્ધમતનો પ્રસાર ૪. બૌદ્ધ શિષ્યો ૫ મહારાજા કનિષ્ક. ૬ મહારાજાસિલાદિત્ય ૭ બૌદ્ધધર્મની પડતી ૮ બૌદ્ધધર્મનો અવશેષ ૯. જૈનધર્મ.**

**ગૌતમ બુદ્ધ** ૧ બૌદ્ધધર્મનો સ્થાપનાર ગૌતમ ઇ સ પૂ. ૬૨૩ મા શુદ્દોદન નામે રાજાને ત્યા જન્મ્યો* હતો એ રાજાનુ રાજ્ય કાશીની ઉત્તરે સો મૈલ ઉપર હતુ અને તેની રાજ્યધાની કપિલવસ્તુ હતી નાનપણમાથી બુદ્ધની ધર્મ ઉપર આસ્થા વધારે હતી ત્રીસ વરસનો થતા સુધી તે પોતાના પિતાને ત્યા રહ્યો, એટલામા એને એક કુવર થયો તેથી બુદ્ધ વિચાર કર્યો કે હવે વધારે વખત સંસારમા રહ્યાથી માયાની જાળમા વધારે સપડાઈશુ, ને તેથી ધર્મસાધના થશે નહિ એવા વિચારથી તે એક રાત્રે છાનોમાનો પોતાનો બાળક પુત્ર, જુવાન સ્ત્રી અને વૃદ્ધ માબાપને તજીને જંગલમા ચાલ્યો ગયો એ ઉપરથી બુદ્ધની જબરી આસ્થા, દ્રઢતા ને તેનો આત્મસંયમ માલમ પડે છે. વનમા જઈ એણે પોતાના રાજ્યવસ્ત્ર ફેકી દઈ સાધુના વસ્ત્ર પહેર્યા ૭ વરસ સુધી

---

* કેટલાક બુદ્ધનો જન્મ ઇ સ પૂ ૫૬૭ મા અને મરણ ઇ સ. પૂ. ૪૮૭ મા થવાનુ કહે છે.

બહાર રખડીને એણે ધર્મશાસ્ત્રોનુ અધ્યયન કર્યુ ઇ. સ. પૂ ૫૮૭ થી પોતાની છત્રીસ વર્ષની ઉમરે તે જાહેર ઉપદેશ કરવા લાગ્યો

**બૌદ્ધમત.** ૨ બૌદ્ધમતમા મુખ્ય વાત સસાર સુધારણા ને નીતિનો ઉપદેશ હતો. તે કહેતો હતો કે સર્વ મનુષ્ય સરખા છે, તેમા ઉચો નીચો કોઈ નથી, સર્વે પોતાના સુકૃત્યોથી મોક્ષ કે નિર્વાણ પામી શકે છે, માટે દરેક જણે સદ્ગુણી થઈ પાપ તજવુ, ને અત કરણ નિર્મળ રાખવું માણુસ મન, વાણી ને કર્મથી શુદ્ધ હોય તો ઉત્તમ ગતિ પામે, જેવા કર્મ કરે તેવી ગતિ થાય જો મનુષ્ય દરેક જાતની તૃષ્ણા તજીને માયાથી છૂટે, ને દેહદમન કરી આત્મસયમ મેળવે, તો તે પુનર્જન્મથી છૂટી મોક્ષ કે નિર્વાણ પામે. એ સદ્ગતિ થવાના સાધન તરીકે એના ઉપદેશમા મુખ્ય ત્રણ વાત હતી, દેહદમન, મનુષ્યપર હેત ને સર્વ જીવ સરખા ગણી હલકા જીવનુ પાલન કરવુ ત્રીજા ઉપદેશનો અમલ કરવાને એણે બ્રાહ્મણધર્મ પ્રમાણે થતા અજામેધ, અશ્વમેધ વગેરે હોમ અટકાવ્યા તથા લોકોને માસાહાર તજાવી વનસ્પતિના આહારી કર્યા એ ચાલ આ દેશમાથી બૌદ્ધધર્મ નાબુદ થયો તોપણ હજુ ચાલે છે

**બૌદ્ધમતનો પ્રસાર** ૩ એણે પ્રથમ કાશીમા જઈ હિમ્મતથી પોતાના ધર્મનો ઉપદેશ કરવા માડયો, ને ત્યાથી તે મગધ ગયો ત્યા ને સમયે બિબિસાર નામે તક્ષક રાજા હતો, તેને ઉપદેશ કરી પોતાનો શિષ્ય બનાવ્યો આગળ થોડે વર્ષે તે કપિલવસ્તુ ગયો ને પોતાના માતાપિતા ને સ્ત્રી પુત્રને ઉપદેશ કરી પોતાના ધર્મમા આણ્યા તેની સ્ત્રી તો તેજ વખતે સાધ્વી થઈ એનો જાતિસ્વભાવ ઘણો દયાળુ હોવાથી એના દરેક ઉપદેશમા દયાનુ તત્ત્વ વિશેષ હતુ. ધીરે ધીરે એના ઉપદેશથી એના ઘણા શિષ્યો થયા ને ધર્મનો પ્રસાર થતો ગયો વરસના આઠ કોરા માસમા તે ગામ પરગામ રખડીને ઉપદેશ કરતો, ને ચોમાસાના ચાર માસ એક જગાએ રહેતો એજ પ્રમાણે એના શિષ્યોને પણ તે દેશપરદેશ ઉપદેશ કરવાને મોકલતો. એણે ૪૪ વરસ સુધી દેશમા રખડીને

ઉપદેશ કર્યાથી ઈ. સ. પૂ. ૫૪૩ મ. એના મરણ સમયે ઘણા જણ બૌદ્ધ સપ્રદાયી થયા હતા

**બૌદ્ધ શિષ્ય.** ૪. બુધ્ધે ચલાવેલો ધર્મ એના મરણ પછી પણ પ્રસરતો ગયો. એણે પોતાના ધર્મનો પાયો એવો મજબુત રચ્યો હતો કે એના મુઆ પછી પણ તે દઢ થતો ગયો ધર્મ ફેલાવવાની જે પદ્ધતિ એણે રચી હતી તેજ એના શિષ્યોએ પણ ચાલુ રાખી એના ઉપદેશના સૂત્રો માણસના મનને રૂચતા હોવાથી ધીમે ધીમે એ ધર્મમા ઘણા રાજારાણા ભળ્યા. મહારાજા અશોકે બ્રાહ્મણધર્મને બદલે બૌદ્ધધર્મને રાજ્યધર્મ બનાવી તેને આશ્રય આપ્યો તે વાત પાછળ આવી ગઈ છે અશોક પછીના માગધી રાજાઓ એજ ધર્મના ને તેને આશ્રય આપનારા હતા

**મહારાજા કનિષ્ક.** ૫ અશોક જેવો એ ધર્મને આશ્રય આપનારો મહારાજા કનિષ્ક હતો એ રાજા સિથિઅન જાતનો હતો એનુ રાજ્ય ભરતખડના વાયવ્ય ને પશ્ચિમ ભાગમા તથા તિબેટ, કાબુલ ને ખોટાન સુધી હતુ એ રાજા ઈ સ ૪૦ મા થઈ ગયો. એણે બૌદ્ધધર્મના પુસ્તકોનુ સશોધન કરાવ્યુ અશોક પછીના નબળા રાજાના સમયમા એ ધર્મ ઉપર દેખરેખ રાખનારી સભા નિર્માલ્ય થઇ હતી, તેથી એણે બીજી સભા કરાવી તથા રાજ્ય ધનથી આશ્રય આપી દેશપરદેશ ઉપદેશકો મોકલ્યા કનિષ્કના સશોધન પ્રમાણે તિબેટ, ચીન, તાર્તરી ને જાપાનમા ને અશોકના સશોધન પ્રમાણે લંકા, બ્રહ્મદેશ, સિઆમ ને જાવા વગેરે ઠેકાણે આજે એ ધર્મ ચાલે છે, તેથી કનિષ્કનો ઉત્તર ને અશોકનો દક્ષિણ સપ્રદાય કહેવાય છે.

**મહારાજા શિલાદિત્ય.** ૬ બૌદ્ધમતને આશ્રય આપનારમા કનોજનો મહારાજા શિલાદિત્ય છેલ્લો હતો આ રાઠોડ રાજા ઇ સ. ૬૩૪ મા થઇ ગયો એણે અશોકની પેઠે રાજ્યધન વડે એ ધર્મને બહુ આશ્રય આપ્યા એ રાજા પાચ પાચ વર્ષે એકઠુ થએલુ સર્વ રાજ્યધન ધર્મ દાનમા ખર્ચતો એણે ધનવડે યતિઓને આશ્રય આપી બૌદ્ધધર્મ ઉત્તેજ્યો એમ છતા બ્રાહ્મણધર્મનો અવરોધ કર્યો નહોતો.

**બૌદ્ધ ધર્મની પડતી.** ૭ બૌદ્ધધર્મની પૂર ચઢતીના વખતમાં પણ બ્રાહ્મણધર્મ નાબુદ થયો નહોતો. રાખ વળેલા અંગારામા રહેલા અગ્નિની માફક તે ઢંકાઇ રહ્યો હતો. અગારાને પવન ફુંકનાર વિદ્વાન બ્રાહ્મણ મળવાથી તેને જાગૃત થતા વાર લાગી નહિ અશોક પછીના માગધી રાજાઓ નબળા થયા ને બૌદ્ધ-ધર્મને આશ્રય મળતો ઘટયો, એટલે બ્રાહ્મણો પોતાના ધર્મ માટે મથન કરવા લાગ્યા બ્રાહ્મણોએ વખતને અનુસરી પોતાના મૂળના વેદધર્મમા કેટલોક ફેરફાર ને સુધારો કરી ઉપદેશ કરવા માડયો, એ ઉપદેશથી કેટલેક વર્ષે કેટલાક રાજા રાણા એ ધર્મમા આવ્યા. એ પ્રમાણે બૌદ્ધધર્મીઓની પડતી ને બ્રાહ્મણધર્મની ચઢતી થતી જોઈ મહારાજા કનિષ્કે તેનો જીર્ણોદ્ધાર કર્યો. પરતુ તેના મૂઆ પછી ફરી બ્રાહ્મણોએ પોતાનો ઉદ્યોગ જારી રાખ્યો, તેથી તેમના નવા સુધારેલા ધર્મમા રાજારાણા દાખલ થવા લાગ્યા એ રાજા-ઓમા અગ્નિકુળના રજપુતો મુખ્ય છે તેમના મગધ, માળવા ને વરગુળમા જોરાવર રાજ્યો હતા બ્રાહ્મણોના સતત્ ઉદ્યોગથી ને રાજાઓના આશ્રયથી એ રાજ્યોમાથી બૌદ્ધધર્મ નાબુદ થયો. ચીના જાત્રાળુઓએ જૂદે જૂદે વખતે આવીને એ સમયની બૌદ્ધ-ધર્મની સ્થિતિનુ જે વર્ણન કર્યું છે તે પરથી જણાય છે કે ઇ. સ. ના છટ્ઠા ને સાતમા સૈકામા બૌદ્ધ ને બ્રાહ્મણધર્માં મદિરો દરેક મોટા સ્થળમા સરખા હતા. પરતુ આઠમા ને નવમા સૈકામા તો બૌદ્ધમઠ ઉજ્જડ પડી ગયા ને બ્રાહ્મણોના દેવમદિરો સર્વત્ર દીસવા લાગ્યા. દશમા સૈકા સુધીમાં તો આ દેશમા બૌદ્ધધર્મનુ વૃક્ષ કેવળ સુકાઇ ગયુ.

**બૌદ્ધ ધર્મનો અવશેષ** ૮. બ્રાહ્મણ ધર્મના ઉદયથી બૌદ્ધધર્મ આ દેશમાથી નાબુદ થયો. હાલમા એ ધર્મ તિબેટ, ચીન, તાર્તરી, જાપાન, બ્રહ્મદેશ, શિઆમ, જાવા, લકા વગેરે ઠેકાણે ચાલે છે એ ધર્મ માનનારાની સખ્યા દુનિયાના બીજા કોઈ પણ ધર્મ કરતા વધારે છે, પરતુ આ દેશમા તો એ ધર્મના લેખો, ગુફાઓ, ને મદિરો સિવાય બીજુ કાંઈ નથી.

**જૈનધર્મ** ૯. જૈનધર્મને કેટલાક બૌદ્ધધર્મનો એક પંથ કિંવા

શાખા માને છે ને કેટલાક એને જૂદોજ ધર્મ ગણે છે જૈનધર્મ માનનારાને શ્રાવક કહે છે એ પંથમા જાતિભેદ નથી, તથા નિર્વાણ પામેલા તીર્થંકરો, વેદ ને પુરાણના દેવોથી શ્રેષ્ઠ મનાય છે. અહિંસા એ એમના ધર્મનો મુખ્ય ઉદ્દેશ છે તેઓ જગતને અનાદિ માને છે, ને જગત્કર્તાનો ઇન્કાર કરે છે બૌદ્ધધર્મની પેઠે જૈનધર્મમાં પણ આત્મા નિર્વાણ પામે એવુ માને છે તેઓ ઉપવાસ કરે છે ને ધર્મનિયમો પાળે છે. એ લોક નિર્વાણ પામેલા ૨૪ તીર્થંકરોને એટલે જીનોને પૂજે છે તે ઉપરથી એ ધર્મનુ નામ જૈન (જીન) પડયુ છે. ગુજરાતના સોલંકી રાજાઓના વખતમા, તેમા વિશેષે કુમારપાળના વખતમા એ ધર્મનુ જોર વધારે હતુ એ ધર્મમા સારા સારા વિદ્વાનો ઘણા થઈ ગયા છે તેમા હેમાચાર્ય ને મેરૂતુંગ મુખ્ય છે જૈનધર્મના પુસ્તકોનો સંગ્રહ પાટણ, ખંભાત ને જેસલમેરમા ઘણો છે

---

## પ્રકરણ ૯ મું.

## બ્રાહ્મણધર્મની પુનઃ સ્થાપના.

**૧ બૌદ્ધધર્મનો નાશ ૨. નવા બ્રાહ્મણધર્મનુ બંધારણ ૩. નવા ધર્મના ગ્રંથો ૪ વિદ્વાના ગ્રંથો. ૫ વાર્તિક ગ્રંથો ૬ વર્ણવ્યવસ્થા ૭ કુમારિલભટ્ટ. ૮. શંકરાચાર્ય**

**બૌદ્ધધર્મનો નાશ,** ૧ આ દેશમાથી બૌદ્ધધર્મનુ મૂળ કહાડી બ્રાહ્મણધર્મ પુનઃ સ્થાપવા માટે બ્રાહ્મણોએ વિક્રમ સંવત્ની શરૂઆતથી એક હજાર વરસ સુધી મહા મહેનત કરી તેમણે આગ્રહથી નિરંતર પોતાનો ઉદ્યોગ ચાલુ રાખ્યો મૂળમાથી ખવાઈ ગએલુ ઝાડ બીજાના આશ્રય વગર પવનના ઝપાટાથી જેમ જમીન ઉપર પડી જાય છે, તેમ બૌદ્ધધર્મરૂપી વૃક્ષ મૂળમાથી ખવાવા માડયુ ને રાજ્યાશ્રય મળતો બંધ પડયો, ત્યાર વિદ્વાન બ્રાહ્મણોના ઝપાટાને લીધે એ વૃક્ષ આ દેશમાથી જડમૂળથી ઉખડી ગયુ

**નવા બ્રાહ્મણધર્મનું બંધારણ.** ૨. એક હજાર વરસમા ઘણા વિદ્વાન બ્રાહ્મણો થયા તેમણે પ્રાચીન વેદધર્મમા વખતને અનુકુળ ફેરફાર કરીને નવા ધર્મનુ બંધારણ રચ્યુ એ નવો ધર્મ લોકરૂચીને અનુસરતો

થયો વેદધર્મમા બતાવેલા અહિસા પરમધર્મને બૌદ્ધધર્મ વાળાએ પોતાના ધર્મનુ એક મુળતત્વ માન્યુ હતુ. તેનો બ્રાહ્મણોએ સ્વીકાર કરી પશ્વાદિહોમ-યજ્ઞની બધી કરી, બૌદ્ધધર્મ પ્રમાણે નિર્વાણ મેળવવા માટે ઉપવાસ, દેહમન અને આત્મસયમ કરવા, એ ઘણુ વિકટ હતુ, તેથી બ્રાહ્મણોએ આ નવા ધર્મમા મોક્ષનો માર્ગ સહેલો બતાવ્યો. સત્કર્મ સદાચાર ઈશ્વર ઉપર દૃઢ વિશ્વાસ ને ઇશ્વરભક્તિ, એ મોક્ષના સાધન બતાવ્યા વળી તેમણે અજ્ઞાની લોકોને ઇશ્વર ઉપર આસ્થા બેસવાને પરમેશ્વની મૂર્તિઓ દાખલ કરી બ્રહ્મા ઉત્પન્ન કરનાર, વિષ્ણુ પાલન કરી મોક્ષ આપનાર ને શિવ સહાર કરનાર એ ત્રણ દેવ સિવાય પણ ઘણા દેવ દેવીઓની મૂર્તિઓ ને વ્રત ઉપવાસ દાખલ કર્યા દેવની મૂર્તિ પૂજા ચાલુ થઇ, ને મોટા મોટા દેવાલયો બધાવી તેમા તેમણે દેવોની સ્થાપના કરી

**નવા ધર્મના ગ્રથો.** ૩ આ સમયે નવા દેવોનુ પૂજન શરૂ થવાથી તે દેવો ઉપર આસ્થા બેસવાને તેમના મહાત્મ્ય બતાવનારા ઘણા ગ્રથો થયા તેમા અઢાર પુરાણ ને અઢાર ઉપપુરાણ તથા ધર્મશાસ્ત્રના સ્મૃતિના ગ્રથો મુખ્ય છે. પુરાણમા દેવોનુ મહાત્મ્ય બતાવનાર કથાઓ ને રાજ્યવશાવળી વગેરે છે, ને ધર્મ શાસ્ત્રોમા લોકોને ચાલવા પાળવાના નિયમો બતાવ્યા છે

**વિદ્યાના ગ્રથો.** ૪ વૈદિક કાળથી આર્ય લોકોને ખગોળ ને ગણિતનુ જ્ઞાન હતુ તેમા આ સમયે વધારો થયો. બીજગણિત ને ખગોળ સબધી પ્રથમ લખનાર આર્યભટ્ટ આ સમયે થયો. પૃથ્વી પોતાની ધરી ઉપર ફરે છે તેના તથા સૂર્ય ને ચદ્રના ગ્રહણ થવાના ખરા કારણ એણે લખ્યા છે તે પછી વરાહમિહિર, બ્રહ્મગુપ્ત, ભાસ્કરાચાર્ય વગેરે વિદ્વાનો થયા તેમણે પણ ખગોળ ને ગણિતના પુસ્તકો લખ્યા છે વળી રોગના કારણ, ચિકિત્સા ઉપચાર, શસ્ત્રવિદ્યા વગેરે ઉપર ચરક, સુશ્રુત વગેરે એ વૈદકના ગ્રથો લખ્યા છે તેમજ શિલ્પશાસ્ત્ર ને ગાયનના પણ ઘણા ગ્રથો થયા છે.

**વાર્તિક ગ્રથો.** ૫ આ સમયમા કાલિદાસ, ભવભુતિ, ભારવી, ભર્તૃહરી, બાણભટ્ટ, સોમદેવ વગેરે ઘણા કવિઓ ને વાર્તિકકાર

થયા તેમણે નાટક, કાવ્ય ને વાર્તાના ઘણા ગ્રંથો લખ્યા તેમા શાકુંતલ, વિક્રમોર્વશી, કાદંબરી, કથાસરિતસાગર, મેઘદુત, પંચતંત્ર વગેરે મુખ્ય છે એમાના ઘણાખરા પુસ્તકો એટલા રસિક ને સુબોધકારક છે કે તેમના તરજુમા આજે દુનીઆની ઘણીખરી ભાષામા થયા છે

**વર્ણ વ્યવસ્થા.** ૬. પાછલા સમયમા બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય ને શૂદ્ર એ ચાર જાતિ હતી પરંતુ બૌદ્ધ સમયમા એ વર્ણવ્યવસ્થા અવ્યવસ્થિત થઈ, તેથી આ સમયે બ્રાહ્મણોએ વર્ણવ્યવસ્થા બાંધી. પ્રથમ જૂદા જૂદા કારીગરોની ગણના વૈશ્યમા હતી હવે કારીગરી પ્રમાણે જૂદી જૂદી વર્ણ થઈ વળી દેશ ને સ્થળ પરત્વે એક જાતિમાથી બીજી પેટા જાતિ થઇ એ વર્ણોનુ દૃઢ બંધન એવુ થયુ કે તેમા બહારથી અન્ય જાતિનો કોઇ દાખલ થવા પામે નહિ. એ વર્ણોને પાળવાના આચાર અને એ આચાર તોડનારને કરાવવાના પ્રાયશ્ચિત બતાવનારા ગ્રંથો સમયને અનુસરીને બ્રાહ્મણોએ બનાવ્યા એ વ્યવસ્થા પ્રમાણે આજ સુધી વહિવટ ચાલે છે

**કુમારિલ ભટ્ટ.** ૭. બૌદ્ધધર્મનુ મૂળ કાઢનારામા અને બ્રાહ્મણધર્મની પુનઃ સ્થાપના કરનારાઓમા અગ્રેસર બંગાળાની અંદર કુમારિલભટ્ટ નામે બ્રાહ્મણ થયો તેમણે ત્યાના રાજાને બ્રાહ્મણધર્મમા લાવી તેની મારફત બૌદ્ધધર્મનુ બળ તોડયુ એ રાજાએ ફરમાવ્યુ કે જે સખ્સ બ્રાહ્મણધર્મમા ન આવે તેને મારી કૂટીને લાવવો આવા સખત ઉપાયથી ક્ષય પામેલા બૌદ્ધધર્મનો એના રાજ્યમાથી જલદી નાશ થયો

**શંકરાચાર્ય** ૮ કુમારિલસ્વામીનુ બાકીનુ કામ શંકરાચાર્યેપૂરૂં કર્યું. એમનોજન્મ મલબારમાથયો હતો એમણે શેતુબંધ રામેશ્વરથી હિમાલય સુધી આખા દેશમા ફરીફરીને બ્રાહ્મણધર્મનો ઉપદેશ કર્યો તથા મોટા મોટા રાજારાણાને એ ધર્મમા આણ્યા એ મહાપુરુષે પોતાનીકરવરસનીકાચી વયેપોતેઉઠાવેલા અથાક શ્રમને લીધે કેદારનાથમા દેહ છોડી.પરંતુ એટલી ટુંકી મુદતમા પણ એમનું ધારેલુ કામ પૂરૂં થયુ. એ મહાન કાર્યને લીધે સર્વ વેદધર્મી આર્યો આજે પણ એમને પૂજ્યભાવથી સંભારે છે.

## પ્રકરણુ ૧૦ મું.

## माळवानुं परमार राज्य.

૧. વિક્રમાદિત્ય ૨ વિક્રમ સંવત્. ૩. વિક્રમના ગુણ. ૪. ભોજ રાજા ૫ માળવી રાજ્યની આખર

**વિક્રમાદિત્ય ૧** અશોકના વંશજોનું રાજ્ય નબળુ પડ્યા પછી અગ્નિકૂળની આંધ્ર નામે શાખાનુ રાજ્ય બળવાન થયુ એ જાતના રાજ્ય મગધ, માળવા ને વરંગુળમાં જોરાવર હતા. માળવામાં આંધ્ર જાતની પરમાર શાખાનુ રાજ્ય હતું આપણા દેશમાં ભરથરી રાજાની જે વાત ચાલે છે, તે માળવાનો પરમાર રાજા હતો એની રાજ્યધાની ઉજ્જનમા હતી ભરથરી રાજાએ રાજપાટ તજી વૈરાગ્ય લીધો,એ વાત તેના નાના ભાઈ વિક્રમાદિત્યને માલમ પડતાંજ તેણે ઉજ્જનમાં આવીને રાજ્યનો કબજો લીધો ઈ. સ પૂ. ૫૭.

**વિક્રમ સંવત્** ૨ વિક્રમ ગાદીએ બેઠો તેવામા ભરતખંડની વાયવ્યકોણમા શક લોકોનુ રાજ્ય હતું તે શક લોકોના ધાડા ભરતખંડ ઉપર ચઢી આવી લટફાટ કરી મૂલક જીતી લેવા લાગ્યા. તેમને અટકાવવાને ભરતખંડના રાજાઓ પ્રયત્ન કરવા લાગ્યા. એમાં સૌથી વધારે યત્ન કરનાર માળવાનો રાજા વિક્રમાદિત્ય હતો. એણે એ લોકોને હરાવીને ઘણીવાર મારી કાઢ્યા. એ ઉપરથી એ મહારાજા શકારી (શક લોકોનો શત્રુ) એવુ ઉપનામ પામ્યો. તેથી એનુ નામ રાખવાને એ ગાદીએ બેઠા ત્યારથી ( ઈ. સ. પૂ. ૫૭ થી ) લોકો એનો શક ગણવા લાગ્યા તેથી તે વખતે યુધિષ્ઠિરનો શક ચાલતો હતો તે બંધ પડ્યો.

**વિક્રમના ગુણ.** ૩ એ મહારાજા તે સમયમા ભરતખંડના નાનાં રાજ્યો જીતીને ચક્રવર્તિ થયો. એ રાજા દયાળુ ને પરોપકારી હતો. કોઈનું પણ દુઃખ મટાડવાને તે પોતાનું તન મન ને ધન ખર્ચતો, તેથી આપણા લોકો એને પરદુઃખભંજનને નામે આજે પણ ઓળખે છે. તે રૈયતનુ સુખદુઃખ જાણવાને મહારાજા રામચંદ્રજીની પેઠે વેષ બદલીને રાત્રે નગરચર્યા જોતો. વળી તે રાજ્ય

ચલાવામા નિપુણ ને વિદ્યાને આશ્રય આપનારા હતો. એ રાજા બ્રાહ્મણધર્મી હતો એના દરબારમા ૯ પડિતરત્નો હતા તેમા શાકુતલ નાટકનો કર્તા કાલિદાસ એ મુખ્ય હતો એ પડિતોના કરેલા ઘણા સંસ્કૃત પુસ્તકો ને નાટકો છે. વિક્રમના વખતમા પ્રજા વિદ્વાન, આબાદ ને સુખી હતી

**ભોજરાજા** ૪ વિક્રમ પછી ઘણા કાળ સુધી ઉજ્જનની ગાદીએ કોઈ પરાક્રમી રાજા થયો નથી ગુજરાતમા જે વખતે ભીમબાણાવળી રાજા રાજ્ય કરતો હતો, તે વખતે માળવામા ભોજરાજા રાજ્ય કરતો હતો એની રાજ્યગાદી ધારાનગરીમા હતી. એ ભોજરાજા પણ પરાક્રમી ને વિદ્યાને આશ્રય આપનારો હતો ભોજના વખતમા કેળવણી આપવા માટે કન્યાશાળા સ્થાપેલી હતી. એવુ કહેવાય છે કે એના વખતમા ખેડુતો પણ સસ્કૃત ભાષા બોલી જાણતા

**માળવી રાજ્યની આખર** ૫ ભોજના પાત્ર યશોવરમા નામે રાજાને ગુજરાતના મહારાજા સિદ્ધરાજે જીતીને માળવાનુ પરમાર રાજ્ય ખડીઉ બનાવ્યુ એ સમયે યશોવરમાનો કુવર જગદેવ બહાદુર, પરાક્રમી ને રાજ્યભક્ત હતો સિદ્ધરાજ પછી માળવા ફરીને સ્વતત્ર થયુ તે દિલ્હીના ગુલામવશના પાદશાહ અલ્તમસે ઈ સ. ૧૨૩૧ મા જીત્યુ ત્યા સુધી ચાલ્યુ

---

## પ્રકરણ ૧૧ મું.

**૧ કાશ્મિરનું રાજ્ય ૨. પંજાબનું રાજ્ય. ૩. ગુજરાતનું રાજ્ય. ૪. કનોજનું રાઠોડ રાજ્ય. ૫ બંગાળાનું રાજ્ય. ૬. બીજાં રાજ્યો.**

**કાશ્મિરનું રાજ્ય** ૧ કાશ્મિરના રાજ્યનો ઈ સ. પૂ. ૧૪૦૦ થી ઈ. સ ૧૦૭૦ સુધીનો ઇતિહાસ રાજ્યતરંગણિ નામે ગ્રથમા આપેલો છે. એ રાજ્ય ભરતખંડના બીજા રાજ્યોના સબધમા કોઈકજ વાર આવતુ ત્યા ઘણા રુડાના રાજા થયા. તેમા ગોનાદ

કૂળનો મેઘવાહન નામે રાજા ચક્રવર્તિ થયો તેણે દક્ષિણ ભાગ ઉપર સવારી કરી આખો દેશ તાબે કર્યો હતો

**પંજાબનું રાજ્ય.** ૨ સિકંદરે પૌરસને પંજાબનો રાજા ઠરાવ્યો, ત્યારથી તે મુસલમાનોએ ઈ સ ૧૨૦૫ મા પંજાબ જીત્યુ ત્યાસુધી એ રાજ્ય અશ્વનદી રાજાઓને તાબે હતુ એ રાજ્યના સિક્કાઉપર એક તરફ અશ્વ ને બીજી તરફ નદી હોવાથી એ રાજ્યને અશ્વનદી કહે છે

**ગુજરાતનું રાજ્ય** ૩ યાદવો ગયા પછી ઘણા વખત સુધી એ રાજ્યનો ઇતિહાસ અધારામા છે તે પછી ગુજરાત અશોકના તાબામા ગયુ ને તેના વશજો પાસેથી શક લોકે જીત્યુ એ શક લોકના સિક્કા ઉપર સૂર્ય હોવાથી તેઓ સૂર્યપૂજક હશે ને સિધ તરફથી કે સમુદ્રમાર્ગે કાઠીઆવાડ જીતીને તેમણે રાજ્ય સ્થાપ્યુ હશે એમ ધરાય છે કાઠીઆવાડમા તેઓ બૌદ્ધધર્મી થયા તેમની રાજ્યધાની સિહોરમા હતી તેમના તાબામા પશ્ચિમ હિંદુસ્તાનનો કોલ્હાપુર ને સતારા સુધીનો મુલક હતો એ રાજ્યને શાહકૂળનું રાજ્ય કહે છે કાઠી લોક એ શક જાતનો અવશેષ હોય એમ ધરાય છે. શક રાજ્ય પછી ઈ સ ૧૪૪ થી તે ઇ સ ૩૪૪ સુધીમા સેન કે ગુપ્ત કૂળનું રાજ્ય થયુ તેમની રાજ્યધાની વલભીપુરમા હતી તેમના વખતમા જ ગુજરાતમા બૌદ્ધધર્મનુ પ્રબળ હતુ એ શક ને ગુપ્ત રાજાઓના વખતમા વેપારનો ફેલાવો થયો, ને ઈજીપ્ત સાથે વેપાર ચાલ્યો. ગુપ્ત પછી ચૌરા કે ચાવડા રજપૂતો જોરાવર થયા તેમની રાજ્યધાની પંચાસરમા હતી ઈ સ ૬૯૬ મા ચાલુક્ય રાજા ભુવડે જયશિખરીનુ રાજ્ય જીત્યુ પછી તેના કુવર વનરાજે ઈ. સ. ૭૪૬ મા અણહિલવાડ બાધી ત્યા ગાદી કરી. ચાવડા પછી ઈ. સ ૯૪૨ મા ચાલુક્ય કે સોલકી કૂળનુ રાજ્ય થયુ. મહારાજા સિદ્ધરાજ ને જૈનધર્મી કુમારપાળ એ સોલકી રાજા હતા. તેમના પછીના વાઘેલા રાજાના સમયમા દિલ્હીના પાદશાહ અલ્લાઉદ્દીને ઈ સ. ૧૩૦૪ મા ગુજરાત જીત્યુ ત્યા સુધી ગુજરાતમા રજપૂત રાજ્ય હતુ

કનોજનું રાઠોડ રાજ્ય. ૪ કનોજમા ગહેડાનુ રાજ્ય હતુ એ રાજ્યમા મહારાજા શિલાદિત્ય બૌદ્ધધર્મને આશ્રય આપનાર થયો એ વાત પાછળ આવી ગઈ એ રાજ્ય જયચદ્ર પાસેથી મુસલમાનોએ શી રીતે જીત્યુ એ વાત આગળ આવશે

બંગાળાનું રાજ્ય ૫. મહાભારતના યુદ્ધ પછી બંગાળા ઇ સ ૧૨૦૩ મા મુસલમાનોએ જીત્યુ ત્યાં સુધીમા ત્યા ચાર કૂળના રાજા થયા તેમાના ત્રીજા પાળકૂળનો બૌદ્ધધર્મી રાજા દેવપાળ ચક્રવર્તિ રાજા થયો, તેણે લંકા સુધીનો ભરતખંડ જીતી લીધો હતો

બીજાં રાજ્યો ૬ એ સિવાય દિલ્હી, કલિંજર, અજમેર ને ગ્વાલિયરના રજપૂત રાજ્યો પણ હયાતીમા હતા એ રાજ્યો મુસલમાનોએ ક્યારે ને શી રીતે જીત્યા, એ વાત આગળ આવશે

---

## પ્રકરણ ૧૨ મું.

## दक्षिणनां आर्य राज्यो.

**૧. દક્ષિણમાં આર્ય વસાયત. ૨. કલ્યાણીનુ ચાલુક્ય રાજ્ય. ૩. શાલિવાહન. ૪. વરંગુળનું રાજ્ય. ૫. ઓઢાયાપ્રાંતનુ રાજ્ય. ૬. ચેરારાજ્ય. ૭. બલ્લાળ રાજ્ય. ૮. ચોલ રાજ્ય. ૯. પાંડય રાજ્ય.**

દક્ષિણમાં આર્ય વસાયત ૧ આર્ય લોક ઉત્તરમા ફેલાયા પછી તેઓ ધીરે ધીરે નર્મદાની દક્ષિણના દેશમાં પણ વસવા લાગ્યા. તે વખતે ત્યા અનાર્ય કે અસુર લોકો રહેતા હતા દક્ષિણ ભરતખડના દક્ષિણ ભાગને દ્રાવિડ દેશ કહે છે. તે ભાગમાં વિદ્યા, હુન્નરાદિ આર્ય સુધારા અગસ્ત્ય ઋષિએ દાખલ કર્યા એમ કહેવાય છે. જ્યારે રામચદ્રજી સીતાની શોધ માટે દક્ષિણમા ગયા, ત્યારે ત્યા ઘણા જગલો હતા ને તેમા જગલી લોક રહેતા હતા, તેમને આર્ય લોકોએ ત્યા વસ્યા પછી બ્રાહ્મણધર્મમા લીધા. પાછળથી અશોકના વખતમા તેઓ બૌદ્ધધર્મી થયા, પણ ફરી શકરાચાર્યે તેમને પાછા બ્રાહ્મણ ધર્મમા આણ્યા દક્ષિણ દેશ જીતવાને પણ ભરતખડના ચક્રવર્તિ

રાજાએ આવ્યા હતા રામચદ્ર ને યુધિષ્ઠિર પછી ચદ્રગુપ્ત, અશોક, મેઘવાહન ને દેવપાળદેવે સવારીઓ કરી એ દેશ જીત્યો હતો

**કલ્યાણીનું ચાલુક્ય રાજ્ય.** ૨ ચાલુક્ય કે સોલકી રજપૂતો સૂર્યવશી છે તેઓએ અયોધ્યાથી દક્ષિણમા આવી ઈ સ ૨૫૦ નેસુમારે કલ્યાણીનુ રાજ્ય સ્થાપ્યુ એ રાજ્ય આગળ જતા બહુ બળવાન થયુ. ત્યાના રાજાઓએ દક્ષિણના ઘણા રાજ્યો ઉપર ઉપરીપણુ મેળવ્યુ જયશિખર પાસેથી ગુજરાત જીતનારો ભુવડ પણ એજ ચાલુક્યોનો રાજા હતો. બારમા સૈકાની આખરે એ રાજ્ય દેવગઢના જાદવ રાજાઓએ જીતી લીધુ ચાલુક્ય રાજાઓ પ્રથમ શિવમાર્ગી હતા, પણ પાછળથી તેઓ જૈનધર્મી થયા હતા બારમા સૈકાની આખરે એટલે એ રાજ્યની પડતીના વખતમા એક બસાપ્પા નામે બ્રાહ્મણે નવો શિવમાર્ગ કાઢયો, તેમા વચલા વર્ગના ઘણા લોક મળ્યા. એ પથને લિગાયત કહે છે, ને તે હજુ પણ દક્ષિણમા ઘણો ચાલે છે

**શાલિવાહન.** ૩ ગોદાવરીને તીરે પૈઠણ નગરીમા શાલિવાહન નામે એક જોરાવર રાજા થયો ઈ સ ૭૮ એ રાજા કુભારનો છોકરો હતો એમ કહેવાય છે તેણે શકલોકના લટારૂ ટોળાને હરાવીને કાઢી મૂક્યાં, તથા માળવાના વિક્રમાદિત્યના વશજ પાસેથી નર્મદા સુધીનુ રાજ્ય જીતી લીધુ, તેથી લોકો એનો પણ શક ગણવા લાગ્યા એ શક નર્મદાની દક્ષિણમા આજે પણ ચાલે છે, ને વિક્રમનો શક સવત્ના નામથી નર્મદાની ઉત્તરમા ચાલે છે. શાલિવાહન પછી એના રાજાનુ શુ થયુ તેનો ખાતરીલાયક હેવાલ કાંઈ મળતો નથી

**વરગુળનું રાજ્ય.** ૪. વરગુળમા આધ્ર જાતના રજપૂતોનુ રાજ્ય હતું તેમનુ રાજ્ય હાલના નિજામના રાજ્યના પૂર્વ ભાગમા હતુ ત્યા ગણપતિ વશના રાજા બહુ જોરાવર થઈ ગયા, ને તેમણે ગોદાવરીની દક્ષિણનો ઘણો ભાગ તાબે કર્યો પણ એજ રાજ્યકૂળ પાસેથી ઈ સ ૧૩૩૨ મા વરગુળ જીતીને મુસલમાનોએ એ રાજ્ય નબળું કર્યું તે આગળ જતા ગોવળકોડાના પાદશાહોએ મુસલમાની રાજ્યમાં જોડી દીધુ

**ઓઢીઆ પ્રાંતનુ રાજ્ય.** ૫ ઓઢીઆ પ્રાતમા કેસરી કુળના રાજાઓનુ રાજ્ય ઈ સ ૧૩૩૧ સુધી હતુ પછી ત્યા ગંગાવશના ને તેની પછી સૂર્યવશના ગજપતિ રાજા થયા એમનુ રાજ્ય ઈ સ ૧૫૭૮ મા અકબરે જીતી લીધુ

**ચેરા રાજ્ય.** ૬ ઉપર કહેલા સર્વ રાજ્યો કૃષ્ણા નદીની ઉત્તરમા હતા એ નદીની દક્ષિણમા મલબાર કાઠા ઉપર ચેરા કુળનું રજપૂત રાજ્ય હતુ એને તાબે ત્રાવણકોરથી કાનડા સુધીનો સઘળો મલબાર કાઠો હતો એ રાજ્ય ઈ સ ના દશમા સૈકડામા આસપાસના રાજ્યોએ જીતી લીંધુ

**બલ્લાળ રાજ્ય.** ૭ ચેરા રાજ્યના નાશ પછી તરત બલ્લાળ રજપૂતોનુ રાજ્ય થયુ તેમની રાજ્યધાની મહીસુરની ઉત્તરમા દ્વાર સમુદ્રમા હતી ત્યાના રાજાઓ જૈનધર્મી હતા, પણ ઈ. સ ૧૧૩૩ મા ત્યાના વિષ્ણુવર્ધમાન નામે રાજાને રામાનુજસ્વામીએ વૈષ્ણવ ધર્મમા આણ્યો એ રાજ્ય ઈ સ ૧૩૧૦ મા મુસલમાનોએ જીત્યુ

**ચોલ રાજ્ય** ૮ કાંજેવરમમા ચોલ જાતનુ રાજ્ય હતુ એ રાજ્યનો મૂળ પુરુષ ઉત્તર ભરતખડમાથી આવ્યો હતો એ રાજ્ય ઈ સ પૂ સુમારે ૩૫૦ વરસ ઉપર લગ્ન બધથી પાડ્ય રાજ્ય સાથે જોડાઈ ગયુ ફરીને ઈ સ ૨૧૪ મા એ રાજ્ય છૂટુ પડયુ, ને તેમણે પોતાની રાજ્યધાની તજાવરમા કરી ઈ સ ના ચૌદમાં સૈકડાથી એ રાજ્ય પડતીમા આવ્યુ, ને છેવટે શિવાજીના ભાઈ વ્યકાજીએ તજાવરમા મરાઠી રાજ્ય સ્થાપ્યુ

**પાંડય રાજ્ય.** ૯ છેક દક્ષિણમા મદુરામા પાડય વશના રાજાઓનુ રાજ્ય હતુ એ રાજ્યનો સ્થાપનાર પાડય નામે વૈશ્ય જાતિનો પુરુષ હતો તેણે અયોધ્યાથી આવી ઈ સ પૂ નવમા સૈકડામા એ રાજ્ય સ્થાપ્યુ ઈ સ ના આરભમા પાડય રાજાએ રોમના આગસ્ટસ પાદશાહ પાસે વકીલ મોકલ્યો હતો આગળ જતા એ રાજ્ય નબળુ પડ્યુ ને ઈ સ ૧૭૩૬ મા આર્કોટના નવાબે જીતી લીધુ એકજ વંશમા બાવીસ વરસ સુધી ચાલેલુ રાજ્ય દુનિયામા એ એકજ છે, પાંડય

ને ચૌલ રાજા પ્રથમ શિવમાર્ગી હતા, તે આગળ જતા જૈનમાર્ગી થયા, પરતુ ફરીને પાછા તેઓ શિવમાર્ગમા આવ્યા હતા

---

## પ્રકરણ ૧૩ મું.

## ब्राह्मणधर्मनी पुनः स्थापना थई ते वखते भरतखंडनी स्थिति.

**૧. જાતિબધન, ૨ બ્રાહ્મણો. ૩. ક્ષત્રી. ૪. યુદ્ધસાધન. ૫ ક્ષત્રીકર્મ. ૬ વૈશ્ય. ૭ હુન્નર ને કારીગરી ૮. વેપાર-રોજગાર ૯ તે સમયની સ્ત્રીઓ. ૧૦. દક્ષિણના આર્ય રાજાઓએ કરેલાં કામ. ૧૧ રાજ્યવ્યવસ્થા ૧૨. ધર્મ.**

**જાતિબંધન** ૧. શક લોકની સવારીઓને લીધે તથા આ દેશમા તેમના રાજ્યો થવાથી તે લોકો ભરતખડમા પુષ્કળ આવી વસ્યા હતા, તેથી આ દેશમા અનાર્ય, આર્ય અને શક એ ત્રણ પ્રકારના લોક થયા શક અને અનાર્ય લોકોને બૌધધર્મીઓએ પોતાના ધર્મમા લઈ આર્યોના સસર્ગમા આણ્યા તેથી બીજી સકર-જાતિ પણ ઘણી થઈ એ કારણથી બ્રાહ્મણોએ બોદ્ધધર્મને તોડવા સારૂ મથન કર્યું ત્યારે તેમણે બધી વર્ણોની ફરીને વ્યવસ્થા કરી પ્રથમ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, ને શૂદ્ર એ ચાર જાતિ થઇ, પણ આ વખતે તેમાથી ધધા ને ગામ પરત્વ સેકડો જાતિ થઇ, એટલુજ નહિ પણ આગળ જતા એ જાતિનુ દઢ બધન થયુ. એ બધનથી આર્ય ધમનુ ઐકય મુસલમાનોના અનહદ જુલમ છતા પણ તૂટયુ નહિ

**બ્રાહ્મણો** ૨. અસલના બ્રાહ્મણોની પેઠે એ વખતના બ્રાહ્મણો પણ શાસ્ત્ર ભણતા, જપ તપ કરતા, તત્વજ્ઞાન શોધતા, ન્યાય શીખવતા ને ધર્મોપદેશ કરતા તેઓ સસાર વ્યવહારની ખટપટમા ઝાઝા પડતા નહિ, તોપણ રાજ્યદરબારમા ને અન્ય વર્ણ ઉપર એ લોકની સત્તા ઘણી હતી. તેમણે જ્યોતિષમા ને ગણિતમા સર્વથી વધારે કુશળતા મેળવી હતી.

**ક્ષત્રી.** ૩ જેમ બ્રાહ્મણોએ આર્ય ધર્મનુ મહાત્મ્ય સાચવ્યું, તેમ ક્ષત્રીઓએ પણ પોતાની મોટાઇ ખોઈ નહોતી ભરતખંડમા નાના નાના રાજ્યો ઘણા હતા, તેમનો ઉપરી ચક્રવર્તિ રાજા તો કોઇકજ વાર થતો, તે છતા તેઓ પરદેશીઓના હુમલાથી બચવાને સપ કરી સામા થતા ને તેમને થકવીને પાછા કાઢતા. આર્યોના આવ્યા પછી ગ્રીક ને શક લોકે ઘણું મથન કર્યું, તોપણ તેઓ આ દેશમા રાજ્યકર્તા તરીકે સ્થાયી રહી શકયા નહિ, એવુ તે વખતમા આર્ય રાજ્યોનુ ઐક્ય હતું

**યુદ્ધસાધન.** ૪ એ સમયે યુદ્ધમા રથ, હાથી, ઘોડા ને પ્યાદલ હતા, તથા તરવાર, ઢાલ, તીરકામઠા, ભાલા, બરછી, કટાર વગેરે હથિયારો વપરાતા હતા. બદુકો વાપરવાને તે વખતે દારૂની શોધ લાગી નહોતી, એમ ધરાય છે

**ક્ષત્રીકર્મ** ૫ રાજાઓ રૈયતને પોતાના છોકરા પ્રમાણે ગણીને પાળતા, રક્ષણ કરતા, ને વાજબી ઈન્સાફ આપતા મુસાફરો માટે રસ્તા, કૂવા, ધર્મશાળા વગેરે બધાવતા, ગરીબો માટે અન્નક્ષેત્ર માડતા, હુન્નર, કળા, વેપાર રોજગાર તથા વિદ્વાનોને ઉત્તેજન આપતા તેઓ શૂરા, પરાક્રમી, સ્વદેશાભિમાની ને સ્વધર્માભિમાની હતા તેમની રાજ્યવ્યવસ્થા પાછળ કહેલી રાજ્યપદ્ધતિ પ્રમાણેજ હતી.

**વૈશ્ય** ૬ વૈશ્ય લોકો પણ ખેતી, વેપાર ને કારીગરીના કામ કરવા કરાવવામા તથા સુધારો વધારો કરવામા ખતીલા હતા. તેઓ નમ્ર સ્વભાવના, વિવેકી, બુદ્ધિશાળી, કાયદા પાળનારા, સાદા, પ્રમાણિક, સાચા, શાત, ઉત્સાહી, ને ઉદ્યોગી હતા વળી તેઓ ધધારોજગારમા દગો ફટકો નહિ કરનારા ને વ્યસન વગરના હતા બાપનુ દેવુ આપવાની દીકરો પોતાની ફરજ અને ધર્મ સમજતો, તેથી લેણા દેણાની ફર્યાદ સરકારમા થતી નહિ લોક ઉદ્યોગી હોવાથી તે સમયે આજના જેટલા ભીખારીઓ પણ નહોતા.

**હુન્નર અને કારીગરી.** ૭ એ સમયે વિદ્યા હુન્નર સારા ખીલ્યા હતા જૂદી જૂદી જાતનો રેશમી ને કસબી વણાટ તથા ઉન ને સુતરાઉ વણાટ સુદર થતો હતો. સારા સારા સોના

રૂપાના તથા હીરા ને રત્નજડિત દાગીના ને નમૂના થતા હતા, હાથીદાત, સુખડ, સાગ, સીસમ ઉપર નકસીદાર કામ ઘણુ થતુ, તાબાપીતળના વાસણુ સુદર થતા હતા શિલ્પવિદ્યામા પણુ તેઓ બહુ આગળ વધ્યા હતા, એ તેમના તે વખતમા કરેલા કામો, ગુફા, દેવાલયો ને મકાનો ઉપરથી સાબિત થાય છે

**વેપાર રોજગાર.** ૮ સિકદરની સવારીથી અને તે પછી ગ્રીક લોકોને આ દેશ સાથે સબધ થવાથી આપણી વિદ્યા ને માલ તે દેશોમા જવા લાગ્યો સિકદરની સવારીની મતલબ પણુ આ દેશ સાથે યૂરોપનો વેપાર માર્ગ ખુલ્લો કરવાની હતી. તે મતલબ એ રીતે સરી પરદેશમાના હજારો વેપારીઓ હજારો માઈલથી આ દેશમા આવી વહાણોમા માલ ભરીને લેઇ જવા લાગ્યા, તથા વસવા લાગ્યા, એટલુજ નહિ, પણુ આ દેશના બ્રાહ્મણધર્મ માનનારા ને બાદ્ધધર્મીઓ ચીન, જાવા, જગબાર, મોખા ને બસરા સુધી જઇ વેપાર અર્થે વસ્યા હતા પગ રસ્તે પણુ આ દેશનો માલ ઘણા દૂરના પ્રદેશોમા જતો હતો આ ઉપરથી માલમ પડે છે કે તે વખતનો ભરતખડ વિદ્યા, હુન્નર, વેપાર રોજગાર ને દોલતમા ઘણો ચઢીઆતો હતો.

**તે સમયની સ્ત્રીઓ** ૯ તે વખતની સ્ત્રીઓ ભણેલી ગણેલી ને શાસ્ત્રજ્ઞાન ધરાવનારી હતી સ્ત્રીઓમા ઓઝલપડદાનો ધારો નહોતો, ને સતી થવાનો ચાલ નવો દાખલ થયો હતો તે વખતે બાળલગ્ન કરવાનો રિવાજ નહિ હતો, સ્ત્રી પુરૂષ સદ્‌ગુણી ને સદાચારી હોઇ એકબીજા સાથે હળીમળીને ચાલી સુખી રહેતા જો કે સ્ત્રીઓ ધણીની કે ધણીની ગેરહાજરીમા બીજા વડીલની આજ્ઞામા રહેતી તોપણુ તેમને યોગ્ય છૂટ ને માન મળતા સાસુ વહુ એક બીજા સાથે યોગ્ય મર્યાદામા રહી સપસપીને ચાલતા તેથી તે વખતમા આર્યોનો ઘર સસાર સલાહ શાતિવાળો ને સુખદાયક હતો

**દક્ષિણ આર્ય રાજાઓએ કરેલાં કામ** ૧૦ ઉત્તરની પેઠે દક્ષિણમા પણુ આર્યલોકે ઈ સ પૂર્વેના કેટલાક સૈકડાથી સુધારા દાખલ કર્યા હતા. રાજાઓએ ને તેમા મુખ્યત્વે ચોલ રાજાઓએ ઘણા

મકાનો, મદિરો અને ગુફાઓ કરાવ્યા હતા તે સુદર કારીગરીના, ભવ્ય ને શોભાયમાન હતા દક્ષિણના રાજાઓએ પોતાની રૈયતનુ કલ્યાણ કરવા તરફ થોડી કાળજી બતાવી નથી તેમણે નાની મોટી નદીઓમા બધ બાધી નહેરો કરી તેનુ પાણી ખેતીના ઉપયોગમા આવે એવી યોજનાઓ કરી હતી વળી નાનીનદીઓસુકાઇ જતા ખેતીમાકામ લાગે નહિ, માટે તેવી નદીઓનુ પાણી મોટા મોટા તળાવો ખોદાવી તેમા વાળી લીધુ હતુ, ને તે તળાવનુ પાણી ખેતીમા કામ લાગે એવી યુક્તિઓ કરી હતી એ રાજાઓએ એવા ખેતીને ઉપયોગી જે કામ કર્યા હતા, તેમાના પચાસ હજાર તો મદ્રાસ ઇલાકામા હજુ પણ કામ આવે એવી સ્થિતિમા છે વળી એ રાજાઓએ રૈયતને કેળવવાને પાઠશાળાઓ પણ સ્થાપી હતી દક્ષિણ દેશને દરિયા સાથે ઘણો સબધ હોવાથી એ દેશ ઇજીપ્ત અરબસ્તાન વગેરે પરદેશના લોક વેપાર કરવાને આવતા, તેમનુ રક્ષણ કરીને તથા તેમને સહાય આપીને વેપારને પણ એ રાજાઓએ ઉત્તેજન આપ્યુ હતું

**રાજ્યવ્યવસ્થા** ૧૧ ઉત્તરની પેઠે દક્ષિણમા પણ ગામનોપટેલ મુખ્ય હતો ને ગામની પોલિસનુ કામ કરતો ને બદોબસ્ત રાખતો, તેને પગારના બદલામા જમીન મળતી હતી તે ગામની ઉપજ ઉઘરાવી સરકારમા ભરતો ગામમા ગુન્હાનો બદોબસ્ત રાખતો, ને તેમનો ઇન્સાફ પચની મારફતે કરતો એવા મા સો ગામના તાલુકા કરેલા હતા તે તાલુકાનુ મહેસૂલ ઉઘરાવવાને તથા ઇન્સાફ કરવાને અમલદારો નીમેલા હતા, એ અમલદારો વશપરપરાના હતા એ રીતે ખતીના પાકનુ ને જાન માલનુ રક્ષણ થવાથી દક્ષિણના લોકો પણ આબાદ ને સુખી હતા

**ધર્મ** ૧૨ બ્રાહ્મણધર્મ દક્ષિણમા પ્રથમ દાખલ થયો હતો તે બદલાઇને અશોકના સમયમા બૌદ્ધધર્મ ચાલ્યો પણ બૌદ્ધધર્મની પડતીના વખતમા ફરીને બ્રાહ્મણધર્મ પ્રસર્યો ગુજરાતમાથી જૈનધર્મ દક્ષિણમા જતા કેટલાક રાજા જૈનધર્મી થયા, સાતમા સૈકડા સુધી જૈનધર્મનુ ત્યા પ્રબળ હતુ આગળ શકરાચાર્ય ને રામાનુજ સ્વામીએ કેટલાક રાજાને ફરીને શિવમાર્ગી ને વિષ્ણુમાર્ગી કરી

બ્રાહ્મણ ધર્મમા આવ્યા. બસાપ્પાના લિંગાયત નામે શિવમાર્ગની વાત પાછળ આવી ગઇ છે

# ભાગ ૨ જો.

## મુસલમાની પઠાણ રાજ્ય.

### પ્રકરણ ૧ લું.

### મુસલમાનોની ભરતખંડ ઉપર સવારી

**૧. હજરત મહમદ ૨. મુસલમાની ધર્મનો ઉદય ૩, મુસલમાની ધર્મનો વિસ્તાર ૪, મુસલમાનોની જળમાર્ગે સવારીઓ. ૫. સિંધમાં મુસલમાની રાજ્ય. ૬. સિંધમાં પુન રજપૂત રાજ્ય. ૭.ગીજનીમાં મુસલમાની રાજ્ય ૮.સબક્તગીન.**

**હજરત મહમદ.** ૧ મુસલમાની ધર્મના સ્થાપનાર હજરત મહમદ પેગબરનો જન્મ મક્કામા થયો ઇ સ ૫૬૯ તેમણે પોતાની ૪૦ વરસની ઉમરે ઇ સ ૬૦૯મા નવો ધર્મ સ્થાપીને લોકોને ઉપદેશ કરવા માંડયો તે સમયમા આરબ લોક ઘણા દેવને માનનાર ને મુર્તિપુજકો હતા હજરત મહમદે ઉપદેશ કર્યો કે પરમેશ્વર એક છે, ઘણા નથી પરમેશ્વરનો પેગબર એટલે સંદેશો લાવનાર મહમદ છે એણે મુર્તિ પૂજવાની મના કરી, તથા બધા મુસલમાનો ભાઈ છે, ધર્મને માટે લઢી મરનાર સ્વર્ગે જાય છે, મુર્તિ પુજકને મુસલમાની ધમમા લાવવાથી પુણ્ય થાય છે એમ શીખવ્યુ

**મુસલમાની ધર્મનો ઉદય.** ૨ મહમદનો ઉપદેશ આરબ ધર્મની વિરૂદ્ધ હોવાથી તેઓ તેની સામા ઉઠયા, ને તેને મારી નાખવાનો વિચાર કર્યો. તેથી હજરત મહમદ નાસીને મદીને ગયા, ઇ સ ૬૨૨. નાસવાને અરબી ભાષામા હીજરી કહે છે, તેથી મુસલમાનો એ વર્ષથી સન ગણવા લાગ્યા, તેનુ નામ હીજરી પડયુ મદીને નાસીને ગયા, પછી હજરત પેગબરે પોતાની હિમત છોડી નહિ આગ્રહથી ને ઉત્સાહથી

પોતાના નવા ધર્મનો ઉપદેશ જારી રાખ્યો, તેથી તેમના સામાવળીઆ લઢવાને ઉઠયા, પણમહમદે પોતાનાશિષ્યોમા ધર્મનો જુસ્સો ઉત્પન્ન કર્યો હતો તેથી તેમણે દુશ્મનોને મારી હઠાવ્યા એ રીતે થોડી મુદતમા આખા અરબસ્તાનમા મુસલમાની ધર્મ ફેલાયો પેગબર જેવો જ જુસ્સો ને આગ્રહ તેમના શિષ્યોમાં આવ્યો હતો તેથી તેઓ સઘળા એક સરખા ઝનુનથી પરધર્મીઓની સામા થયા, અને તેમને વશ કર્યા મહમદ પેગબરનો કાળ ઇ સ ૬૩૨ મા થયો હતો

**મુસલમાની ધર્મનો વિસ્તાર.** ૩ પેગબરનો કાળ થયા પછી પણ તેમના શિષ્યોનો જુસ્સો નરમ પડયો નહિ તેમણે આસપાસ ના દેશોમા પણ એ ધર્મ જોરાવરીથી મનાવી મુસલમાન કર વાનો ઉદ્યોગ જારી રાખ્યો મહમદ પછી તેમની ગાદીએ તેમના શિષ્યો બેઠા, તે ખલીફા કહેવાતા મુસલમાની ધર્મ ફેલાવવાને પરદેશોમાં તેમણે સૈન્ય મોકલ્યા અરબસ્તાનની પાસેના ઇરાન દેશ ઉપર પહેલી ધાડ આવી તે વખતે ઇરાનમા પારસી લોકોનું રાજ્ય હતુ, પણ તે પહેલાના જેવુ બળવાન નહોતુ પોતાનો ધર્મ અને રાજ્ય સાચવવાને પારસીઓ ઘણુ લઢયા, પણ મુસલમાની જુસ્સાના પૂરને તેઓ રોકી શકયા નહિ મુસલમાનોએ પારસી રાજ્ય જીતી લીધુ અને અગ્નિપૂજક પારસીઓને જુલમથી વટાળીને મુસલમાન કર્યા કેટલાક ખરા ધર્મચુસ્ત પારસીઓ નાસીને ડુગરોમા સતાઇ બેઠા, કેટલાક આતસબહેરામને લેઇ વહાણુમા બેસી ભરતખડમા નાસી આવ્યા તે વખતે મુબાઇની ઉત્તરમા સજાણુમાં એક રજપૂત રાજ્ય હતુ તેની સાથે કેટલીક શરતો કરીને તથા ભરતખડના આર્ય રાજાને દગો નહિ દેવાનુ કબૂલ કરીને તેની રૈયત થઇ તેઓ ત્યા વસ્યા. ત્યાથી થોડી મુદતમા ગુજરાતની દક્ષિણમા દમણની પાસે ઉદવાડમા આવી તેમના આતસબહેરામની સ્થાપના કરી, ને ખેતીનો શાત ધધો કરવા લાગ્યા ધીરે ધીરે તેઓ વેપાર રોજગારમા પડી આજે સુખી થયા છે

ઇરાન જીત્યુ તેવામા અરબસ્તાનની ઉત્તરનો મૂલક તુર્કસ્તાન જીતીને ખલીફાએ બસરામા ગાદી કરી. ત્યાથી તેમણે ઉત્તરમાં એશિ-

થાસૈનર જીતી યૂરોપી તુર્કસ્તાન જીત્યુ. પશ્ચિમમા તેમણે મિસરથી મોરોક્કો સુધીનો આખો ઉત્તર આફ્રિકા જીતીને મુસલમાની ધર્મમા આણ્યો. મોરોક્કોથી જીબ્રાલ્ટરની સામુદ્રધુની ઓળગીને તેઓ સ્પેનમા પેઠા ને ગ્રાનેડામા રાજ્યધાની કરી, ત્યા આરબ રાજ્ય સ્થાપ્યુ.

ઈરાનની પૂર્વમા પણ મુસલમાનો આગળ વધ્યા ને તાર્તરી, અફ્ઘાનિસ્તાન ને બલુચિસ્તાનના લોકો બસરાના ખલીફાને તાબે થયા, તથા મુસલમાની ધર્મ સ્વિકાર્યો ભરતખડના વેપાર રોજગાર ને વૈભવથી લોભાઈને આરબોએ ભરતખડમા પણ મુસલમાની ધર્મ સ્થાપન કરવાનુ તકાવ્યુ, પરતુ હિદુકુશ આગળ તેમને અટકવુ પડ્યુ બીજા દેશો મુસલમાની ઝનુનને જેવી સહેલાઈથી તાબે થયા હતા, તેવી સહેલાઇથી આર્યો તાબે થાય તેવુ ન હોવાથી ત્રણુસે વરસ સુધી તેઓ હિદુકુશની આ પાર આવી શક્યા નહિ, પણ બીજી તરફ તાર્તરીના મોટા ગોબીના રણ સુધી ધૂસ્યા ત્યા બૌદ્ધધર્મી ચીનાઓએ તેમને ચીનની ઉત્તરમા મોટો કોટ કરી ચીનમા આવતા અટકવ્યા. એ કોટ દુનિયાની હસ્તકૃત કારીગરીના ચમત્કારનો એક મોટો નમુનો છે.

**મુસલમાનોની જળમાર્ગે સવારીઓ.** ૪ મુસલમાનો સ્થળ માર્ગે ભરતખડમાં આવી ન શકયા, ત્યારે તેમણે દરીઆમાર્ગે ભરતખડ ઉપર આવવાનો વિચાર કર્યો. તેમણે પ્રથમ ઈ. સ ૬૩૬ મા મુબઇની પાસેના બદરો ઉપર, ને ભરૂચ ઉપર નૌકાસૈન્ય મોકલ્યુ, પણ તેમા તેમનુ કાઇ ન વળવાથી તેઓ પાછા ગયા. થોડા વરસ પછી ઈ સ. ૬૬૪ મા સિધ ઉપર નૌકાસૈન્ય આવ્યુ પરતું તેમા પણ ન ફાવ્યાથી તેઓ પાછા ગયા.

**સિંધમાં મુસલમાની રાજ્ય.** ૫ ઈ. સ ૭૧૨ મા ભરત ખડના બદરમા એક અરબી વહાણુ પકડાયુ હશે, તેની નુકસાની ભરી લેવા વાલીદ નામે ખલીફાની કારકીર્દિમા મહમદ કાસમ નામે એક સરદારને સિધ ઉપર મોકલ્યો તે વખતે કરાચીની પાસે દેવળગામ કરીને એક મોટુ નગર હતું, ત્યા દાહીર નામે રજપૂત રાજા

રાજ્ય કરતો હતો. આખો સિંધ પ્રાંત ને ઉત્તરમાં મુલતાન સુધીનો મુલક એના તાબામાં હતો દાહીર રાજાએ પરધર્મિઓને અટકાવવા માટે જબરૂ યુદ્ધ કર્યું, પણ તેમાં તે મરાયો ને તેનુ સઘળું રજપૂત સૈન્ય કેસરીયા કરીને મુસલમાનોઉપર તૂટી પડ્યુ એકેએક રજપૂત મરાયો, પણ દુશ્મનને તાબે થયો નહિ રજપૂત સ્ત્રીઓ પણ ચિતા ખડકી પોતાની મેળે બળીને મરણ પામી એ વખતની સ્ત્રીઓને પોતાની આબરૂ એટલી વહાલી હતી કે દુશ્મનને હાથ નહિ જવા માટે તેઓ જીવતા બળી મરતી જીત મેળવ્યા પછી કાસમે દેવળગામને લૂટી લીધુ, તથા ત્યાંના વતનીઓની કતલ કરી તાબે થયેલી નિર્દોષ પ્રજાને હણવા જેવી નીચ ને નિર્દય વૃત્તિનો એ કાસમ હતો. એણે દાહીરના તાબાના બીજા મોટા મોટા નગરો પણ જીતીને લુટી લીધા ને આખા રાજ્યની પાયમાલી કરી કાસમે ૪૦ વરસ સુધી સિંધમાં મુસલમાની રાજ્ય ટકાવ્યુ, પણ ત્યાંના લોકની લડાઇમા દૃઢતા ને બહાદૂરી તથા સ્વધર્મ ઉપર આસ્થા જોઇને તેનાથી આગળ વધાયુ નહિ સિંધ દેશ પણ માત્ર તેના પરાક્રમથીજ ટકી રહ્યો હતો

**સિંધમાં પુનઃ રજપૂત રાજ્ય** ૬ કાસમને મોકલનાર હાકેમ મરી ગયાથી તેની જગાએ બીજો ખલીફો થયો, તેની કાસમ ઉપર અપ્રીતિ થઇ તેણે કાસમને બરતરફ કરીને તેની જગાએ બીજા હાકેમને મોકલ્યો મુસલમાનોમાં આ પ્રમાણે કુસંપ પેઠેલો જોઇ રજપૂતો તેનો લાભ લેવા ચૂક્યા નહિ તેમણે એકઠા થઈ સંપ કરી કાસમ ઉપર હુમલો કરીને તેને પકડીને મારી નાખ્યો, તથા તેનુ માથુ ગંધાતા ચામડામાં સીવી બગદાદના સુબાને મોકલી દીધુ એ રીતે કુસંપથી સિંધમા મુસલમાની રાજ્યની આખર આવી ને સિંધ ઉપર ફરીને રજપૂત રાજ્યનો વાવટો ઉડવા લાગ્યો

**ગીજનીમાં મુસલમાની રાજ્ય.** ૭ ખલીફાનુ રાજ્ય બહુ વિસ્તીર્ણ થવાથી તથા તેઓ નબળા થવાથી તેમના દૂરના મુલકોના સુબા સ્વતંત્ર થવા લાગ્યા એ પ્રમાણે બુખારામા એક સ્વતંત્ર મુસલમાની રાજ્ય થયુ હતુ ત્યાંના કોઈ સુલતાનનો અલપ્તગીન

નામે ગુલામ હતો. તેણે ઇ. સ ૯૬૨ માં ગીજનીમા સ્વતંત્રરાજ્ય સ્થાપ્યું. ૫ ૬૨ વરસ રાજ્ય કરીને તે મરણ પામ્ય.થી તેની ગાદીએ તેનો જમાઈ સબક્તગીન સુલતાન થયો

સુલતાન સબક્તગીન. ૮. એ સુલતાન બહુ બહાદુર ને ચતૂર લડવૈયો હતો. એણે અફ્ઘાનિસ્તાનની ઉત્તરનો મૂલક તથા બલુચિસ્તાન જીતીને રાજ્યનો વધારો કર્યો. એ સુલતાનના માણસો ભરતખંડમા આવી વાર વાર લૂટફાટ કરતા હતા. તેમને અટકાવી સજા કરવા સારૂ લાહોરનો રાજા જયપાળ લશ્કર લેઇ અફ્ઘાનિસ્તાન ઉપર ચઢયો. સબક્તગીન પણ તેની સામે લઢવા આવ્યો. બંને જણા વચ્ચે રણસગ્રામ ચાલતો હતો તેવામા ભારે વાવાઝોડુ ને વરસાદ થયો આ તકનો લાભ થઇ સબક્તગીને લાહોરના રાજાનો પાછા જવાનો માર્ગ રોકયો. રજપૂત સેના આ રીતે અંતરાયાથી જયપાળે સુલતાનને ૫૦ હાથી આપ્યા તથા અઢી લાખ રૂપીમા દડના પાછળથી મોકલવા કબૂલ્યા. જયપાળે લાહોર આવ્યા પછી દરબર ભરી દડ આપવો કે નહિ તે બાબત સલાહ પૂછી રજપૂતોએ કહ્યું કે એક વાર વચન આપ્યું તે પાળ્યા વગર ચાલે નહિ, માટે દડ આપવો. બ્રાહ્મણોએ કહ્યું કે ક્ષત્રી રાજાએ મ્લેચ્છોને દડ આપવો ઉચિત નથી જયપાળે બ્રાહ્મણોની સલાહ માનીને દડ ન આપ્યો, તેથી એ દડ વસૂલ કરવાને સબક્તગીને ચઢાઈ કરી. લાહોરના રાજાએ પણ અજમેર, દિલ્હી,* કલિંજર ને કનોજના રાજાને પોતાની મદદે મોલાવ્યા એ રાજાઓ પોતાના દેશનું ને ધર્મનું રક્ષણ કરવાને પોતપોતાના સૈન્ય લેઇ આવ્યા. પેશાવર આગળ રજપૂત ને મુસલમાનો વચ્ચે જબરો જગ મચ્યો પણ તેમા જયપાળ હાર્યો, તેથી સુલતાન એ મૂલક લૂટીને પાછો ગયો ને પેશાવરમા દશ હજાર પઠાણોનું તેણે થાણું બેસાડયું એ પછી સબક્તગીનને મધ્ય એશીઆમા રોકાવુ પડ્યાથી તેણે ભરતખડને વાદ કર્યો નહિ. એ ઇ. સ ૯૯૭ મા મરણ પામ્યો. તેની પછી તેનો દાસીપુત્ર મહમદ ગાદીએ બેઠો

———

## પ્રકરણ ૨ જું.

## સુલતાન મહમદ.

૧. મહમદની પહેલી સવારી. ૨. બીજી ને ત્રીજી સવારી. ૩. ચોથો સવારી. ૪. નગરકોટ ઉપર સવારી. ૫ મહમદની બીજી સવારીઓ. ૬. સોમનાથ ઉપર સવારી. ૭ મહમદે સવારીઓ કરી તેની મતલબ.

**મહમદની ૧ લી સવારી.** ૧. સુલતાન મહમદ બહાદુર ને ચતુર પણ ધર્માંધ ને નિર્દય હતો એણે પરાક્રમ વડે પોતાના બાપના રાજ્ય મા ઉમેરા કર્યો ચાર વરસ પોતાના રાજ્યનો બંદોબસ્ત કરવામાં ગાળ્યા પછી ઇ. સ, ૧૦૦૧ મા એણે પંજાબના રાજા જયપાળ ઉપર સવારી કરીને તેને હરાવ્યો. એ રીતે જયપાળ બેવાર હાર્યાથી શરમીન્દો થઈ પોતાના પુત્ર અનંગપાળને રાજ્ય સોપી ચિતા ખડકાવી બળી મુઓ એવી એ વખતના રજપૂત રાજાઓની લાગણી હતી.

**બીજી અને ત્રીજી સવારી.** ૨. પંજાબની દક્ષિણે તે વખતે ભાટી રજપૂતોનુ રાજ્ય હતું એ રજપૂતો જાદવોના વંશના છે, ને તેમનુ રાજ્ય હાલ જેસલમેરમા છે. એ લોકોનો તે સમયે વિજયરાય કરીને રાજા હતો તેણે ખંડણી ન આપ્યાથી મહમદે ઇ. સ. ૧૦૦૪ મા તેના ઉપર સવારી કરી. વિજયરાય બહુ બહાદુરીથી લઢયો ને મુસલમાનોના ઘણા હુમલા પાછા વાળ્યા, પણ છેવટે તે હાર્યો મુલતાનના મુસલમાન સુબાએ બંડ કર્યાથી મહમદે ત્રીજી સવારી કરી તેને વશ કર્યો.

**ચોથી સવારી.** ૩. આ પ્રમાણે મુસલમાનોની જીત થવાથી તથા તેમનુ રાજ્ય પડોશમા આવ્યાથી હિંદુ ધર્મને ભય પેઠો. લાહોરનુ રાજ્ય નજીક હોવાથી અનંગપાળને વધારે દહેશત લાગી તેથી તેણે નર્મદાની ઉત્તરના સઘળા હિંદુરાજાઓને મુસલમાનોનું બળ તોડવાને પોતાની સહાયે બોલાવ્યા. ઉજ્જન, કલિંજર, ગ્વાલિયર, અજમેર, દિલ્હી ને કનોજના રાજાઓ પોતપોતાનું સૈન્ય

લઈ હિંદુધર્મની વહારે ધાયા. એ સમયે ભરતખંડના લોકોમાં ધર્મ-રક્ષણનો જુસ્સો એટલો પ્રસર્યો હતો કે ડુંગરોમાંથી જંગલી લોકો પણ પોતાના તીરકામઠાં લઇ અનંગપાળની મદદે આવ્યા હતા. એ ધર્મયુદ્ધમાં મદદ કરવાને સ્ત્રીઓએ પોતાનાં ઘરેણાં ગાઠા વેચીને ધન મોકલ્યું હતું મુસલમાનો પણ તેટલાજ જુસ્સાથી ઉશ્કેરાઇ લડવા આવ્યા હતા. અટક પાસે વૈહિંદગઢ આગળ રણસંગ્રામ થયો. ઇ સ ૧૦૦૮. રજપૂતોએ જુસ્સાબંધ હલ્લો કરી, ઘણા મુસલમાનોને કાપી નાખ્યા, ને ભરતખંડવાસીઓની ચઢતી કરી પણ એટલામાં અનંગપાળના હાથીને તીર વાગ્યાથી તે હાથી ઉપરથી ઉતરીને ઘોડા ઉપર બેઠો. રજપૂત સૈન્યે પોતાના રાજાને હાથી ઉપર નહિ દીઠાથી નિરાશ થઇ નાસવા માંડ્યું આર્યસૈન્યમાં ભંગાણ પડ્યું. એ ગરબડનો લાભ મળ્યા છતાં પણ મહમદે મહા મુશ્કેલીથી જય મેળવ્યો.

**નગરકોટ ઉપર સવારી.** ૪. આ મોટી જીત મેળવ્યાથી મુસલમાનો વધારે જોસપર આવ્યા ને રજપૂતો નિરાશ થયા હવે મહમદે આર્યોના દેવળો લૂટવાને તથા તોડવાને સવારીએ કરવા માંડી અનંગપાળને હરાવી ને નગરકોટ ( બીઆ નદીને કાંઠે હિમાલયના ડુંગરમાં હાલ કાંગડાગઢ છે તે ) નું દહેરૂં લૂટવાને ગયો. ત્યાંથી તેને ૬ લાખ સોનાના સીક્કા, બસે મણ સોનું, બે હજાર મણ રૂપું તથા વીસ મણ જવાહીર એટલું ધન મળ્યું.

**મહમદની બીજી સવારીએ.** ૫. ઇ. સ ૧ ૧૦ મા તેણે મુલતાન ઉપર ફરીને સવારી કરી તેનો જડો મસ્ત કર્યો ઇ. સ ૧૦૧૧ માં જમના ને સરસ્વતી નદીની વચ્ચે સ્થાનેશ્વરનું દેવસ્થાન લૂટીને ત્યાંથી પુષ્કળ ધન તથા બે લાખ કેદી લઈ ગયો. પછી તે કાશ્મીર ઉપર ચઢ્યો, પણ ત્યાંથી હારીને પાછો ગયો. એ હારથી નિરાશ ન થતાં થોડી મુદતમાં એક બળવાન સૈન્ય લઇ તે કનોજ ઉપર ચઢ્યો પણ ત્યાંનો તથા મીરતનો રાજા લડ્યા વગરજ તાબે થયા એ બે રાજા પાસેથી ધન લઇ તેમને કાંઇ પણ ઉપદ્રવ કર્યાં વગર તે મથુરા

ઉપર ચઢયો. ત્યાં વૈષ્ણવોએ મોટાં મોટાં સુંદર મંદીરો બંધાવેલાં હતાં. ને તેમાં સોના રૂપાની મૂર્તિઓ બેસાડેલી હતી. મૂર્તિઓના ઘરેણાં ગાંઠાં પણ પુષ્કળ હતાં મહમદે તે સઘળું લૂટી લીધું તેણે વીસ દિવસ સુધી એ શહેર લૂંટાવ્યું, ઘણા મંદીરો તોડી નાંખ્યાં ને હજારો ગુલામ પકડી લીધા મથુરાની કેટલીક ઈમારતો એને પસંદ પડી તેથી તે સલામત રહેવા દીધી તથા એવી ઇમારતો ગીજનીમા બંધાવી ગીજની શહેર શોભાવ્યુ મથુરાથી પાછા ગયા પછી મહમદે ફરીથી આવીને પંજાબ ખાલસા કર્યું. ઈ સ ૧૦૨૨. કાશ્મિર જીતવાને તે બીજીવાર ચઢયો, એ લઢાઈમા પણ હારીને તેને પાછા જવું પડયુ કનોજનો રાજા વગર લઢે મહમદને તાબે થયો, માટે કલિંજરના રાજાએ તેનાપર ચઢાઇ કરી માર્યો. એ કારણથી મહમદે કલિંજર જીત્યુ અને તેની પાસેથી તથા ગ્વાલિયરના રાજા પાસેથી ખંડણી લીધી.

સોમનાથ ઉપર સવારી. ૬ એણે ભરતખંડ ઉપર મુખ્ય બાર સવારીઓ કરી તેમા સૌથી મોટી અને છેલ્લી ગુજરાત ઉપરની હતી ગુજરાતના દક્ષિણકાંઠા ઉપર કાઠિયાવાડમા સોમનાથ મહાદેવનું પ્રખ્યાત દેવળ છે. શિવ । બાર જ્યોતિર્લિંગમા સોમનાથનું ઘણું પ્રસિદ્ધ છે. તેથી એ દેવળ તોડવાને મહમદ ધર્માંધ મુસલમાનોનું જોરાવર લશ્કર લેઈને મુલતાનની વાટે મોટા રણમા થઇ અણહિલવાડ આવ્યો. તે વખતે ત્યા ભીમ બાણાવળી નામે જોરાવર રાજા રાજ્ય કરતો હતો, પણ મહમદ અણધાર્યો આવી પહોચ્યાથી તે નાસી ગયો. અણહિલવાડથી મહમદ સોમનાથ ઉપર ચઢયો ઇ. સ ૧૦૨૪ કાઠિયાવાડના ઘણા રાજા રાણા ને જંગલી લોકો સોમનાથના રક્ષણાર્થે પ્રભાસપાટણમાં એકઠા થયા હતા તેમણે મુસલમાનોના હુમલાને ત્રણ દિવસ સુધી પાછો નાખ્યા એવામા ગુર્જર રાજા ભીમદેવ પોતાનું લશ્કર જમાવી સોમનાથના રક્ષણાર્થે આવી પહોચ્યો તેણે બહુ બહાદુરીથી યુદ્ધ કર્યું પણ તે હાર્યાથી જે લોકોએ ત્રણ દિવસ સુધી મહમદને હઠાવ્યો હતો, તે લોકો હિંમત હારી ગયા. ઘણા ભરતખંડીઓ રણમા પડયા ને કેટલાક મછવામા બેસી નાસી ગયા. મહમદે દહેરામાં

જોઈ મૂર્તિ ભાગવા માંડી, ત્યારે બ્રાહ્મણોએ ઘણા કાલાવાલા કરીને મૂર્તિ નહિ ભાગવાને કહ્યું, તથા તેના બદલામાં પાંચ કરોડ રૂપીઆ આપવા માંડયા પણ મહમદે કહ્યું કે મૂર્તિ વેચવા કરતાં તોડવાની કીર્તિ મને બહુ ગમે છે. એમ બોલી તેણે મૂર્તિ તોડી નાખી; તથા ગામ ને દેવળ લૂટી લીધાં. ત્યાંથી સુમારે આઠ કરોડ રૂપીઆની કીંમત જેટલું એને ધન મળ્યું, તે લઈ અણહિલવાડ આવ્યો. ત્યાંની હવા તેને બહુ પસંદ પડી, પણ એના સરદારોની સલાહ માની રણમાં થઈ સિંધને માર્ગે તે પાછો ગયો. પાછા જતાં રણમાં પાણીની તંગીથી એના લશ્કરને ઘણી આપદા વેઠવી પડી. પાણી વગર તરફડીને કેટલાક મરણ પામ્યા. તે પછી તેણે ઇરાન જીત્યું. ઈ. સ. ૧૦૩૦ માં ૩૩ વરસ રાજ્ય કરી તે મરણ પામ્યો.

**મહમદે સવારીઓ કરી તેની મતલબ.** ૭ મહમદની મતલબ આર્ય ધર્મના દેવળો તોડવાં, મૂર્તિઓ ભાગવી, લોકોને વટાળી મુસલમાન કરવા ને ગુલામ કરીને વેચવા, તથા મૂલકો ને દેવળો લૂટી ધન લઇ જવું, એવી હતી એ મતલબ સરી. એણે ગીજની શહેર ભરતખંડની લૂટથી ભરી કાઢયું, પણ આર્ય ધર્મ તોડવાની તેની મતલબ સરી નહિ. એણે ભરતખંડનો પંજાબ પ્રાંત એકલો માત્ર ખાલસા કર્યો હતો. મહમદના સ્વધર્મી ને સ્વદેશી ઇતિહાસકર્ત્તા એને ઘણો વખાણે છે લડાઇઓ કરી મૂલક લૂટી પ્રજાને પાયમાલ કરનારને વખાણવો એ વાજબી નથી એવા રાજા મોટી ધાડ પાડનારા કે લૂટારા કહેવાય લોકોને મારવા, લૂટવા, ગુલામ કરવા ને મૂલક ઉજાડ કરવામાં પોતાની શક્તિ વાપર્યાને બદલે જે રાજા પ્રજાનું કલ્યાણ કરવા પોતાની શક્તિ વાપરે છે તેજ રાજા સ્તુતિપાત્ર છે.

---

## પ્રકરણ ૩ જું.

## ઘોરી રાજ્ય.

૧. મહમદના રાજ્યની પડતી. ૨. શાહબુદ્દીન ઘોરી. ૩.

ઘોરી શાહની ગુજરાત ને અજમેર ઉપર સવારી.૪. શાહની દિલ્હી ઉપર ચઢાઈ. ૫. દિલ્હીમાં મુસલમાની રાજ્ય. ૬. કનોજના રાજ્યની આખર. ૭. શાહબુદ્દીનને ગાદી મળવી. ૮. શાહબુદ્દીનનો નાશ. ૯. ઘોરી રાજ્યની આખર. ૧૦. કુતુબુદ્દીન. ૧૧. બખ્તીઆર ખીલજી. ૧૨. નાસરૂદ્દીન.

મહમદના રાજ્યની પડતી.૧. મહમદ ગીજનીના મુઆ પછી એની ગાદીએ નબળા સુલતાનો થયા. દ્વેષબુદ્ધિથી ને રાજ્ય લોભથી તેઓ માહેમાહે લઢી મુઆ, તેથી એ રાજ્યના સરદારો સ્વતંત્ર થઈ બેઠા પંજાબ પ્રાંત પણ તેના વંશજો પાસેથી પાછો જીતી લેવા સારૂ દિલ્હીના છત્રપતિઓએ પ્રયત્ન કર્યો, ને તેનો થોડોક ભાગ જીતી પણ લીધો. તોપણ એ બધો પ્રાંત મુસલમાનોના કબજામાંથી રજપૂતો લઈ શક્યા નહિ. ગીજની સિવાયના બાકીના બધા પ્રાંતો ત્યાંના મુસલમાન હાકેમો પચવાવી પડયા. મહમદનો વંશજ બહેરામ સને ૧૧૧૮મા ગાદીએ બેઠો. તેને ગીજની ને હેરાતની વચ્ચે આવેલા ઘોર પ્રાંતના સુલતાન સાથે ટંટો થવાથી ઘોરી સુલતાન અલ્લાઉદ્દીને બહેરામને હરાવી નસાડી મૂકયો, ને ગીજની લૂટીને ઉજડ કર્યું. તથા આગ લગાડીને સાત દિવસ સુધી બાળ્યુ, મોટી કબરો અને ઇમારતો ખોદાવી નાખી. આ ઉપરથી એને "દુનીઆ બાળનારો" એવુ અપકીર્તિદર્શક વિશેષણ જોડાયુ. ગીજનીની માઠી દશા થયાના સમાચાર બહેરામે સાભળ્યા તે તથા થાક ને વિપત્તિથી તે રસ્તામાંજ મરણ પામ્યો ઇ. સ ૧૧૫૨. એ બહેરામનો છોકરો ખુશરૂ લાહોર ગયો ને ત્યાજ રાજધાની કરી તેણે સાત વર્ષ રાજ્ય કર્યું. એના મુઆ પછી એનો દીકરો ખુશરૂમલેક ઇ સ. ૧૧૫૯ મા ગાદીએ બેઠો. એની પાસેથી ઈ. સ. ૧૧૮૬ મા ઘોરી વંશના સુલતાને પંજાબ જીતીને ગીજનીના રાજ્યની સમાપ્તિ કરી.

શાહબુદ્દીન ઘોરી. ૨. હવે ગીજનીમા ઘોરી વંશનું રાજ્ય થયુ. સુલતાન અલ્લાઉદ્દીન પછી તેનો ભત્રીજો ગ્યાસુદ્દીન ઘોરી સુલતાન થયો. તેનો ભાઇ મહમદ ઘોરી બહુ પરાક્રમી પણ નિર્દય

હતો એ મહમદને શાહબુદ્દીન પણ કહે છે. ગ્યાસુદીન રાજ્યનું કામ કરતો ને શાહબુદ્દીન લઢાઈનું કામ કરતો. મહમદ ગીજનીની પેઠે એણે પણ ભરતખંડ ઉપર સવારીઓ કરી સુલતાન મહમદની મતલબ માત્ર લૂટફાટ કરવાની કે દેવળો તોડવાની હતી, પણ મહમદ ઘોરીની મતલબ તો મૂલકો જીતવાની હતી સુલતાન મહમદની સવારીઓને આ વખતે લગભગ બસે વરસ થવા આવ્યા હતા તે મુદતમા કોઈ સુલતાને ભરતખંડનુ નામ દીધુ નહોતું, તેથી ભરતખંડના રાજા મુસલમાનોના બળથી ગાફેલ રહ્યા. ગીજનીમા શુ બને છે તેની તેમણે દરકાર રાખી નહિ, તેથી ત્યાના સુલતાનોના કુસંપનો ને નબળાઇનો લાભ લઇ તેઓ ઝપ કરી ચેતી શક્યા નહિ, એટલુજ નહિ પણ મુસલમાનો પાસેથી પંજાબ જીતી લેવાને સાધારણ યત્ન કર્યા ઉપરાત ઝાઝી મહેનત લીધી નહિ, એ બેદરકારી અને કુસંપના ફળ તેમને ભૂડા મળ્યા, ઘોરી સુલતાને ભરતખંડનો ઘણો ભાગ જીતીને ખાલસા કર્યો.

**ઘોરી શાહની ગુજરાત ને અજમેર ઉપર સવારી.** ૩ એણે પહેલી સવારી ગુજરાત ઉપર કરી તે વખતે ત્યા ભોળો ભીમદેવ રાજા હતો. તેણે સુલતાનને હરાવીને નસાડયો. તે પછી શાહ અજમેર ઉપર ચઢયો. અજમેરમા ચોહાણ રાજા સોમેશ્વર હતો. તેણે તેને હરાવીને પાછો કાઢયો ત્યાથી પંજાબ જીતી સિંધ સર કરવાનો યત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયો

**શાહની દિલ્હી ઉપર ચઢાઈ.** ૪. ઈ સ. ૧૧૯૧ મા શાહબુદ્દીન એક જબરૂ લશ્કર લઇ દિલ્હી ઉપર ચઢી આવ્યો દિલ્હીમાં તે વખતે અજમેરના રાજા સોમેશ્વરનો દીકરો પૃથુરાજ રાજ્ય કરતો હતો. એ પૃથુરાજને સોળ પટાવતો હતા. તે પણ બહાદૂર ને પરાક્રમી હતા રાજ્યકવિ ચંદબારોટ પણ એક પટાવત હતો, અને જાતે બારોટ છતા એક જબરો યોદ્ધો હતો. ઘોરી શાહના આવવાના સમાચાર સાંભળી પૃથુરાજે પોતાના સગા સ્નેહીઓને સહાયે બોલાવી પોતાનું સૈન્ય જમાવ્યુ ચિતોડનો રાણો સમરસિહ પૃથુરાજનો બનેવી હતો, તે પણ તેની મદદે આવ્યો. પાણીપતના મેદાનમાં રજ-

પુત મુસલમાન સામસામા થયા. એ યુદ્ધમાં શાહબુદ્દીન હાર્યો ને ઘાયલ થઇને નાસી ગયો ત્રણ વાર રજપૂતોથી હાર્યા છતાં શાહબુદ્દીન ના હિંમત થયો નહિ તેણે વળી ભરતખંડ ઉપર ચઢવાને એક જોરાવર સૈન્ય તૈયાર કર્યું, ને સને ૧૧૯૩ મા બીજી વાર દિલ્હી ઉપર ચડી આવ્યો સમરસિંહ રાણો વળી આ વખત.પણ પૃથુરાજની વહારે આવ્યો. પાણીપતના રણક્ષેત્રમા બને લશ્કર સામસામા આવ્યા સમરસિંહની સલાહથી પૃથુરાજે શાહબુદ્દીનને કહાવ્યુ કે 'તમને હારીને ગયાને બે વરસ તો થયા નથી, હજુ તો તમારા જખમો પૂરા રૂઝાયા નહિ હોય, એટલામા વળી કયા મોત માગવા આવ્યા છો? હજી સમજી પાછા જાઓ તો અમે તમને નિર્વિઘ્ને જવા દઇશુ શાહબુદ્દીને આ સદેશાનો લાભ લઈ રજપૂતોને છેતર્યા તે જાણતો હતો કે રજપૂતો બહાદુર પણ પ્રમાણિક ને વિશ્વાસુ છે, તેથી તેણે કહાવ્યુ કે ' હું તો મારા ભાઇનો સરદાર છુ તેના હુકમ પ્રમાણે કરૂ છુ. પાછા જવા માટે આજે હુ તેને પુછાવુ છુ તેનો હુકમ આવશે તે પ્રમાણે કરીશ " આ જવાબથી રજપૂતો સમજ્યા કે મુસલમાન સરદાર લઢવાને બીએ છે પોતાના ભાઇનો હુકમ મગાવી તે જરૂર પાછો જશે. રજપૂતો મુસલમાનોને પોતાના જેવાજ પ્રમાણિક સમજી ગાફલ રહ્યા, ને શાહબુદ્દીનની કપટજાળમા તેઓ ફસાયા. રજપૂતોને ગાફલ રહેલા જોઈ ધોરી શાહે એકદમ છાપો મારી રજપૂત સૈન્યનો નાશ કર્યો. તેમા રાણો સમરસિંહ અને તેનો કુવર મરાયા પૃથુરાજના સરદારો પણ મરાયા અને પડે લઢનો કેદ પકડાયો. જ્યારે સિકદર પાદશાહે પૌરસને પકડ્યા ત્યારે તેના પરાક્રમથી મોહિત થઇ તેણે તેને માન આપી તેનુ રાજ્ય પાછુ સોપ્યું હતુ, પણ શાહબુદ્દીને તો પૃથુરાજને પકડી કતલ કરાવ્યો સુધરેલા અને જગલી જીતનારામા આવો તફાવત છે

દિલ્હીમાં મુસલમાની રાજ્ય પ પાણીપતમા જીતીને શાહબુદ્દીન દિલ્હી ગયો એ રાજ્ય પોતાના રાજ્ય સાથેજોડી દઈત્યાપોતાના કુતુબુદ્દીન નામે સરદારને સુબો ઠરાવ્યો ત્યાંથી તે અજમેર ગયો ને તે જીતી ત્યાં

પૃથુરાજના અનૌરસ પુત્રને ખડીઓ રાજા બનાવી તે પાછો ગયો.

**કનોજના રાજ્યની આખર.** ૬. કનોજના રાજા જયચંદ્ર રાઠોડે દિલ્હીનું રાજ્ય લેવડાવી પૃથુરાજ ઉપર પોતાનું વેર વાળવા શાહબુદ્દિન ઘોરીને બોલાવ્યો હતો એજ જયચંદ્ર ઉપર શાહબુદ્દીન બીજે વરસે ચઢી આવ્યો જયચંદ્ર બહાદુરીથી લઢતાં મરાયો અને એનું રાજ્ય મુસલમાની રાજ્યમાં ભળ્યું ઈ સ ૧૧૯૪. આ બને રજપૂત રાજ્યો મુસલમાની રાજ્યમાં જોડાયાં. પણ ત્યાંના રજપૂતો મુસલમાનોને તાબે થયા નહિ તેઓ હાલના રજપૂતસ્થાનના મુલકમાં આવી વસ્યા કનોજના રાઠોડોએ મારવાડમાં આવી કેટલીક મુદ્દત પછી જોધપુરનું રાજ્ય સ્થાપ્યું ઇ સ ૧૪૫૯

**શાહબુદ્દીનને ગાદી મળવી** ૭ કનોજથી શાહબુદ્દીન કાશી ગયો ને ત્યાંના દહેરાં તોડયાં, મૂર્તિઓ ભાગી, ગામડાં લૂટયાં ને પછી તે સ્વદેશ ગયો ત્યાં એનો ભાઇ મરણ પામ્યાથી પડે ગીજનીની ગાદીએ બેઠો ઈ. સ ૧૨૦૨. ત્યાર પછી ઘણી મુદ્દત સુધી તે ભરતખંડમાં આવ્યો નહિ

**શાહબુદ્દીનનો નાશ.** ૮ પંજાબમાં ગક્કર જાતના પહાડી લોકે બળવો કર્યો, તે સમાવવાને શાહ હિંદમાં આવ્યો, બંડ સમાવી પાછો જતો હતો તેવામાં ગક્કર લોકે તેના તંબુમાં પેસી તેને મારી નાખ્યો ઇ. સ ૧૨૦૬. એ સમયે તેની સત્તા નીચે માળવા, મેવાડ ને ગુજરાત વગરનો આખો ઉત્તર ભરતખંડ હતો

**ઘોરી રાજ્યની આખર.** ૯ શાહબુદ્દીન પછી એનો ભત્રીજો ગીજનીની ગાદીએ બેઠો પણ તેનાથી એનું વિષ્તીર્ણ રાજ્ય સચવાયું નહિ તેણે કુતુબુદ્દીનને ભરતખંડના રાજાનો કીતાબ મોકલી દીધો ઇ સ ૧૨૦૬ તે પછી ગીજનીનું રાજ્ય પણ ઈ સ ૧૨૧૫ સુધીમાં ગયું, ને ઘોરી રાજ્યની આખર આવી.

**કુતુબુદ્દીન** ૧૦.ઈસ ૧૧૯૪ માં શાહબુદ્દીન પાછો ગયા પછી ભરતખંડના પ્રાંતો જીતવાનું કામ એના સરદારોએ કર્યું. કુતુબુદ્દીન અજમેર જીતીને ઇ. સ. ૧૧૯૫ માં ગુજરાત ઉપર ચઢયો. ભોળા-

ભીમ હારીને ડુંગરમા ભરાયો, પણ કુતુબુદ્દીનને દિલ્હી જવું પડ્યાથી ભીમદેવે ગુજરાત પાછુ જીતી લીધુ. પછી કુતુબુદ્દીને ગ્વાલિયરના કિલ્લાને લાંબી મુદ્દત ઘેરો ઘાલીને જીતી લીધો

**બખ્તાઆર ખીલજી.** ૧૧ મહમદ ઘોરીનો બીજો સરદાર બખ્તીઆર કરીને હતો. તેણે ઈ સ ૧૧૯૦ મા બહાર અને અયોધ્યા પ્રાંતો જીતી લીધા, તે વખતે બંગાળામા લક્ષ્મણસેન કરીને રાજા હતો, તે નદીઆ ગામમા રહેતો હતો. તેના ઉપર બખ્તીઆરે ઈ સ ૧૨૦૩ માં એકદમ હુમલો કર્યો આ અણધાર્યા હુમલાથી રાજા નાશી ગયો ને જગન્નાથપુરી જઈ ઈશ્વરભક્તિ કરવામા પોતાનુ બાકીનુ આયુષ્ય ગાળ્યુ. એ રીતે બંગાળામા પણ મુસલમાની રાજ્ય થયુ

**નાસરૂદ્દીન** ૧૨ મહમદ ઘોરીનો ત્રીજો સરદાર નાસરૂદ્દીન કરીને હતો. તે ઉત્તર સિંધમા સુબો હતો મહમદ ઘોરીના મુઆથી એ ત્રણે સરદારો સ્વતંત્ર થયા પણ ગીજનીના સુલતાને કુતુબુદ્દીન નું સ્વતંત્રપણુ કબૂલ કર્યું, તેથી દિલ્હી હિંદના મુસલમાની રાજ્ય નુ પાયતખ્ત થયુ. ઇ. સ. ૧૨૦૬

---

## પ્રકરણ ૪ થું.

## भरतखंडमां मुसलमानो राज्य थयु ते समये आर्योनी स्थिति.

**૧ રજપૂત રાજ્ય. ૨. પૃથુરાજને જયચંદ્ર વચ્ચે દ્વેષનુ કારણ ૩. જયચંદ્રનો યજ્ઞ ૪ પૃથુરાજ ને ભોળા ભીમ વચ્ચે દ્વેષનું કારણ ૫ ઘોરી શાહની ફતેહનું કારણ ૬. પૃથુરાજ રાસો ૭ ધર્મ ૮. દેશસ્થિતિ**

**રજપૂત રાજ્ય** ૧ જ્યારે શાહબુદ્દીન ઘોરી ભરતખંડ ઉપર સવારીઓ કરવા લાગ્યો, ત્યારે દિલ્હી, અજમેર, કનોજ, ગુજરાત ને મેવાડ એ પાચ રજપૂત રાજ્યો જોરાવર હતાં દિલ્હીમા અનંગપાળ તુંવાર, કનોજમા જયચદ્ર રાઠોડ, અજમેરમા સોમેશ્વર ચોહાણ, જરાતમા ભોળોભીમ ચાલુક્ય, ને મેવાડમા સમરસિંહ રાણો

રાજ્ય કરતા હતા. એ વગર માળવા, કાશી, ગ્વાલિયર ને કાલિંજરમા પણ બળવાન રજપૂત રાજ્યો હતા. એ રાજ્યો માહોમાહે લડીને નબળાં થયા, તે પહેલા શાહબુદ્દીને ગુજરાત ને અજમેર ઉપર ચઢાઈ કરી હતી, પણ તે બને ઠેકાણેથી હારીને નાઠો હતો; પરંતુ ભરતખંડના કમનસીબે રજપૂત રાજાઓમા દ્વેષ ને કુસંપનાં બીજ રોપાયા તેથી ઘોરી શાહ ફતેહ પામ્યો.

પૃથુરાજ ને જયચંદ્ર વચ્ચે દ્વેષનું કારણ. ૨. દિલ્હીના રાજા અનગપાળને પુત્ર નહોતો, માત્ર બે કન્યાઓ હતી તેમાથી એક અજમેરના સોમેશ્વરને અને બીજી કનોજના વિજયપાળને દીધી હતી સોમેશ્વરને પૃથુરાજ અને વિજયપાળને જયચંદ્ર નામે કુંવર હતા. અનગપાળે પોતાના રાજ્યના ભાગ પાડી નબળુ નહિ કરતા પૃથુરાજને દત્તક લઈ દિલ્હીની ગાદીએ બેસાડયો, તે જયચંદ્રને ગમ્યુ નહિ. તેથી તેણે દિલ્હીના રાજ્યનો અર્ધ ભાગ મેળવવાને પૃથુરાજ સાથે ટંટો કર્યો.

જયચંદ્રનો યજ્ઞ.૩ કનોજનો રાજા જયચંદ્ર ઘણો બળવાન હતો. એણે ભરતખંડના રજપૂત રાજાઓમા પોતાનું ગારવ વધારવાને રાજસુયજ્ઞ આરંભ્યો. કળિયુગના આરંભમાં પાંડવોએ એ યજ્ઞ કર્યો, તે પછી બીજા કોઈએ કર્યો નહોતો. જયચંદ્રને એના સલાહકારોએ યજ્ઞ કરવાની ના પાડી, પણ તે નહિ ગણકારતા સર્વે રાજાઓને તેણે આમંત્રણ મોકલ્યા. જયચંદ્રની કુંવરી સંયોગતા બહુ ખુબસુરત હતી. તેનો સ્વયંવર પણ તેજ સમયે કરવાનો હતો. સંયોગતાને વરવાના લોભમાં ને જયચંદ્રના ડરથી કનોજમા સઘળા રાજારાણા એકઠા થયા. માત્ર દિલ્હીનો પૃથુરાજ આવ્યો નહિ યજ્ઞમા આવનાર રાજાને કાંઈપણ કામ કરવાનુ સોપે છે તે પ્રમાણે પૃથુરાજને માટે દ્વારપાળનુ કામ નિર્માણ કરેલુ હતું પૃથુરાજન આવ્યાથી દ્વારપાળની જગાએ એના નામનું પૂતળુ બનાવી ઉભુ કર્યું સંયોગતાને સ્વયંવર મંડપમાં બોલાવી ત્યારે તેણે સઘળા રાજારાણાને જોયા, પણ કોઇ સાથે વરવાની તેની ઇચ્છા થઈ નહિ. તેની ઈચ્છા બહાદૂર પૃથુરાજ વેરે વરવાની હોવાથી તેણે પૃથુરાજના પૂતળાને વરમાળા આરોપી. આ સમાચાર સાભળી પૃથુરાજ

સંયોગતાનું હરણ કરી લેઈ ગયો. આથી જયચંદ્ર ને પૃથુરાજ વચ્ચેના વેરમા ઉમેરો થયો.

**પૃથુરાજ ને ભોળા ભીમ વચ્ચે દ્વેષનું કારણ.** ૪ પૃથુરાજને ગુજરાતના રાજા ભોળાભીમ સાથે પણ વેર થયુ હતું આબુમા જેતસી પરમાર નામે રાજા હતો. તેને એક સુંદર કુવરી હતી. તેનો વિવાહ પૃથુરાજ વેર કર્યો હતો એ કુવરીનુ માગુ ગુજરાતના ભોળાભીમ દેવ કર્યું જેતસીએ ભીમથી ડરીને પોતાની કુવરી અજમેર મોકલી દીધી, તેથી ભીમદેવ ક્રોધે ભરાઇને આબુ ઉપર ચઢાઈ કરી. તેને હરાવી અજમર ઉપર ચઢયો ભીમદેવે અજમેરના સોમેશ્વરને હરાવી મારી નાખ્યો આ ઉપરથી પૃથુરાજે પોતાના બાપનું વેર લેવાને ગુજરાત ઉપર ચડાઈ કરી એણે ભીમદેવને હરાવી નસાડયો.એવામા શાહબુદ્દીન દિલ્હી ઉપર ચઢી આવ્યાથી તે પાછો ગયો

**ઘોરી શાહની ફતેહનું કારણ.** ૫ મહમદઘોરી ભરતખંડ ઉપર સવારીઓ કરવા લાગ્યો ત્યારે રાયનોજ્ઞથી કે કન્યા પરણવાના કારણથી થયેલા કુસંપે રજપૂત રાજ્યો માહેમાહે લઢીને નબળા થયાહતા. તેમનુ સૈન્ય કપાઇ ગયુ હતુ ને તેમની જગા પૂરનાર બીજા યોદ્ધા તરત પૂરા પડે એમ નહોતું આ સમયે રજપુતોએ માહેમાહેનું વેર ભૂલી જઈ સંપ કરી લાહોરન અનગપાળે જેવું આર્યત્વ અભિમાન ઉપજાવ્યુ હતું, તેવું અભિમાન ઉપજાવી એકત્ર ક્ષત્રીબળથી લડવુ જોઇતું હતું. તેમ ન કરતા ભરતખંડના રજપૂત રાજ્યોની પાયમાલી કરનાર શાહબુદ્દીન છેક નજીક આવ્યો તોપણ ચેત્યા નહિ વારાફરતી પોતાનો પણ વારો આવશે એવુ તેઓ સમજ્યા નહિ, ને પોતાના દેશના ને ધર્મના શત્રુ સામા લઢવાને ઐક્ય કરી સઘળુ રજપુતબળ જમાવ્યુ નહિ. પણ ઉલટા દિલ્હીની શી વલે થાય છે તે ત્રાહિતની પેઠે જોઈ રહ્યા. એટલુંજ નહિ પણ જ્યારે પોતાનાથી વેર ન વળાયું ત્યારે કુસંપ ને દ્વેષબુદ્ધિથી કનોજના જયચંદ્રે ઘોરી શાહને દિલ્હીનું રાજ્ય જીતવાને આમંત્રણ કર્યું, તેથી તેણે પોતાનેજ હાથે પોતાના પગપર કૂહાડી મારી, તથા દેશદ્રોહનું કાળુ કલંક પોતાને માથે.

ધિું, તે કલંક ભરતખંડના ઇતિહાસમાં નિરંતર રહેશે. એ સમયે જપૂતોમા દ્વેષ ને કુસંપ એટલા દઢ થયાં હતા કે તેથી તેઓ ાવળા પોતનું સામાન્ય હિત વિસરી ગયા, ને તેથીજ મુસલમાનો ય પામ્યા જો એ વખતે ભરતખડના સઘળા ક્ષત્રી રાજાઓએ ોતાનુ ને સ્વદેશનુ સામાન્ય હિત સમજીને સ્વધર્મ ને સ્વદેશના ક્ષણુ માટે સ્વદેશાભિમાનથી ઐક્ય કર્યું હોત તો જે ઘોરી શાહ થમ ગુજરાત ઉપર ચઢાઇ કરી ત્યારે ભીમદેવનો, અજમેર ઉપર ઢગો ત્યારે સોમેશ્વરનો ને દિલ્હી ઉપર પ્રથમ આવ્યો ત્યારે પૃથુ-ાજનો માર ખાઇને હાર ખાધી હતી, તે ઘોરીશાહ રજપૂતોના મેકત્ર બળ આગળ ટકી શકત નહિ, અને તે કાળે ભરતખડમા ુસલમાની રાજ્ય થાત નહિ.

પૃથુરાજ રાસો ૬ એ સમયના ઇતિહાસનું વર્ણન પૃથુરાજના ાવિ ચદબારોટે કર્યું છે. એને પૃથુરાજ રાસો કહે છે. એ રાસો ાલી કે જૂની હિદી ભાષામા છે તે એટલો મોટો ને સુદર છે કે ને પ્રાકૃત મહાભારત કહેવામાં આવે છે, અને તેના કર્તાને "બિર-ાઈ" એટલે વરદાન પામેલા એવુ નામ આપવામા આવ્યુ છે ચદના છદ બહુ વખણાય છે, તે હાલના ભાટ ચારણો ગાય છે, ત્યારે ાાભળનારના રૂવા પણ ઉભા થાય એવા વીરરસથી ભરેલા છે.

ધર્મ ૭ સુલતાન મહમદે સવારીઓ કરવા માંડી તે સમયે બૌદ્ધ-ર્મ ભરતખંડમાથી નાબુદ થયો હતો,પરતુ જૈનધર્મ પૂર ચઢતીમા હતો ુજરાત, મારવાડ ને દક્ષિણમા તેનુ બળ વિશેષ હતું. બ્રાહ્મણધર્મની. ુન સ્થાપના કરનાર શકરાચાર્ય ગુજરી ગયા હતા, ને તેમના શિષ્યો મે ધર્મની મજબુતી કરવાને મથતા હતા આ વખતે ભરતખંડના ોડાક રાજા સિવાય સઘળા બ્રાહ્મણધર્મમા આવ્યા હતા, જાતિ-ંધન મજબૂત થયુ હતું, ને સતી થવાનો રિવાજ ચાલતો હતો.

દેશસ્થિતિ. ૮. વેપારરોજગાર ને ધનદોલતમા આ દેશ પ્રથ-ના જેવોજ આબાદ હતો. પરદેશી વેપારીઓ આ દેશમા માલ ખરીદવાને આવતા, ને દેશીઓ દૂરના દેશમાં વેપારરોજગારે જતા.

મુસલમાનોના હુમલા આ દેશમા થવા લાગ્યા, ત્યારથી તે મુસલમાની રાજ્ય સ્થપાતા સુધીમા પાચસે વરસ થયા હતા. તેટલી લાંબી મુદતમાં માત્ર ભરતખ ના ઉત્તર ભાગમા હુમલા થયા દક્ષિણમા તો હજુ મુસલમાની ધર્મનુ નામ પણ કોઈ જાણતું નહોતું તેથી તે દેશના વેપાર રોજગારમા તથા વિદ્યા,હુનર, ધનદોલત ને રાજ્યમ ધારણમાં કાંઈ પણ ફેરફાર થયો નહોતો. મહમદે સવારીઓ કરી ત્યા સુધીના હુમલા માત્ર સિંધ ને પજાબ ઉપરજ હતા મહમદે ભરત ખડના ઘણા ભાગમા દરોડા પાડી લૂટો કરી લોકોના જાનમાલને નુકસાન કર્યું ને દેશની પાયમાલી કરી પરતુ એવા હુમલા લાબી મુદતે થતા ને જે કરતા તે લૂટીને ચાલ્યા જતા તેથી વેપારીઓ પાછા રજપૂત રાજાઓના આશ્રય ને રક્ષણ નીચે તાજા થતા મહમદ ગીજની પછી લગભગ બસે વરસે શા બુદ્દીન આવ્યો આટલી મુદ્દતમા તો લોકો આબાદ થઈ મુસલમાનોના ત્રાસ અને કેરને ભૂલી પણ ગયા હતા.

---

## પ્રકરણ ૫ મું.

### ગુલામ વંશ.

૧. કુતુબુદ્દીન. ૨ અલ્તમસ ૩. રજીયાબેગમ. ૪. નાસરૂદ્દીન. ૫. બલબન. ૬ બલબનના ગુણ. ૭ કૈકુબાદ.

કુતુબુદ્દીન. ૧ શાહબુદ્દીનનો સુબો કુતુબુદ્દીન કેવી રીતે દિલ્હીનો પાદશાહ થયો તે વાત પાછળ આવી ગઈ છે એણે દિલ્હીની પાસે એક મિનારો બધાવવા માડયો તેને કુતુબમિનાર કહે છે, તે હજુ ઉભો છે કુતુબુદ્દીન પહેલા ગુલામ હતો તે પોતાની લાયકી ને હોશિયારીવડે દિલ્હીનો પાદશાહ થયો, તેથી એના વશને ગુલામ વશ કહે છે એણે નીતિ ને સદાચરણથી ચાર વરસ રાજ્ય ચલાવ્યુ. તે ઈ સ. ૧૨૧૦ મા મરણ પામ્યાથી તેનો દીકરો આરામ પાદશાહ થયો, પણ તેનામા દમ ન હોવાથી તેના બનેવી અલ્તમસે તેજ સાલમા તેને મારીને ગાદી લીધી.



કુતુબમિનારો

**અલ્તમસ** ૨. અલ્તમસ પાદશાહ બહાદૂર હતો ગાદીએ બેઠા પછી થોડાજ વરસમા ગીજનીનો પાદશાહ હિંદનું રાજ્ય પાછુ મેળવવાને દિ-લ્હી ઉપર ચઢી આવ્યો, પણ અલ્તમસે તેને હરાવીને પાછો કાઢયો ઈ. સ ૧૧૨૫. વળી તેણે પજાબ અને બગાળાના સ્વતત્ર થઈ ગએલા સુબાને હરાવીને તેમનું રાજ્ય દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધુ એના

વખતમા જ ચિંગીસખા નામે બહાદુર પણ ક્રૂર મોગલ પાદશાહ કાબુલ જી-તીને ખારીજમ (ખીવા)ના શાહજાદાની પાછળ પડી સિંધુ નદી સુધી આવ્યો પણ ત્યાથી તે આગળ નહિ વધતા ઈરાન તરફ ગયો. એ ભરત-ખંડના લોકોના નસીબ જાણવા, કેમકે તે વખતમા મોગલો મુસલમાન થયા નહોતા, તોપણ તેઓ ક્રૂર ને લૂટારા હતા જ ચિંગીસખાના ડરથી મુક્ત થયા પછી અલ્તમશે લશ્કર જમાવીને માળવા ઉપર ચઢાઈ કરી તથા તે રાજ્ય જીતીને ત્યાના પરમાર રાજ્યની આખર આણી ઈ સ ૧૨૩૧ એ સાલથી માળવા દિલ્હીના રાજ્યનો પ્રાત થયો. કુતુબુ-દ્દીને ચણાવવા માડેલો કુતુબુમિનારો એણે પૂરો કરાવ્યો એ મિ-નારો દુનિયાના કોઈ પણ મિનારા કરતા ઉચો છે એની ઉંચાઈ ૧૬૦ હાથ છે એ પાદશાહ ઈ સ. ૧૨૩૬ મા ૨૫ વરસ રાજ્ય કરી મરણ પામ્યો, ત્યારે ગુજરાત, મેવાડ ને દક્ષિણ, સિંધ સિ-વાયનો આખો ઉત્તર ભરતખંડ એના તાબામા આવ્યો હતો

રજીઆબેગમ ૩ અલ્તમસ પછી તેનો દીકરો ગાદીએ બેઠો પણ તે નઠારો હોવાથી અમીર ઉમરાવોએ એ જ સાલમા એને ઉઠાડીને એની બેન રજીઆ બેગમને ગાદી આપી મુસલમાનોને તખ્તે દિલ્હીની ગા દીએ માત્ર એજ બેગમ થઈ એ બહુ બહાદુર, ભણેલી, ઉદ્યોગી ને દૃઢ મ નની હતી પણ તેના હબસી ગુલામ ઉપર તેની મહેરબાની થવાથી તેના પઠાણ સરદારોએ તેને મારી નાખી ઈ સ ૧૨૩૯ તેની પછી સરદારોએ અલ્તમસના બીજા છોકરા બહેરામને ગાદી આપી, પણ બે વરસમા તે મ રાયાથી તેનો ભત્રિજો મસાઉદ પાદશાહ થયો, ૧૨૪૧ એ પાદશાહની પણ સરદારોએ એવીજ વલે કરીને તેના કાકા નાસરૂદ્દીનને ગાદી આપી ૧૨૪૬ બહેરામને મસાઉદના સમયમા મોગલોએ પજાબ ને બગાળા ઉ પર સવારીઓ કરી પણ પઠાણોએ તેમને હરાવીને પાછા કાઢયા

**નાસરૂદ્દીન.** ૪. નાસરૂદ્દીન બહુ ભલો ને સદ્ગુણી પાદશાહ હતો. તેને એકજ બેગમ હતી, તેના હાથની રસોઈ તે જમતો. તે કુરા નની નકલો કરી તેના પૈસા વડે તે પોતાનુ ગુજરાન ચલાવતો તે કહેતો હતો કે સરકારી ખજાનામાંથી ખાનગી ખર્ચ કરવાનો મને

હક નથી. એ પોતાનો બાકીનો વખત ખુદાની બંદગીમાં ને પુસ્તકો લખવામા ગાળતો તેના રાજ્યનો સઘળો કારભાર તેનો વિશ્વાસુ વઝીર બલબન ચલાવતો તેના વખતમા મોગલો પંજાબ ઉપર ચઢી આવ્યા, તેમને ત્યાના સુબા શિરખાએ પાછા વાળ્યા. તથા ગીજની જીતી લીધુ. વળી સિંધ, મેવાડ, ચંદેરી ને બુદેલખંડમા રજપૂતોએ બળવા કર્યા, તે પણ બલબને સમાવ્યા એના સમયમા મોગલોના રાજા હોલાકુખાની તરફથી વકીલ આવ્યો હતો, તેને પાદશાહે બહુ માન આપ્યુ એ પાદશાહ ઇ સ ૧૨૬૫ મા અપુત્ર મરવાથી તેનો વઝીર બલબન પાદશાહ થયો.

બલબન ૫ બલબનખા પણ અલ્તમસનો ગુલામ હતો. તે પોતાની હોશિયારી ને બહાદૂરીવડે વધીને પાદશાહ થયો એ સમયે ઉમરાવો રાજ્યના ધણીરણી થઇ પડયા હતા તેઓ મરજીમા આવે તેને ગાદીએથી ઉઠાડતા ને મરજીમા આવે તેને બેસાડતા એ ઉમરાવોની સત્તા એણે પ્રથમ તોડી, તેણે બંડખોર અને ગુન્હેગાર ઉપર જૂલમ કરી ત્રાસ બેસાડી રાજ્યનો બંદોબસ્ત કર્યો, દિલ્હીની દક્ષિણના મેવાત પ્રાતના લોકો વારે વારે બળવો કરતા, તેમાના એક લાખ માણસો મારી નાખી તેમનુ મૂળ કાઢ્યુ, તથા જે જંગલોમા તેઓ ભરાઇ રહેતા તે જંગલો કપાવી નાખી વસ્તી થવા જોગ સપાટ મૂલક બનાવ્યો બંગાળાના સુબા તોગ્રલબેગે બળવો કર્યો તે સમાવવાને લશ્કર મોકલ્યુ, પણ તેનો સરદાર હારીને પાછો આવ્યો તેથી તેણે પંડે જઇને તોગ્રલને હરાવીને માર્યો, એટલુજ નહિ, પણ સરદારોમા ત્રાસ બેસાડવા સારૂ પેલા હારીને નાસી આવનાર સરદારને ફાસી દીધો, ને બંગાળામા પોતાના દીકરા બકરાખાનને તેણે સુબો ઠરાવ્યો, તથા પંજાબના સુબા શિરખાના મરણથી તેની જગાએ પોતાના વહાલા દીકરા મહમદને સુબો બનાવ્યો મહમદે ફરાની મોગલો જોડે બે વાર લઢાઇ કરીને તેમને હરાવ્યા, ને તેમણે દબાવેલો મૂલક પાછો લીધો પણ બીજી વારની લઢાઇમાં મહમદ માર્યો ગયો બાદશાહ આ સમયે ૮૦ વરસનો વૃદ્ધ થયો હતો, તેવામા પોતાની બહાદૂર ને વહાલા પુત્રના મરણના

સમાચાર મળ્યા તેના શોકમાજ તેણે પ્રાણ તજ્યા. ઈ સ ૧૨૮૭.

બલ્લબનના ગુણ. ૬. એ પાદશાહ બહુ બહાદુર પણ ક્રૂર હતો. એનો મોટો દીકરો મહમદ વિદ્વાનોને આશ્રય આપનારો હતો. એના વખતમાં મધ્ય એશીઆમાથી મોગલોના જૂલમથી નાશી આવેલા પદર પાદશાહો એને આશ્રયે રહ્યા હતા તે પાદશાહોએ ખોએલા રાજ્યો ( બગદાદ, ખારીજમ, ઘોર ) ના નામ દિલ્હીના મહોલ્લાઓને આપ્યા હતા.

કૈકુબાદ ૭. બલ્લબને મરતી વખતે મહમદના દીકરા કૈખુશરૂને રાજ્ય આપવા ઠરાવ કર્યો હતો, પણ ઉગતાને પૂજનાર એના અમીરોએ બગાળાના સુબા બકારાખાના દીકરા કૈકુબાદને ગાદી આપી એ પાદશાહ બદફેલીમા પડ્યાથી તેનો કારભાર નાજીમુદ્દીન નામે વજીર કરવા લાગ્યો એ વજીરે મુસલમાન ન થએલા મોગલોને કાઢી નાખ્યા, તથા પાદશાહને તેના બાપ સાથે કજીઓ કરાવ્યો કૈકુબાદ બકારાખાની સામે લઢવાને ઉઠ્યો, પણ ચતુર બકારખાએ પોતાના દીકરને પોતાના પક્ષમા લઈ વજીરનો ઘાત કરાવ્યો વળી પાછો કૈકુબાદ બદફેલીમા પડ્યો, તેથી તેના નવા વજીર જલાલુદ્દીને તેને મરાવી નાખ્યો ને તે પોતે પાદશાહ થયો ઈ સ. ૧૨૯૦.

---

## પ્રકરણ ૬ ઠું.

## खीलजी वंश.

૧ જલાલુદ્દીન ૨ અલ્લાઉદ્દીન ૩ ગુજરાતનું જીતાવું. ૪. રણથભોરની જીત ૫ ચિતોડગઢની જીત. ૬. દક્ષિણ ઉપર જીત ૭. મોગલોની કતલ ૮. રજપૂતોના બળવા. ૯. પાદશાહની ઘાત. ૧૦. મુબારક. ૧૧. ખીલજીવંશની આખર ૧૨. ઉપદેશ.

જલાલુદ્દીન ૧ જલાલુદ્દીન જાતે ખીલજી પઠાણ હતો, માટે એના વશજોને ખીલજીવશના કહે છે. જો કે એ પોતાના પાદશાહને

મારીને ગાદીએ બેઠો હતો, તોપણ પાદશાહ થયા પછી એણે એના દુશ્મનો ઉપર દયા કરી. તે એટલો તો દયાળુ હતો કે ગુન્હેગારને પણ છોડી દેતો. પણ એવી અયોગ્ય દયાનું ફળ સારૂં થયું નહિ. રાજ્યમા ખૂન, ચોરી ને લૂટ વધી પડયા બલબનનો ભત્રિજો કરાનો સુબો હતો, તેણે બંડ કર્યું. પાદશાહે તેને હરાવી મુલતાનની સુબાગીરી ઉપર નીમ્યો એના વખતમાં મોગલો પંજાબ ઉપર ચઢી આવ્યા તેમને તેણે હરાવ્યા. પણ તેમનાપર ક્રૂરતા ન કરતા સલાહ કરી, તેથી ૩૦૦૦ મોગલો તેની ચાકરીમાં રહ્યા ને મુસલમાન થયા ઈ. સ ૧૨૯૨. તેમને રહેવાને દિલ્હીમા જગા આપી, તે મોગલપરાને નામે હજુ પણ જાણીતી છે. જલાલુદ્દાનનો ભત્રિજો અલ્લાઉદ્દીન પ્રયાગની પાસે કરાનો સુબો હતો. તે બહુ બહાદૂર અને છાતીવડો પણ જુલમી ને ક્રૂર હતો. તેણે ૮૦૦૦ સવારો લઇ વિંધ્યાચળની દક્ષિણમા સવારી કરી. દક્ષિણ દેશ ઉપર સવારી કરનાર આ પહેલો મુસલમાન સરદાર હતો. અલ્લાઉદ્દીને જાહેર કર્યું કે પાદશાહની નોકરી છોડી રાજ્યમહેન્દ્રોના મહારાજાને ત્યા નોકર રહેવા જાઊં છુ. તેથી રજપૂતોએ એને અટકાવ્યો કે હેરાન કર્યો નહિ એવી છેતરપડી કરીને એણે મહારાષ્ટ્રની રાજ્યધાની દેવગીરી ઉપર છાપો માર્યો ને જણાવ્યુ કે આખી પાદશાહી ફોજ પાછળ આવે છે, તેની હરોલનો ભાગ લેઇ હું આવ્યો છું. રજપૂતો આથી ડર્યા અને સામા થયા નહિ. તેથી અલ્લાઉદ્દીન પુષ્કળ લૂટ લઈ પાછો ગયો ઘરડો જલાલુદ્દીન પોતાના ભત્રિજાની ફીકરમા હતો, તે પાછો આવ્યાના સમાચાર સાભળીને તેને મળવા ગયો. એના સરદારોએ એને ચેતાવ્યો કે અલ્લાઉદ્દીનની ઇચ્છા રાજ્ય મેળવવાની છે, માટે તેને મળવા ન જવુ. પણ પાદશાહે તે ગણકાર્યું નહિ. તે જેવો અલ્લાઉદ્દીનને ભેટવા જાય છે. તેવોજ ખૂની અલ્લાઉદ્દીને તેનો ઘાત કરાવ્યો. ઇ. સ. ૧૨૯૫. દેવગીરીથી આણેલી લૂટવડે લશ્કર તથા ઉમરાવો રાજી કરી તે પાદશાહ થયો. ગાદીએ બેઠા પછી રાજ્યનો દાવો કરનાર પાદશાહી કુટુંબનો એણે ઘાત કરાવ્યો. જલાલુદ્દીન દયાળુ છતાં સ્વાર્થને લીધે એણે બે

ખૂન કર્યા હતા. કૈકુબાદને મરાવી ગાદી લીધી તે પ્રથમ ખૂન. એના બીજા ખૂનની વાત આ પ્રમાણે છે સીદી મૌલા કરીને એક ફકીર ઘણુ ધર્મદાન કરતો હતો. તેની પાસે પારસમણી છે એવું સાભળ્યા ઉપરથી તે લેવાને તેને મરાવ્યો. તે પછી વાવટોળ થયો, તેનો વડો પુત્ર મૂઓ, વરસાદ ન થયો, દુકાળ પડયો ને થોડી મુદતમા પાદશાહ પણ મરાયો. આ અનર્થ ફકીરે મરતી વખતે દીધેલા શાપથી થયો એમ લોકો માનવા લાગ્યા

અલ્લાઉદ્દીન ૨ પઠાણ પાદશાહના વારામા મુખ્યત્વે કરીને ચાર બનાવ બનતા ૧ જેનુ બળ હોય તે સામાને મારીને પાદશાહ થાય, ૨ ખંડીઆ રજપૂત રાજાઓ ને મુસલમાન સુબાઓના બળવા ૩ વાયવ્યકોણના ઘાટોને માર્ગે મોગલોની સવારીઓ. ૪. સ્વતત્ર રજપૂતરાજ્યો જીતવાને સવારીઓ. એ બધા બનાવોમા મારામારી અને કાપાકાપી ઘણી થતી, ને લૂટફાટથી રૈયત હેરાન થઈ પાયમાલ થતી

ગુજરાતનું જીતાવું ૩ અલ્લાઉદ્દીને ઈ. સ. ૧૨૯૬ મા ગુજરાત ઉપર સવારી કરીને ત્યાના વાઘેલા રાજા કરણઘેલા પાસેથી ગુજરાત જીત્યુ, ત્યારથી ગુજરાતમા મુસલમાની રાજ્ય થયુ. કરણઘેલો દેવગીરીના રાજાના આશ્રય નીચે બાગલાણમા નાસી ગયો. સન ૧૨૯૮ મોગલ સરદાર તઘલખખા દિલ્હી સુધી ધસી આવ્યો, તેને અલ્લાઉદ્દીનના સરદાર જાફરખાએ હરાવ્યો ને તેની પાછળ પડયો પણ અલ્લાઉદ્દીને તેને મદદ નહિ મોકલતા મોગલોના હાથે મરવા દીધો.

રણથભોરની જીત ૪ ઈ સ ૧૩૦૦ મા પાદશાહે રણથભોર ઉપર ઘેરો ઘાલ્યો એ ગઢ ઘણો મજબૂત હોઇ રજપૂતોના તાબામા હતો પાદશાહે ઘેરો ઘાલી એ ગઢ લીધો.એવામાં જે રીતે જલાલુદ્દીનને મારી એણે રાજ્ય લીધુ હતુ તે રીતે રાજ્ય મેળવવાને એના ત્રણ ભત્રિજાઓએ યત્ન કર્યા. તેમા તેઓ ફાવ્યા નહિ ને માર્યા ગયા.

ચિતોડગઢની જીત. ૫. ઈ સ. ૧૩૦૩ મા પાદશાહે ચિતોડને ઘેરો ઘાલ્યો કેટલાક કમાકટકા ને અહાદુરી વડે એ ગઢ જીત્યો

પણ ત્યાંના સિસોદીઆ રાણા તાબે થયા નહિ. થોડી મુદતમા રાણા હમીરે ચિતોડગઢ પાછો જીતી લીધો. ઇ સ. ૧૩૦૪-૫ માં મોગલો પંજાબ ઉપર પાંચવાર ચઢી આવ્યા, પણ તેમને પંજાબના સુબા ગાજીખાએ હરાવ્યા. એ લડાઇમા પકડાયલા મોગલોને પાદશાહે હાથીને પગે બાંધી છૂંદી માર્યા.

દક્ષિણ ઉપર જીત. ૬ ગુજરાત જીત્યુ ત્યારે ખંભાતથી કાફુર નામે એક ગુલામ પકડાયો હતો તેના ઉપર પાદશાહની પ્રીતિ થવાથી તેને લશ્કર આપી ઇ સ ૧૩૦૬ મા દક્ષિણ જીતવાને મોકલ્યો. તેણે પ્રથમ દેવગીરીના રાજા રામદેવ ઉપર સવારી કરીને તેને પકડીને દિલ્હી આણ્યો પાદશાહે રાજી થઇને તેને ખંડીઓ રાજા બનાવ્યો ત્યાંથી કાફુરે તૈલંગણ ઉપર સવારી કરીને મહા પરાક્રમે તૈલંગણની રાજ્યધાની વરંગુળ જીત્યુ, ને એ રાજ્ય પણ ખંડીયુ બનાવ્યુ ઈ. સ. ૧૩૦૯ આગળ જતા ઈ. સ. ૧૩૧૨ સુધીમાં કાફુરે બીજી સવારીઓ કરીને મહારાષ્ટ્ર, કર્ણાટક, મહિસૂર ને મલબાર એ સઘળું જીતીને સેતુબંધ રામેશ્વરમા મસીદ બંધાવી કાફુરે આખા દક્ષિણ દેશ ઉપર દિલ્હીના પાદશાહની આણ ફેરવી દિલ્હીના આગલા કોઈ પણ પાદશાહની સત્તા દક્ષિણમા એટલે લગી જામી નહોતી.

મોગલોની કતલ. ૭. ગીજનીના ઘોર, ગુલામ ને ખીલજી વંશના પઠાણ ને તુર્ક મુસલમાનો ને મોગલ એ રીતે મધ્ય એશીઆમાંથી ત્રણ ટોળા ભરતખંડના ઉત્તર ભાગમા આવ્યા, તેથી ત્યાં મુસલમાનની વસ્તી બહુ થઈ મોગલો પ્રથમ તો પંજાબ જીતવાને આવ્યા હતા, પણ તે નહિ જીતાવાથી દિલ્હીના પાદશાહની નોકરીમા રહ્યા. ગુલામવંશના વારામાં એ મોગલ સિપાઇઓ બળવાન થવાથી ઈ સ. ૧૨૮૬ મા તેમની કતલ કરાવી એ મોગલોમાના ત્રણ હજાર પ્રથમ ઈ સ. ૧૨૯૨ માં મુસલમાન થયા. આગળ જતા મોગલોની વસ્તી વધી પડી ને તેઓ દગો કરવા લાગ્યા, ત્યારે ઇ. સ ૧૩૧૧ મા અલ્લાઉદ્દીને પંદર હજાર મોગલોને કપાવી નંખાવ્યા.

**રજપૂતોના બળવા.** ૮. અલ્લાઉદ્દીનના સમયમાં તુર્ક, પઠાણ ને મોગલ લશ્કરની ખૂબ ભરતી થવાથી તે દક્ષિણ ભરતખંડ જીતવાને સમર્થ થયો, તોપણ રજપૂતો નિરાશ થયા નહિ. ગુજરાતના રજપૂતોએ બંડ કર્યું ને રાણા હમીરે ચિતોડ પાછું લીધુ, તથા દક્ષિણમા રામદેવના જમાઈ હરપાળે બંડ કરીને મુસલમાન કિલ્લેદારોને કાઢી મૂક્યા.

**પાદશાહની ઘાત.** ૯. દિલ્હીમાં દારૂની કેફથી પાદશાહનું મન બગડયુ તેમા તેણે પોતાના ભાઈ અલફખાન તથા બહાદુર સરદાર અલ્પખાનને મરાવ્યા તેથી ઘણે ઠેકાણે બંડો ઉઠયા, એવામાં પાદશાહના વહાલા સરદાર કાફુરે તેને ઝેર દઈને માર્યો. ઇ. સ. ૧૩૧૫.

**મુબારક** ૧૦. કાફુરે અલ્લાઉદ્દીનના દીકરા ઉમરને ગાદીએ બેસાડયો ને પોતે રાજ્ય કરવા લાગ્યો, તથા ઉમરના બે ભાઈઓની આંખો ફોડીને ત્રીજા મુબારકને મારવાને મારા મોકલ્યા. એ મારાને પોતાના ઘરેણાગાંઠા આપી મુબારક ઉગર્યો. આ વાત ઉમરાવોના જાણવામા આવ્યાથી, તેમણે કાફુરને માર્યો ને મુબારકને ગાદી આપી પણ તે બહુ દુષ્ટ ને રંડીબાજ હતો. એણે મહારાષ્ટ્રના રાજા હરપાળની જીવતા ચામડી ઉતરાવી મરાવીનાંખ્યો એનો કારભાર ખુશરૂખા નામે મુસલમાન થયેલો ઢેડ કરતો હતો એ ખુશરૂએ મલબાર સુધી સવારી કરીને મૂલક લૂટયો ને મુબારકને મારી રાજ્યનો ધણી થયો.

**ખીલજીવંશની આખર** ૧૧. ખુશરૂએ ખીલજીવંશના કોઈ પણ બાળકને જીવતો રહેવા દીધો નહિ એ અંતઃકરણથી મુસલમાન થયો નહોતો, તેથી પાદશાહ થયા પછી મસીદોમા મૂર્તિઓ ગોઠવીને પોતે કુરાન ઉપર બેસવા લાગ્યો એણે દિલ્હીમાં ફરીને દેશી રાજ્ય સ્થાપવા મહેનત કરી, પણ એ ઢેડ હોવાથી રજપૂતો એના પક્ષમા આવ્યા નહિ. જાતિબંધન ને જાતિઅભિમાને આર્યોનું એકત્ર બળ થતું અટકાવ્યુ આ ભ્રષ્ટ મુસલમાન સામા સબળા મુસલમાનો ઉઠયા. તેવામા પંજાબના સુબા ઘાજીખા તઘલખે ખુશરૂને હરાવીને માર્યો, ને દિલ્હીનું રાજ્ય જીત્યું. ઇ. સ.

૧૩૨૦. એ રીતે ખીલજી વંશની આખર આવી.

ઉપદેશ ૧૨. એ વંશના ઇતિહાસ ઉપરથી જણાય છે કે માણસ રાજ્યલોભથી પાપ કરે છે, પણ ગમે તેટલી સાવચેતી રાખ્યા છતા એ પાપનો બદલો પરમેશ્વર તરફથી મળ્યા વગર રહેતો નથી. જલાલુદ્દીન, અલ્લાઉદ્દીન, કાફુર, ખુશરૂ એ બધા ખૂન કરી સત્તાધારી થયા, પણ બહુ સંભાળ રાખ્યા છતા તે સર્વના ખૂનજ થયા હતા માટે પાપ કરવાનો વિચાર કરવો એ પણ પાપ છે, એમ સમજી તેથી વેગળા રહેવુ

---

## પ્રકરણ ૭ મું.

### તઘલખ વંશ.

**૧. ગ્યાસુદ્દીન. ૨. મહમદ. ૩. સ્વતંત્ર રાજ્યોની સ્થાપના. ૪. પાદશાહનાં ગાંડાઇનાં કામ. ૫ ફીરોજશાહ. ૬. લોકોપયોગી કામ. ૭. મહમદ. ૮. સ્વતંત્ર રાજ્ય. ૯. તૈમુરની સવારી.**

**ગ્યાસુદ્દીન.** ૧. રાજ્ય જીત્યા પછી ગાજીખાંએ ( ગ્યાસુદ્દીને ) બધા લોકો ભેગા કરીને રાજકૂળના કોઇ યોગ્ય પુરૂષને ગાદી આપવાને કહ્યું, પણ સર્વેએ એક અવાજે એનેજ પાદશાહ ઠરાવ્યો. તે બહુ ભલો પાદશાહ હતો. તેણે ખેડુતોના હકમા કેટલાક લાભકારી ઠરાવ કર્યા. તે વખતે બંગાળામાં બકારાખા સ્વતંત્રપણે કારભાર કરતો હતો, તેને પાદશાહે બંગાળે જઇને બહાલ રાખ્યો. તથા સોનારગામ ( ઢાકા ) નો બંદોબસ્ત કરીને પાછો આવ્યો. એના મોટા દીકરા મહમદે દક્ષિણમાં તેલંગણ ઉપર સવારી કરી હતી. તે જીત કરીને પાછો આવ્યો. તેની મુલાકાત લેવાને પાદશાહ સામો ગયો. બંનેની મુલાકાત માટે મહમદે લાકડાનો એક માંડવો કરાવ્યો હતો. તે એકદમ પાડવાથી પાદશાહ તેની નીચે ચગદાઇ મૂઓ. એ ગ્યાસુદ્દીન દિલ્હીની નજીક તઘલખાબાદ નામે એક ઘડી બંધાવી ત્યા રહેતો હતો. ગ્યાસુદ્દીનના મૂવાથી ઇ. સ. ૧૩૨૫

માં તેનો દીકરો મહમદ રાજા થયો એને જુમાખા પણ કહે છે.

મહમદ. ૨. એના વારામા મોગલો પંજાબ ઉપર ચઢી આવ્યા તેમને ધન આપીને પાછા કાઢયા. એ પાદશાહ લડાઈમા શૂરો, વિદ્વાન, વૈદકમા કુશળ ઈશ્વરભક્ત ને વિદ્વાનોને આશ્રય આપનારો પણ અવિચારી ને ગાડો હતો. એના વખતમા મહારાષ્ટ્ર ને તૈલંગણ ખાલસા કર્યાથી બધા પઠાણ પાદશાહો કરતા એના રાજ્યની હદ વધારે થઈ, પણ અવિચાર, ગાડાઈ ને ક્રૂરપણાથી રાજ્યમા હિંદુ મુસલમાનોએ બળવા કર્યા ને તેઓ સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યા એના જૂલમથી પ્રજા નાસી જવા લાગી અને કનોજ વગેરે ઠેકાણે ઘેરો ઘાલી હજારો માણસોને તેણે મારી નાખ્યા વળી એણે મનુષ્યનો શિકાર કરવાની યુક્તિ કરીને ક્રૂરતાની હદ વાળી. લશ્કર વડે ગોળ ચકાવો ઘેરી એ ચકાવો નાનો કરતા કરતા છેવટે તેમા જે માણસો ઘેરાય તેમનો તે શિકાર કરાવતો. માળવ અને પંજાબમા બંડ થયા તે એણે સમાવ્યા

**સ્વતંત્ર રાજ્યોની સ્થાપના.** ૩. બંગાળામા એક ફકરૂદીન નામે સરદારે બળવો કરી તે રાજ્ય સ્વતંત્ર કર્યું, ઈ સ ૧૩૩૯ કર્ણાટકના બલ્લાળ રાજાએ તુંગભદ્રાને કાંઠે વિજયનગરમા એક જોરાવર હિંદુ રાજ્ય સ્થાપ્યુ. તથા તૈલંગણના રાજાએ વરંગુળમાંથી મુસલમાની લશ્કર હાંકી કાઢીને ત્યા રજપૂત રાજ્યની પૂન સ્થાપના કરી. ઈ. સ ૧૩૪૪ દિલ્હીમા ગંગુ નામે એક બ્રાહ્મણને ત્યા જાફરખા નામે ગુલામ હતો ન આગળ જતા પાદશાહ થશે એવુ ભવિષ્ય કહીને તેને તે બ્રાહ્મણે છોડી દીધો જાફરખાં છૂટો થઈને દક્ષિણમા ગયો ને ત્યાં તેણે જુમાખાના વખતમે બળવો કરીને ગુલબર્ગમા મુસલમાની સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યુ. ઈ સ ૧૩૪૭ પોતાને ગુલામગીરીમાથી મુક્ત કરી મારૂં ભવિષ્ય ભાખનાર બ્રાહ્મણનું નામ રાખવાને પોતાના રાજ્યનું નામ તેણે બ્રાહ્મણી રાજ્ય પાડયુ તથા તે બ્રાહ્મણને બોલાવીને પોતાના જામદારખાનાને ઉપરી નીમ્યો ગુજરાતમા તથા માળવામા બીજા બળવા થયા સમાવવાને પાદશાહ ગુજરાતમા આવ્યો, ને સુરત તથા ખંભાત

લૂટીને બળવાખોરોને ગોડળ આગળ હરાવ્યા ત્યાંથી બળવાખોર સિંધમા નાઠા, પાદશાહ તેમની પછવાડે ગયો, પણ માર્ગ પડી ઠઠ્ઠામા મરણ પામ્યો ઈ સ. ૧૩૫૧

**પાદશાહનાં ગાંડાઈનાં કામ** ૪ એ પાદશાહ ગાંડો ને અ-વિચારી હતો તેથી પ્રજાને ઘણુ નુકશાન થયુ મોગલોને પૈસા આપ્યાથી ખજાનો ખાલી થયો, તેવામા ચીન ને ઇરાન જીતવાનો તેને તરગ આવ્યો. પોતાના રાજ્યમા ઉઠેલા બળવા તો સમ્યા નહોતા, ને એક પછી એક સ્વતત્ર રાજ્યો થઇ પ્રાંતો છૂટા પડતા હતા તોપણ એક લાખની ફોજ તૈયાર કરી હિમાલયને માર્ગે ચીન ઉપર મોકલી ચીના લોકે તેમને હરાવી નસાડયા, તથા પાછળ પડી તેમનો નાશ કર્યો બીજી એક ફોજને ઇરાન ઉપર જવાને તૈયાર કરી, પણ ખજાનો ખાલી થવાથી તે ફોજને ઇરાન ઉપર નહિ મોકલતા રજા આપી. એ ફોજે દેશમા પસરીને રૈયતને લૂટી, હેરાન કરી, મૂલકનુ સત્યાનાશ વાળ્યું આ પ્રમાણે ખાલી થએલો ખજાનો ભરવાને એણે રૈયત ઉપર નવી જમાબધી કરી દશથી વીશ ગણો કર વધારી મૂકયો, તેથી જમીન ખેડાયા વગર પડ-તર રહી ને ખેડુતો દુખી થયા વળી ખજાનો ભરવાને રૂપાને બદલે પીતળનુ નાણુ ચલાવવાનો ઠરાવ કર્યો પણ તે પરદેશીઓએ લીધુ નહિ, તેથી માત્ર એનાજ રાજ્યમા એના જૂલમથી ચાલ્યુ. તે નાણુ ખેડુતો પાસેથી એની પાસે આવી એનાજ ખજાનામા ભરાયુ ને રૈયતને વેપાર રોજગારમા આપદા ભોગવવી પડી વળી દેવગીરી ગામ એને પસદ પડયાથી ત્યા રાજ્યધાની કરવાનો વિ-ચાર કરી દિલ્હીના લોકોને ત્યા જઇ વસવા બે ત્રણ વાર હુકમ કર્યો તેથી પ્રજાને મહા આપદા પડી, તથા ઘણુ નુકશાન થયુ છતા તેનો વિચાર પાર ન પડયાથી અતે તે વાત પડતી મૂકવી પડી, વળી પોતાનો દાત પડી ગયો તેના ઉપર તેણે પુષ્કળ પૈસા ખર્ચી મસીદ બધાવી હતી.

**ફીરોજશાહ.** ૫. મહમદ પછી તેનો ભત્રિજો ફીરોજશાહ તેની

ગાદીએ બેઠો, એણે સિંધનો બળવો સમાવ્યો. ઈ. સ. ૧૩૫૩. પણ બંગાળાની ને દક્ષિણી રાજ્યોની સ્વતંત્રતા કબૂલ કરી. ઈ સ. ૧૩૫૬ આગળ જતા ગુજરાતમા બળવો થયો તે સમાવવાને પાદશાહે ગુજરાત ઉપર ઈ. સ. ૧૩૭૨ મા સવારી કરી પણ તે બરાબર સમ્યો નહિ.

લોકોપયોગી કામ. ૬. એ પાદશાહ બહુ પરોપકારી, ભોળો અને દયાળુ હતો એના હાથ નીચે તેલંગણના બે હિંદુ વજીર હતા, તેમની સલાહથી એણે ખેડુતો ઉપરના કર ઓછા કર્યા વસુલાત બાકી રહે તો તે બાકી રાખવાના ઠરાવ કરી ખેડુતો ઉપરનો જૂલમ બંધ કર્યો મુસલમાની રાજ્યમાં રીબાવી રીબાવીને મારવાની, હાથ, નાક, કાન કાપવાની વગેરે ક્રૂર સજા કરતા તે બંધ પાડી, તથા દેહાત દંડ પણ જેમ બને તેમ થોડો કરવાનો ઠરાવ કર્યો એણે ખેતીના ઉપયોગમાં આવે એવા બંધ બંધાવ્યા, તળાવો ખોદાવ્યા, નહેરો કરાવી, ને મુસાફરો માટે પૂલ તથા ધર્મશાળા બંધાવી, વળી રસ્તા ને હમામખાના બંધાવ્યાં, નિશાળો તથા દવાખાના ચાલુ કર્યા એણે બંધાવેલી નહેરોમાંથી જમના નદીથી સતલજ નદી સુધી ખોદાવેલી નહેર હજુ છે, ને તે અંગ્રેજ સરકારે સમી કરાવી છે એ ભલો પાદશાહ ૯૦ વરસની વયે ૩૭ વરસ રાજ્ય કરી ઇ સ. ૧૨૮૮ મા મરણ પામ્યો.

અહમદ ૭ ફીરોઝુદ્દીન પછી તેનો પૌત્ર ગ્યાસુદ્દીન પાદશાહ થયો પણ પાંચ માસમાં તે મરાયાથી અબુબકર ગાદીએ બેઠો. એક વરસમા તે પણ મરાયાથી નાસરૂદ્દીન પાદશાહ થયો. ઇ સ. ૧૩૯૦ એણે ચાર વરસ રાજ્ય કર્યું. તેના પછી ઇ સ. ૧૩૯૪ માં તેનો ભાઈ મહમદ તખ્તનશીન થયો.

સ્વતંત્ર રાજ્ય. ૮ મહમદ નાનો હોવાથી તથા રાજ્યમા અવ્યવસ્થા હોવાથી ગુજરાત, જુવાનપુર, માળવા ને ખાનદેશમાં સ્વતંત્ર મુસલમાની રાજ્ય થયા.

**તૈમૂરની સવારી.** ૯. એના વખતમાં તાતાર દેશનો મોગલ પાદશાહ તૈમૂર હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો. મહમદ ગુજરાતમા નાસી ગયો તૈમૂરે દિલ્હી જીતીને ત્યા કતલ તથા લૂટ ચલાવી છેવટે લોકોના જીવ લેતા લેતા તેની ફોજ થાકી ને લૂટવાનું કાંઈ ન રહ્યું ત્યારે તે જપ્યો એ પ્રમાણે પાચ દિવસ સુધી શહેર લૂટ્યુ તથા બાળ્યુ ને મહા અનર્થ કર્યો. તૈમૂર અખૂટ લૂટ લઇને પાછો ગયો. જતી વખતે પંજાબમાં પોતાની વતી ખીજરખા નામે સુબો મૂકયો તૈમૂર ગયા પછી મહમદ પાછો આવ્યો, ને મરતા સુધી રાજ્ય કર્યું. ઈ. સ ૧૪૧૨.



તૈમૂર.

મહમદ પછી દોલતખા લોદીએ પંદર માસ સુધી રાજ્ય કર્યું પણ ઇ. સ. ૧૪૧૪ મા ખીજરખાએ તેને કાઢીને દિલ્હીની ગાદી લીધી.

---

## પ્રકરણ ૮ મુ.

## સૈયદ તથા લોદી વંશ.

૧. ખીજરખાં. ૨. ખીજરખાંના વંશજ ૩. બહિલોલ લોદી. ૪. સિકંદર લોદી. ૫. ઈબ્રાહિમ લોદી.

**ખીજરખાં**, ૧. ખીજરખા હજરત મહમદનો વંશજ હતો, એમ કહેવાય છે ને તેથી તેના વંશજો સૈયદ કહેવાય છે. એણે તૈમૂરની વતી સાત વરસ સુધી દિલ્હીનું રાજ્ય ભોગવ્યું. તે મુદતમા રૈય-

તને ન્યાય ને સુખ આપી તેમનો પ્રેમ મેળવ્યો

**ખીજરખાંના વંશજ** ૨. ઈ સ ૧૪૨૧ મા ખીજરખા મૂઆ પછી તેની ગાદીએ અનુક્રમે મુબારક, મહમદ અને અલ્લાઉદ્દીન એવા ત્રણ પાદશાહ થયા. તેમના વખતમા દિલ્હીની પાદશાહત પડી ભાગી તેમનો અમલ તૂટીને રાજ્યની હદ છેક દિલ્હીની પાસે આવી ગઇ અલ્લાઉદ્દીનના વખતમા તો દિલ્હી શહેર પણ તેની પાસેથી જાય એવી રાજ્યની સ્થિતિ થઇ ગયાથી પંજાબના સુબા બહિલોલ લોદીએ આવીને દિલ્હી લીધુ અલ્લાઉદ્દીને એ રાજ્ય બહિલોલને સોપી પોતે રાજીનામુ આપ્યુ ઇ સ ૧૪૫૦

**બહિલોલ લોદી.** ૩. બહિલોલ લોદી બહુ બહાદૂર ને પરાક્રમી હતો તેણે પંજાબ તથા મુલતાનના બળવા સમાવ્યા એવામા જુવાનપુરનો રાજા દિલ્હી ઉપર ચઢી આવ્યાથી પાદશાહે તેની સાથે છવીશ વરસ સુધી લડાઇ કરીને તેને હરાવ્યો ને એ રાજ્ય દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધુ ઇ સ. ૧૪૭૮ તે પછી તે દશ વરસમા મરણ પામ્યો તે વખતે હિમાલય, કાશી, બુંદેલખંડ ને પંજાબ સુધીનો મલક તેના તાબામા હતો એના પછી એનો દીકરો પાદશાહ થયો

**સિકંદર લોદી** ૪ એ પાદશાહ બહુ બહાદૂર અને વિદ્વાન પણ ધર્માંધ ને જૂલમી હતો તે મુસલમાનો તરફ દયાભાવ ને ન્યાયથી વર્તતો ને હિંદુ પ્રજા ઉપર જૂલમ કરતો તેમના દેવળો ને મૂર્તિઓ તોડી તેમની ધર્મક્રિયા અટકાવતો એના સમયમા યૂરોપના પોર્તુગીઝ લોક હિંદમા વેપાર કરવાને પહેલાવહેલા દક્ષિણ હિંદના કાલીકટ બંદરમા આવ્યા ઈ સ ૧૪૯૮ એણે એના બાપના રાજ્યમા કેટલોક ઉમેરો કર્યો એ પાદશાહ ઈ સ ૧૫૧૬ મા મરણ પામ્યાથી તેનો વડો દીકરો ઇબ્રાહિમ પાદશાહ થયો

**ઇબ્રાહિમ લોદી.** ૫ એણે ગાદીએ બેઠા પછી એના સામાવાળીઆમાથી કેટલાકને મરાવી નાખ્યા તથા કેટલાકને કેદ કર્યા તે ઉપરથી કેટલાક સરદારોએ બળવા કર્યા બહાર પ્રાતનો સુબો પાદશાહથી સ્વતંત્ર થયો તથા પંજાબના સુબા દોલતખાએ કાબુલ

જાઇ બાબરની મદદ માગી બાબર એ તૈમૂરથી છઠ્ઠો પુરુષ હતો ને તેની રાજ્યધાની કાબુલમા હતી તૈમરનો વશજ હોવાથી હિંદની ગાદી ઉપર તેનો હક્ક છે, એવુ સમજાવી દૈલતખાએ બાબરને હિંદનુ રાજ્ય જીતવાને ઉશ્કેર્યો, તેથી તે ભરતખડ ઉપર ચઢી આવ્યો, ને પજાબ જીતી પાણીપતના રણમા ઇબ્રાહીમને હરાવીને માર્યો ત્યાથી દિલ્હી આવી મોગલાઈ રાજ્યની સ્થાપના કરી ઇ સ ૧૫૨૬.

---

## પ્રકરણ ૯ મું.

## मोगलाइ राज्य थयुं ते वखतमां बीजां स्वतंत्र राज्यो.

૧ કાશ્મિર ૨ સિંધ. ૩ મેવાડ ૪. જોધપુર. ૫ જે-પુર ૬. જેસલમેર ૭ બુંદી ને કોટા. ૮. બીજા રજપૂત રાજ્ય. ૯ દક્ષિણનાં રજપૂત રાજ્ય ૧૦ ઓઢીઆનાં રાજ્ય ૧૧ ગુજરાત. ૧૨ માળવા. ૧૩. બંગાળા. ૧૪. ખાનદેશ. ૧૫ બ્રાહ્મણી રાજ્ય

પઠાણ પાદશાહોએ હિદમા મુસલમાની રાજ્ય ફેલાવ્યુ તેમણે ઘણા હિદુ રાજ્યો ખાલસા કર્યા ને કેટલાક તાબે કર્યા . મહમદ ગાડાના વખતમા એ રાજ્ય સૌથી વધારે વિસ્તારવાળુ હતુ તેની દક્ષિણ હદ કૃષ્ણા નદી સુધી ગઈ હતી તોપણ રજપૂત રાજ્યો બીલકુલ નાબુદ થયાં નહોતા. કાશ્મિર, દક્ષિણસિધ, રજપૂતસ્થાન, દક્ષિણ ઓઢીઆ, ઈત્યાદિ ઠેકાણે ઘણા રજપૂત રાજ્યો હતા તેઓ જોરાવર પાદશાહના સમયમા તાબે થઈ ખડણી આપતા, ને નબ-ળાના વખતમા સ્વતત્રપણે અમલ કરતા. વળી જુમાખા ને બીજા દિલ્હીના નબળા પાદશાહના વખતમા ઘણા મુસલમાન સુબા પણ સ્વતત્રપણે રાજ્ય કરતા થયા હતા.

કાશ્મિર. ૧ ઈ સ પૂ. ૧૪૦૦ થી તે ઈ સ. ૧૨૯૪ સુ-ધીમા કાશ્મિરમા ગોનાર્દ, આદિત્ય, નાગ ને ઉત્પાળ વગેરે કૂળના

રાજો થયા હતા. તેમાના કેટલાંક બ્રાહ્મણુધર્મી, કેટલાંક બૌદ્ધધર્મી, કેટલાક અગ્નિપૂજક ને કેટલાંક નાગપૂજક હતા. એ સમયનો ઇતિહાસ રાજ્યતરંગિણી નામે ગ્રથમા છે ને પાછલા વખતનો ઇતિહાસ મુસલમાનોએ લખેલો છે ઈ. સ. ૧૩૧૫ મા ત્યા સેનદેવ નામે રાજા હતો. એણે મીર નામે મુસલમાનને પ્રધાન નીમ્યો. સેનદેવ પછી રાજા આણુદગાગે મીરને કાઢી મૂક્યાથી તેણે બળવો કર્યો. એ દુ ખમા રાજા મરણ પામ્યાથી તેની સ્ત્રીને પરણી મીર પાદશાહ થયો ત્યાર પહેલા મુસલમાનોએ કાશ્મિર જીતવાને બહુ મહેનત કરી હતી, પણ તેઓ હારીને પાછા ગયા હતા. મીરે રૈયતપરના કર કમી કરી તેને સુખી કરી કાશ્મિરનુ રાજ્ય લેવાને આગળ જતા માહોમાહે વઢવાડ ચાલી પણ બાબરના પૌત્ર અકબરે કાશ્મિર જીત્યુ, ત્યાસુધી એ રાજ્ય પોતાની સ્વતત્રતા સાચવી શક્યુ.

સિધ ૨ મહમદ કાસમ પછી સુમરા જાતના રજપૂતોએ સિધ જીતીને પોતાનુ સ્વતત્ર રાજ્ય સ્થાપ્યુ. એ રાજ્ય તેરમા સૈકા સુધી ચાલ્યુ તેરમા સૈકાની શરૂઆતમા શાહબુદ્દીન ઘોરીના સરદાર નાસરૂદ્દીને સિધનો ઉત્તર ભાગ જીતી લીધો ને તે ભાગ આગળ જતા અલ્તમસે જીતીને દિલ્હીના રાજ્ય સાથે જોડી લીધો પરતુ દક્ષિણ-સિધમા સુમરા રજપૂતો નબળા થવાથી સુમાના રજપૂતો ગાદી ઉપર આવ્યા. તેમને જામ કહેતા એ રજપૂતો આગળ જતા મુસલમાન થયા, ને તેમણે દિલ્હીના પાદશાહની તાબેદારી કબૂલ કરી, પણ દિલ્હીના નબળા પાદશાહની વખતમા તેઓ સ્વતંત્રપણે વર્તતા એ પ્રાત અકબરે દિલ્હીની પાદશાહત સાથે જોડી દીધો ત્યા સુધી સ્વતત્ર રહ્યો

મેવાડ ૩. પ્રથમની રાજ્યધાની ચિતોડમા હતી ત્યાના રાજા અયોધ્યાના સૂર્યવશી પ્રતાપી રાજા રામના વશજો છે એમ કહેવાય છે તેઓ પ્રથમ ગુજરાતમા વલ્લભીપુરમા રાજ્ય કરતા હતા. વલ્લભીપુર તૂટયા પછી કેટલીક મુદત સુધી તેમણે ઇડરમાં રાજ્ય કર્યું. ત્યાથી આઠમા સૈકામા બાપારાવળે ચિતોડ જીતી ત્યાં રાજ્યધાની કરી બાપારાવળના વંશજો ઘેલોટી કે સિસોદિયા રજપૂતો

કહેવાય છે. પૃથુરાજને શાહબુદ્દીનની લઢાઇમા સમરસિહ રાણો ઘેલોટી સૈન્ય લઈ પૃથુરાજની મદદે ગયો હતો આગળ જતા અલ્લાઉદ્દીને ચિતોડ જીતી લીધુ ૫ દરમા સૈકામા મેવાડમા કુંભોરાણો બહુ પ્રખ્યાત થયો તે વખતે ગુજરાત અને માળવામા સ્વતત્ર મુસલમાન પાદશાહો હતા તેમણે સપ કરીને મેવાડ ઉપર ચઢાઇ કરી તેમા કુભારાણાએ માળવાના રાજાને હરાવીને કેદ કર્યો એ વિજયની નિશાની દાખલ બધાવેલો કીર્તિસ્થભ હજુ ચિતોડમા ઉભો છે મીરાબાઈનું નામ ગુજરાતમા જાણીતુ છે એ મીરાબાઇ કુભારાણાની રાણી હતી આખા રજપૂતસ્થાનમા મેવાડના રાણા વધારે કૂળવાન ગણાય છે, ને ઘણા વખત સુધી આખા રજપૂતસ્થાનની સરદારી મેવાડના રાણા ભોગવતા હતા, બાબર હિંદમા આવ્યો ત્યારે કુભારાણાનો પૌત્ર સગરાણો રજપૂત રાજ્યોનો આગેવાન હતો.

જોધપુર ૪ કનોજનુ રાઠોડ રાજ્ય તૂટયા પછી ત્યાના રજપૂતો રાજ્યસ્થાનમા આવી વસ્યા તેઓ મડોરના રાવના આશ્રયમા રહ્યા હતા આગળ જતા તેઓ બળવાન થયા કુભારાણાના બાપનો મામો જોધો રાઠોડ હતો તેણે જોધપુર બાધીને ત્યા ગાદી કરી ઇ સ, ૧૪૫૯ તેમજ એ જોધાના ભાઇ વિકાએ વિકાનેર વસાવી ત્યા પોતાની રાજ્યગાદી કરી. એ જોધાના વશજો આગળ જતા દિલ્હીની પાદશાહત સાથે ટક્કર ઝીલી શકે એવા જોરાવર થયા જ્યારે બાબરે ભરતખડ જીત્યો ત્યારે જોધાના વંશમા માલદેવ રાજા હતો.

જેપુર. ૫ જેપુરમા કછવા જતના રજપૂતોનુ રાજ્ય છે પહેલાં એ રાજાઓની રાજ્યધાની અબરમા હતી. ને અકબરના વખત સુધી ત્યાજ રહી એ રાજ્ય કાઇ ગણત્રીમા નહોતુ, પણ અકબર પાદશાહ અબરના કછવા રાજાની કન્યા વેરે પરણ્યો ત્યારથી એ રાજ્ય પ્રસિદ્ધિમાં આવ્યુ

જેસલમેર. ૬ એ રાજ્યના રાજાઓ ભાટી રજપૂતો છે તેઓ કૃષ્ણના વશજ ગણાય છે. કાબુલમા મુસલમાની રાજ્ય થયુ ત્યારે ત્યાથી જાદવો નાસીને સિધુની આ તરફ આવ્યા. ઇ. સ ૭૩૧

મા સિંધુની પાસે તાનોટમા ગાદી કરી. ત્યાથી ભાવલપુર પાસે આવી ઈ સ ૧૧૫૬ મા જેસલમેર વસાવી ત્યા રાજ્ય કરવા લાગ્યા સુલતાન મહમદે ભાટી રાજા ઉપર સવારી કરી તેને ખ-ડીઓ બનાવ્યો પણ આગળ જલદીજ તે સ્વતત્ર થયો.

**બુદી ને કોટા,** ૭ એ ઠેકાણે હાડા રજપૂતોરાજ્ય કરે છે. પ્રથમ તેમની રાજ્યધાની હાડાવતીમા હતી ત્યાંથી તેમણે ઈ સ ૧૩૪૨ મા બુદી વસાવી ત્યા ગાદી કરી એ રાજા પ્રથમ અજમેરના ખડીઆ હતા ને પછી ચિતોડના રાણાના ખડીઆ થયા બાબરના વખતમા તેઓ બહુ જાહેર નહોતા પણ અકબરના વખતમા તેઓ પ્રખ્યાતી પામ્યા. હુમાયુના વખતમા રણથભોરનો જબરો કિલ્લો એમને મળ્યો કોટાનુ રાજ્ય તો બુદીમાથી છેક અઢારમા સૈકામા છૂટુ પડયુ

**બીજા રજપૂત રાજ્ય.** ૮ એ સિવાય પારકર ને અમરકોટના રજપૂત રાજ્ય મારવાડના રણની પશ્ચિમમા હોવાથી તેમને મુસલમાનો ઝાઝી ઈજા કરી શકતા નહોતા શિરોહીનુ પરમાર રાજ્ય ગુજરાતની હદ ઉપર હતુ, તેથી તેના ઉપર ગુજરાતના પાદશાહ ઉપરીપણાનો દાવો કરતા હતા ગ્વાલિયર ને ચદેરીના રજપૂત રાજ્યો કોઇવાર ખડીઆ ને કોઇવાર સ્વતત્ર થતા.

**દક્ષિણનાં રજપૂત રાજ્ય** ૯. વરગુળનું રજપૂત રાજ્ય જુમાખાએ દિલ્હીની પાદશાહત સાથે જોડી દીધુ હતું, પણ એજ પાદશાહના વખતમા તે રાજ્ય પાછુ ફરીને સ્વતંત્ર થયુ એ રાજ્ય આગળ જતા બ્રાહ્મણી પાદશાહોએ જીતી લીધુ ઈ સ ૧૪૨૧. વિજયનગરનુ રાજ્ય દક્ષિણમા સૌથી બળવાન ગણાતુ હતું ત્યા નરસિંહકૂળના રાજાઓ રાજ્ય કરતા હતા. એ રાજાઓ કોઇના તાબેદાર કે ખડીઆ નહોતા તુગભદ્રા નદીની દક્ષિણનો સઘળો પ્રદેશ તેમના તાબામા હતો ઈ સ ૧૫૬૫ મા વિજાપુર, અહમદ-નગર, ગોવળકોડા ને બેદરના મુસલમાન પાદશાહોએ પોતાનુ એકત્ર સૈન્ય લેઇ વિજયનગરના રામરાજાને કૃષ્ણાના કાંઠા ઉપર તાલીકોટાના રણસંગ્રામમા હરાવીને માર્યો ને એ રાજ્ય વહેંચી લીધુ. એ

રાજાઓના વશજો હજુ પણ છે, તેઓ પોલીગાર કહેવાય છે. તેમાં સૌથી મુખ્ય પોલીગાર આગળ જતા મહિસૂરનો રાજા થયો રામરાજાનો ભાઈ ચદ્રગીરીમા રાજ્ય કરવા લાગ્યો. એના વશજો પાસેથી અગ્રેજોએ મદ્રાસની જગા વેચાતી લઈ કિલ્લો બાધ્યો. એ ચંદ્રગીરી મદ્રાસની વાયવ્ય કોણમા ૭૦ મૈલપર હતુ.

**ઓઢીઆનાં રાજ્ય** ૧૦. ઓઢીઆ પ્રાતમા પણ નાના નાના સ્વતત્ર રજપૂત રાજ્યો હતા એ રાજ્યો બાબર આવ્યો ત્યા સુધી મુસલમાનોને તાબે થયા નહોતા એ રાજ્યો અકબર પાદશાહે જીતીને દિલ્હીની પાદશાહત સાથે જોડી દીધા

આ રજપૂત રાજ્યો સિવાય બાબર ભરતખડમા આવ્યો ત્યારે ઘણા મુસલમાન સુબાઓ પણ દિલ્હીના પાદશાહથી સ્વતત્રપણે રાજ્ય કરતા હતા તેમા ગુજરાત, માળવા, બગાળા, ખાનદેશ ને બ્રાહ્મણી વશના રાજ્યો એ મુખ્ય હતા

**ગુજરાત.** ૧૧ ગુજરાતનુ રાજ્ય મુજફ્ફરશાહે છેલ્લા મહમદ તઘલખથી સ્વતંત્ર થઈ ઈ સ. ૧૩૯૬ મા સ્થાપ્યુ તેના રાજ્યમા મહમદ બેગડો જોરાવર પાદશાહ થયો એણે ચાપાનેર ને જૂનાગઢ એ બે ગઢ જીત્યા ને મહેમદાવાદ વસાવ્યુ બાબર આવ્યો ત્યારે ત્યા બહાદૂરશાહ રાજ્ય કરતો હતો એણે માળવાનુ રાજ્ય જીતી લીધુ તથા પોર્તુગીઝ લોકો સાથે લઢાઇઓ કરી એ રાજ્ય અકબર પાદશાહે જીતીને પોતાના રાજ્યમા મેળવી દીધુ.

**માળવા.** ૧૨ માળવામા દિલાવરખાન ઘોરીએ ઈ સ. ૧૪૦૧ મા સ્વતત્ર મુસલમાની રાજ્ય સ્થાપ્યુ એમની રાજ્યધાની ધારામા હતી. દિલાવરના દીકરા હુસગ ઘોરીએ માડુગઢ બધાવ્યો એ હુસંગના દીકરા મહમદ ઘોરીના વખતમા મહમદ ખીલજીએ એ રાજ્ય જીતી લીધુ એ મહમદ ખીલજીએ ગુજરાતના પાદશાહ સાથે ઐકય કરી મેવાડ ઉપર હલ્લો કર્યો, પણ કુભારાણાએ મહમદને હરાવી કેદ કર્યો, ને ૭ માસ પછી તેને માન સહીત છોડી દીધો એ મહમદના વશજ પાસેથી ગુજરાતના બહાદૂરશાહે માળ-

વાનુ રાજ્ય જીતીને ગુજરાત સાથે જોડી દીધું

**બંગાળા.** ૧૩ બગાળામા ઈ સ. ૧૩૩૯ મા ફકરૂદ્દીને સ્વતત્ર રાજ્ય સ્થાપ્યુ. એ રજ્ય બાબર આ યો ત્યા સુધી સ્વતંત્ર હતુ બાબરના દીકરા હુમાયુના વખતમા ફકરૂદ્દીનના વશજો પાસેથી શેરખાએ તે જીત્યુ. તેના વશજ દાઉદ પાસેથી અકબરે જીતીને એ રાજ્યની આખર આણી

**ખાનદેશ** ૧૪. ફીરોજુદ્દીન તઘલખના સુબા મલેક ફુરકીએ ફીરોજના મૂઆ પછી ખાનદેશમાં સ્વતત્ર રાજ્ય સ્થાપ્યુ ઈ. સ ૧૩૮૯. તેણે આસપાસના હિદુ રાજ્યો જીતી લીધા તોપણુ તેણે પોતાની હિદુ પ્રજાને દુખ દીધુ નહિ તેણે ખેતીને તથા વેપારને ઉત્તેજન આપ્યુ. એ પાદશાહ ઈ સ મા ૧૩૯૯ મા મૂઆથી મલેક નાસીર પાદશાહ થયો તેણે દગાથી આસીરગઢનુ રાજ્ય જીત્યુ, તથા બુરાનપુર વસાવી ત્યા રાજ્યધાની કરી એ રાજ્ય ગુજરાતના પાદશાહોએ જીતીને ખંડીયુ બનાવ્યુ આગળ અહમદનગરના બ્રાહ્મણી રાજાઓએ ખાનદેશ જીતીને એ રાજ્યની આખર આણી તેમની પાસેથી અકબરે જીતીને તે દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધુ

**બ્રાહ્મણી રાજ્ય** ૧૫ ઈ સ ૧૩૪૭ મા જાફરખાનહસન ગગુએ બ્રાહ્મણી નામ ધારણુ કરી એ રાજ્ય સ્થાપ્યુ એની રાજ્યધાની ગુલબર્ગમા હતી એના વશમા એ રાજ્ય સુમારે ૧૭૫ વરસ ચાલ્યુ છેલ્લા પાદશાહ નબળા થયા તેમના વખતમા એ રાજ્યન સુબા જૂદા જૂદા ભાગ પચાવી પડી સ્વતત્રપણે રાજ્ય કરવા લાગ્ય એ રાજ્યમાથી પાચ સ્વતત્ર રાજ્યો થયા ૧. ઈમાદશાહી ૨ આદીલશાહી. ૩ નિજામશાહી. ૪ કુતુબશાહી ને ૫ બરીદશાહી ઇમાદુલમુલ્કે ગવાલીગઢમા ઇ. સ. ૧૪૮૪ મા, આદિલશાહે વિજાપુરમા ૧૪૮૯ મા, નિજામશાહે અહમદનગરમા ૧૪૯૦ મા, કુતુબકુલીએ ગોવળકોંડામા ૧૫૧૨ મા, ને બરીદશાહે બેદરમા ઈ. સ ૧૫૨૬ મા અનુક્રમે પાચ રાજ્યો સ્થાપ્યા છેલ્લુ રાજ્ય સ્થાપના

બરીદશાહ છેલ્લા બ્રાહ્મણી પાદશાહનો વજીર હતો

# પ્રકરણ ૧૦ મું.

## मोगल राज्य थयुं त्यारे भरतखंडनी स्थिति.

૧. પઠાણ પાદશાહોના જૂલમ ૨ પઠાણ પાદશાહના જૂલમનું પરિણામ. ૩ પઠાણ પાદશાહોનાં સારાં કામ ૪. હિંદુધર્મ. ૫. સામાન્ય ધર્મ. ૬. વેપાર રોજગાર. ૭. યુરોપ સાથે વેપાર.

પઠાણ પાદશાહોના જૂલમ ૧ બાબરે ભરતખંડ જીત્યો ત્યારે પઠાણ રાજ્યોને આ દેશમા રાજ્ય કરતા ( ઈ.સ. ૧૨૦૬ થી ઈ સ ૧૫૨૬ ) ૩૨૦ વરસ થયા હતા એ મુદતમા ઘણા પઠાણો આ દેશમા ઘરબાર કરીને રહ્યા હતા. આ પઠાણ પાદશાહોમા હિંદુ મુસલમાનને સરખા ગણી રૈયતને સુખ આપ્યુ હોય એવો પાદશાહ કોઇ ભાગ્યેજ થયો હશે. અલ્લાઉદીન ખુનીએ જે ઘોર કર્મો કર્યા તે નહિ ભૂલાય એવા હતા. તેથી ગુજરાતમા તે આજપણ "અલ્લાઉદ્દીન ખૂની"ને નામે મશહુર છે. જુમાખાંએ તો ક્રૂર કર્મો કરવામા અલ્લાઉદ્દીનને પણ ભૂલાવ્યો હતો. સિકંદર લોદીએ પણ ધર્માંધપણાથી હિંદુઓના દેવળો તોડીને, નદી સ્નાન કરવાની બંધી કરીને હિંદુઓ ઉપર જૂલમ કર્યો હતો એ સિવાયના પાદશાહો પણ બહુધા જૂલમી, ક્રૂર ને ધર્મૌંધ હતા તેમણે હિંદુઓને પીડી, લૂટી તથા ઘણાને જૂલમથી વટાળીને મુસલમાન કર્યા. મેમણ, વહોરા, ઘાચી ઇત્યાદિ જાતના મુસલમાનો વિશેષ કરીને આ જૂલમી પાદશાહોના વારામા હિંદુઓને વટાળીને મુસલમાન કર્યા હતા તે છે

પઠાણ પાદશાહોનાજૂલમનું પરિણામ. ૨. એ પ્રમાણે મુસલમાનોએ હિંદુઓને જૂલમથી માર્યા, વટાળ્યા, ગુલામ કર્યા, તેમના દેવળો તોડ્યા, મુર્તિઓ ભાગી, તેમની ધર્મક્રિયાઓ અટકાવી, તેમને રાજ્યમા મોટા હોદ્દા નહિ આપતા તેમના ઉપર જાત્રાવેરો ને માથાવેરો નાંખ્યો, તોપણ ભરતખંડમા આર્યધર્મ નાશ પામ્યો નહિ. વળી પ્રાચીન કાળથી ચાલતો આવેલો ગ્રામ્યપંચાયતનો રીવાજ

દરેક ગામમા ચાલુ રહ્યાથી તેઓ ગ્રામ્ય સ્વતત્રતા સાચવી શક્યા, પરતુ આ પઠાણુ રાજ્યપીડાના સમયમા આર્ય વિદ્યાનો વધારો ન થતા જે હતુ, તેમાથી પણુ તેઓ ગુમાવતા ચાલ્યા.

**પઠાણુપાદશાહોનાં સારાં કામ.** ૩ પઠાણુ પાદશાહોમા કુતુબુદ્દીન, ગ્યાસુદ્દીન, ને ફીરોઝુદ્દીન આ સારા પાદશાહ થયા તેઓ ન્યાયી, ધર્મી, ભલા ને સદ્ગુણી હતા. તેમણે લોકોપયોગી કામો કર્યા હતા તથા નિર્દય શિક્ષા બધ પાડી હતી પરતુ તેમના લોકોપયોગી કામોમાના ઘણાખરા મુસલમાન પ્રજાને માટે હતા હિદુ પ્રજાને એ કામોથી લાભ થોડોજ થતો ધર્મશાળા, હમામખાના, નિશાળો ઇત્યાદિ મુસલમાનોનાજ ઉપયોગમા આવતા તોપણુ એટલુ તો ખરૂ કે એવા સારા પાદશાહોના વખતમા હિદુ પ્રજા થોડી પીડા પામતી. તેમના સુબાઓ તેમના જેવીજ વૃત્તિના ન હોવાથી તેઓ હિદુઓને હેરાન કરતા તેથી હિદુ રાજારાણુા એ પાદશાહોના સમયમા પણુ ભાગ્યેજ જપી બેસતા જ્યારે લાગ આવતો ત્યારે બળવા કરતા ને ઘણી વાર તો દિલ્હી સુધી ચઢી જઇ પઠાણુ રાજ્ય લૂટતા. દક્ષિણુના બ્રાહ્મણી રાજાઓ દિલ્હીના પાદશાહો કરતા સારા હતા તેમનો ઘણો ભાગ પ્રજાને રાજી રાખી રૈયતના જાનમાલનુ રક્ષણુ કરતા ને વર્ણુભેદ થોડો રાખતા, તેથી તેમની હિદુ પ્રજા સતોષથી રહેતી.

**હિંદુધર્મ** ૪ બાબરે હિદ જીત્યુ ત્યારે બૌદ્ધધર્મી ભરતખડમા નહોતા, ને જૈનધર્મનુ જોર પડી ભાગ્યુ હતુ તે સમયે શકરાચાર્યે ચલાવેલા શૈવમાર્ગનુ જોર વધારે હતુ, તેથી સઘળા રાજારાણુા એ પથમા ભળ્યા પાછળથી વિષ્ણુપથ ફેલાયો એ પથ ઇ સ ના બારમા સૈકામા રામાનુજસ્વામીએ દક્ષિણુમા ચલાવ્યો તેમણે પ્રથમ મહિસૂરના વિષ્ણુવર્ધમાન નામે શ્રાવક રાજાને વૈષ્ણુવધર્મમા આણ્યો એ સ્વામી સમાધિસ્થ થયા ત્યારે એમના પથના ૭૦૦ મઠ હતા. એમની ગાદીએ પાચમા રામાનંદ સ્વામી થયા તેમણે પોતાની ગાદી કાશીમા કરી તથા ઉત્તર ભરતખડમા એ ધર્મ ઘણો ફેલાવ્યો એ રામાનદસ્વામીનો શિષ્ય કબીર હતો કબી-

રના પદો ઘણા લોકો હજુ પણ ભાવથી ગાય છે સોળમા સૈકામાં વિષ્ણુમાર્ગની પડતી થઇ જોઇ તૈલંગણમા જન્મેલા વલ્લભસ્વામીએ એ પંથમા થોડો ફેરફાર કરી એજ સૈકામા કૃષ્ણની ભક્તિનો પુષ્ટિમાર્ગ ચલાવ્યો આજે વાણીઆ ભાટીઆ, લવાણા વગેરે ઘણા લોક એ પંથમા છે ઉત્તર ભરતખંડમા એ ધર્મનુ જોર વિશેષ છે

**સામાન્ય ધર્મ.** ૫ પઠાણુ રાજ્યોના વારામા મુસલમાનો તરફથી આર્યપ્રજા વારવાર પીડાતી જોઇને તથા એ બને ધર્મવાળા માહોમાહે ધર્મયુદ્ધ કરતા જોઈ પ્રજા વચ્ચે ઐક્ય થાય ને ધર્મયુદ્ધ અટકે તે સારૂ કેટલાક આચાર્યોએ એ બને ધર્મના થોડા થોડા મળતત્ત્વો લેઇ નવા પંથ ઉભા કર્યા. એમ કરવાથી બને પ્રજા વચ્ચે ધર્મટટા થતા અટકશે એમ તેમણે માર્યું તેમા પહેલો પંદરમા સૈકાને આરંભે કબીર થયો, તથા બીજો એજ સૈકાના પાછલા ભાગમા કબીરનો શિષ્ય નાનક થયો એ બને પંથના ઘણા લોક આજે પણ છે નાનકનો ધર્મ માનનારા શીખ કહેવાય છે તેમની વસ્તી પંજાબમા ઘણી છે શીખ આચાર્યનુ મથક અમૃતસરમા છે. નાનકે ને કબીરે જે ઇચ્છાથી એ પંથો ઉભા કર્યા હતા, તે ઇચ્છા ઘણુ કરીને પાર પડી નહિ.



નાનક

**વેપાર રોજગાર** ૬ ધર્મની બાબતમા ભરતખંડની પ્રજા મતભેદથી જૂદી પડી ગઇ હતી તેમ, વેપાર રોજગારમા પણ

તે પહેલાંના જેવી આગળ પડતી ને ચઢીઆતી નહોતી. ચીન, જાવા વગેરે તરફનો, ને જમીન માર્ગનો વેપાર પ્રથમ કરતા ઘણો પડી ભાગ્યો હતો એ લોકો પૂર્વના દેશોમા પ્રથમની પેઠે વ્યાપાર્થે જતા બંધ પડયા હતા. પણ તે ખોટ પશ્ચિમના બંદરમાર્ગે ચાલતા વેપારમા વધારો થવાથી પૂરાઇ હતી મુસલમાન પાદશાહોની નબળાઇના વખતમા પરાયા લશ્કર આ દેશના પ્રજાને લૂટતા, તોપણ તે લૂટનારા આ દેશમા રહેતા હતા, તેથી તેમનો ધનસંગ્રહ આ દેશમા જ વપરાતો હતો એટલે વાસ્તવિક રીતે દેશમા ધનની ખૂટ પડતી નહિ તેમજ પાદશાહો અને ઉમરાવો ઉંચા પ્રકારની કારીગરીનો માલ ખરીદ કરતા ને કરાવતા, તથા મોટા મોટા મકાનો બંધાવતા, તેથી આ દેશના વિદ્યા હુન્નરને પરોક્ષ રીતે ઉત્તેજન મળતુ મુસલમાનોના જૂલમથી હિંદુઓ વટલાવાની દહેશતે પરદેશ જતા અટકયા, જાતિબંધન મજબૂત થયુ ને તેમનામા ઓઝલપડદાની નવી રીત દાખલ થઈ

યુરોપ સાથે વેપાર ૭ પ્રથમ આ દેશનો માલ સિરિયા અને મિસર તરફથી ગ્રીસ ને વેનિસના વેપારીઓ યૂરોપમા લઈ જઈ વેચતા, તેથી તે બહુ મોંઘો પડતો. પંદરમા સૈકાની આખરે યૂરોપના પોર્તુગીઝ ને સ્પાનિયર્ડ લોકો આ દેશમા વ્યાપાર્થે આવવાને જળમાર્ગ ખોળવા લાગ્યા બને દેશના રાજાઓ સારા સારા વહાણવટીઓને પૈસાની ને વહાણની મદદ આપી એ માર્ગ ખોળવા મોકલવા લાગ્યા. સ્પેનના રાજાએ ઈટાલીના જીનોઆ બંદરના વહાણવટી કોલંબસને એ માર્ગ શોધવા મોકલ્યો, તેણે ઇ સ. ૧૪૯૨મા અમેરિકાખંડ શોધી કાઢયો, એટલે સ્પાનિયર્ડ લોક તે તરફ વસાયત કરવામા ને વેપારમા રોકાયા પોર્તુગીઝોએ વાસ્કોડીગામા નામે સરદારને વહાણ આપી મોકલ્યો તે કેપ આવ ગુડહોપની પ્રદક્ષિણા કરીને હિંદુસ્તાનની દક્ષિણમા મલબાર કાંઠે કાલિકટ બંદરમા ઈ સ ૧૪૯૮ મા આવ્યો, ત્યાથી માલ ખરીદ કરી યૂરોપમા લેઈ ગયો એ પ્રમાણે પોર્તુગીઝ જેઓ ફિરંગીને નામે જાણીતા છે તે આ દેશ સાથે વેપાર કરતા ને નફો મેળવતા

જોઇને આગળ જતા વલંદા, અગ્રેજ ને ફ્રચ લોક પણ આ દેશમા વ્યાપારાર્થે આવ્યા, તે વાત આગળ આવશે આ પ્રમાણે જેમ જેમ ભરતખડના માલની ખ્યાતી ને ખપત વધતી ગઈ તેમ તેમ ભરતખડી કારીગરો પોતાની કારીગરી ઉત્તમ પ્રકારની બનાવી ભરતખડના હુનર પ્રદીપ્ત કરતા ગયા.

---

# भाग २ जो.

## મોગલ રાજ્ય.

## પ્રકરણ ૧ લું.

### बाबर.

૧. બાબર. ૨. રાણાસંગની સવારી. ૩. સગની હાર. ૪. બીજા મૂલક જીતવા. ૫ બાબરનુ મરણ ૬. બાબરના ગુણ.



બાબર.

બાબર ૧. એ તૈમૂરથી છઠ્ઠો પુરુષ હતો એ તુર્કી જાતનો હતો, પણ તેની મા મોગલાણી હતી ભરતખડના ઇતિહાસમા બાબરના વશજોનુ નામ મોગલ પડયાથી તથા તે તેમણે કબૂલ રાખ્યાથી એમના રાજ્યને મોગલ રાજ્ય કહે છે બાબરના બાપનું રાજ્ય તુર્કસ્થાનના ફર્ગાન [ ખોકાન ] પ્રાતમા હતું એનો જન્મ ઇ સ ૧૪૮૨ મા થયો હતો. એ બાર વરસની

બાબરવયે એના બાપની ગાદીએ બેઠો એની રાજ્યધાની સમરકંદમાં હતી ત્યા એની બાળવયને લીધે એના પીતરાઇઓ સામા ઉઠયા ને ઉસ્મેગ લોકો તેમા સામેલ થયા બાબરે ત્રણ વાર સમરકંદ જીત્યુ ને ત્રણવાર ગુમાવ્યુ અતે ઇ સ ૧૫૦૪ મા તે કાબુલમા રાજ્ય કરવા લાગ્યો. સૈયદ પાદશાહોના વખતમા દિલ્હીની પાદશાહત પડી ભાંગીહતી તે લોદી પાદશાહો બરાબર સુધારી શકયા નહોતા દિલ્હી ને આગ્રા સિવાય બીજા પ્રાતો તેમના તાબામા નહોતા એ સમયે દિલ્હીથી ઘણા પ્રાતોના હાકેમો સ્વતત્ર થઇ ગયા હતા ભરતખડના રાજ્યોની આવી ફાટફૂટનો લાભ લેવાને બાબર ઈ સ ૧૫૧૯ મા પજાબ ઉપર આવ્યો ને તે જીતીને તાબે કર્યો. સાત વરસ પછી તેણે ઇબ્રાહિમ લોદી પાસેથી દિલ્હી ને આગ્રા પણ જીતી લીધા એ રીતે બાબર દિલ્હીની પાદશાહતનો ધણી થયો એ વખત રાજ્યધાની આગ્રામા હતી

**રાણા સંગની સવારી.** ૨ તેજ સમયે રજપૂતસ્થાનમા સર્વોપરી રાણો સગ હતો આસપાસના સર્વ રજપૂત રાજ્યો એની આજ્ઞામા હતા તેણે એક વાર ઇબ્રાહિમ લોદીને હરાવ્યો હતો, તથા પોતાના રાજ્યની હદ વધારી હતી વળી તેણે રણથભોરનો મજબૂત કિલ્લો જીતી લીધો હતો તે દિલ્હીનુ રાજ્ય જીતીને રજપૂત રાજ્યની પુન સ્થાપના કરવાની તૈયારી કરતો હતો, એવામા બાબર આવ્યો સગે તેના ઉપર ચઢવાની તૈયારી કરી બાબર મોગલ હોવાથી તથા તેણે પઠાણ રાજ્ય જીત્યાથી પઠાણ રાજ્યના વશજો પણ બાબર સામા ઉઠયા તેમાના ઘણા ખરા સગરાણાને મળી ગયા. ઇબ્રાહિમ લોદીનો છોકરો તો સગને આશ્રયે જ હતો મેવાડનો રાજા હસનખાન પોતાનુ લશ્કર લઇ સગને આવી મળ્યો જોધપુર, જેપુર, ડુગરપુર, બુદી, ઝાલોર, ચદેરી, રાયસેન, વગેરે ઠેકાણાના રજપૂત રાજાઓ પણ પોતપોતાનુ સૈન્ય લઇ તેમની સહાયે આવ્યા એ પ્રમાણે એક જોરાવર લશ્કર લઈ સગરાણા આગ્રા ઉપર ચઢયો

**સંગની હાર** ૩ સગની સવારીની વાત સાભળી બાબર પણ પોતાનુ લશ્કર લેઇ સામે આવ્યો એના લશ્કરના આગલા ભા-

ગને રજપૂતોએ કાપી નાખ્યાથી બાબર મોરચો બાંધી છાવણી નાખી પડયો પંદર દિવસ સંધિ કરવામાં રોકાયો,તેમાં બાબરે સંગને દર વરસે ખંડણી આપવાની કબૂલ કરી પણ એ સંધિનું છેવટ નહિ આવ્યાથી બંને લશ્કર લઢવાને તૈયાર થયા. બાબરે દારૂ પીવાની પ્રતિજ્ઞા લેઇને તથા અસરકારક ભાષણ કરીને પોતાના લશ્કરને હિંમત આપી ફતેહપુર સીક્રી આગળ ઈ. સ. ૧૫૨૭ માં લડાઇ થઇ એ વખત મુસલમાનો નાસવાની તૈયારીમાં હતા, અને રજપૂતો જોરશોર મુસલમાનો ઉપર તૂટી પડયા હતા, તેવામાં રાયસેનનો તુવાર રાજા શિલાદિત્ય જે બાબર સાથે પ્રથમ સંધિ કરવામાં રોકાયો હતો ને જે રજપૂત લશ્કરની હરોલમાં હતો, તે દગો કરી બાબરને મળી ગયો હરોલનો ભાગ ફૂટવાથી રજપૂતો ગભરાયા, ને તેમના લશ્કરમાં ભંગાણ પડયું એથી મુસલમાનોએ જોરપર આવી મારો ચલાવ્યો ને રજપૂત સૈન્ય તારાજ કરી નાખ્યું સંગ એક હાથે ઠુંઠો, એક આંખે કાણો, ને એક પગે લંગડો હતો. એના શરીર ઉપર ૮૦ જખમો ગણી શકાતા હતા.

**બીજા મૂલક જીતવા.** ૪ સંગ જેવા બળવાન શત્રુને જીત્યાથી બાબરને પોતાનું રાજ્ય મજબૂત કરવામાં કોઇ આડે આવનાર રહ્યું નહિ, તેથી તેણે જીતેલા રાજ્યનો પાકો બંદોબસ્ત કરી ચંદેરીના રાજા મેદનીરાય ઉપર ચઢાઇ કરી એ રાજા બહાદૂરીથી લઢયો ને કેશરીયા કરી મરણ પામ્યો, ઇ. સ. ૧૫૨૮ એટલે એ રાજ્ય બાબરને હાથ આવ્યું. બાબરના પાટવી કુંવર હુમાયૂએ જુવાનપુર સુધીનો દેશ તાબે કર્યો, ગ્વાલિયર ને ગોહદ (ધોળપુર) ના રાજ્ય પણ જીત્યા વળી તેણે બિહાર પ્રાંત કબજે કરી બંગાળાના સ્વતંત્ર રાજાને વશ કર્યો

**બાબરનું મરણ** ૫ હિંદમાં આવ્યાને ચાર વરસ થયા તેવામાં એનો વહાલો દીકરો હુમાયૂ માંદો પડયો, ત્યારે મુલ્લાએ કહ્યું કે દીકરા કરતાં પણ વધારે વહાલી વસ્તુ ખુદાને અર્પણ કરવાથી તમારો દીકરો બચશે, માટે કોહીનૂર અર્પણ કરો. એ સાંભળી બાબરે કહ્યું કે તે કરતાં પણ વધારે વહાલો મારો પ્રાણ છે એમ

કહી હુમાયૂ પાછળ પ્રદક્ષિણા કરી ખુદાની બદગી કરી કે હુમાયૂને બચાવી મને લ્યો આ અત કરણની પ્રાર્થનાથી બાબર માંદો પડી-ને ૪૮ વરસની ઉમ્મરે મરણ પામ્યો. ઇ. સ ૧૫૩૦. એનુ મડદુ એની ઇચ્છા પ્રમાણે કાબુલમા લઇ જઈને દાટયુ એના મરણ વખતે કાબુલથી બિહારપ્રાત સુધીનો મૂલક એના તાબામા હતો

બાબરના ગુણ. ૬ બાબરે પોતાનુ જન્મચરિત્ર પોતાને હાથે તુર્કી ભાષામા લખેલુ છે, તે ઉપરથી જણાય છે કે એ બાર વરસની વયે ગાદીએ બેઠો ત્યારથી મરતા સુધી એનુ આયુષ્ય લઢાઈઓ લઢવામા ગયુ એને પ્રસગોપાત્ત કોઈવાર કઠોરતા કરવી પડી હતી, તે છતા તેનો મૂળ સ્વભાવ નિર્દય નહોતો તે પોતે વિદ્વાન હોઇને ફારસી તથા તુર્કી ભાષામા કાવ્ય બનાવતો હતો વળી અવકાશના સમયમા રસ્તા બધાવવા, ઝાડો રોપાવવા, કુવા, તળાવ ખોદાવવા તથા પાણીના નળ બધાવવા તરફ તે હમેશા લક્ષ આપતો એ લઢાઇમા હારે તોપણ હિમ્મત છોડતો નહિ, ને તાબેથનાર ઉપર ઘા કરતો નહિ

---

## પ્રકરણ ૨ જું.

## હુમાયૂ.

**૧. મોગલાઈના ભાગ ૨. અફઘાનોના બળવા. ૩. ગુજરાતના બહાદુરશાહ ઉપર ચઢાઈ ૪. હુમાયુંએ ગુજરાત જીત્યું. ૫. બંગાળા ઉપર સવારી ૬ હુમાયૂંની હાર. ૭. હુમાયૂની છેલ્લી હાર ને નાસવું ૮ હુમાયૂંનું ઇરાન જવું,**

મોગલાઇના ભાગ ૧. બાબરને ચાર દીકરા હતા હુમાયૂ, કામરાન, હિંદાલ, ને મીરજાઅસ્કરી. તેમા કાબુલ તથા કદહાર કામરાનને, બિરાર પ્રાત હિદાલને અને મેવાત પ્રાત મીરજાઅસ્કરીને આપી બાકીનુ આગ્રા અને દિલ્હીનુ રાજ્ય હુમાયૂ કરવા લાગ્યો. ઈ. સ ૧૫૬૦ હુમાયૂંએ મોટા મનથી રાજ્યના ભાગ પાડી પોતાના ભાઈઓને તે વહેચી આપ્યા. પણ તેથી મોગલાઇ બળના કટકા થયા તેથી તે નબળુ પડયુ. પઠાણ રાજ્ય ગયાને માત્ર ચારજ વરસ


હુમાયૂં.

થયા હતાં તેથી હજુ તેમનું પ્રબળ તૂટયું હોતું વળી તેઓ મોગલોને અંત કરણથી ધિક્કારતા હતા, તેથી તેને માત્ર પોતાનાજ લશ્કર ઉપર આધાર રાખવાનો હતો પરંતુ લશ્કરમા ભરતી કરવાનું ક્ષેત્ર માત્ર કાબુલમા હતુ,તે કામરાનને આપ્યાથી ધ થયુ અફઘાનોના બળવા ૨ હુમાયૂં ગાદીએ બેઠો કે જુવાનપુરના અફઘાનોએ બળવા કર્યો હુમાયૂએ તે સમાવ્યો,એવામા શેરખા નામે પઠાણે ચૂનારગઢનો કિલ્લો લઈ લીધો હુમાયૂએ ત્યા જઈ ચૂનારગઢ જીત્યો ને શેરખાને વશ કર્યો.

**ગુજરાતના બહાદૂરશાહ ઉપર ચઢાઇ.** ૩. ગુજરાતનો પાદશાહ બહાદૂરશાહ હતો. તેણે માળવાનુ રાજ્ય જીતીને ખાનદેશ, વરાડ ને અહમદનગરના રાજાઓને તાબે કર્યા હતા વળી તેણે ફિરંગીઓ સાથે યુદ્ધ કરીને વિજય મેળવ્યો હતો એણે હુમાયૂના એક બંડખોર સાળાને આશ્રય આપ્યો હતો. તેને તે હુમાયૂને સ્વાધીન કરતે નહોતો. વળી તેણે પાછલા લોદી પાદશાહના વંશજ અલ્લાઉદ્દીન લોદીને લશ્કર તથા નાણાની મદદ આપી દિલ્હીનું રાજ્ય જીતવાને મોકલ્યો, અને પોતે લશ્કર લેઈ ચિતોડ ઉપર ચઢયો. સંગના મૂઆ પછી રજપૂતો નબળા પડી ગયા હતા તેથી સંગના પુત્રને નસાડી તેણે ચિતોડ જીતી લીધુ બહાદૂરશાહ ચિતોડ ઉપર ચઢયો ત્યારે સગની સ્ત્રી કરણાવતીએ હુંમાયૂને ભાઈ તુલ્ય ગણી રક્ષા

મોકલીને પોતાના કુવરની મદદે બોલાવ્યો એ કરણાવતીનો સ્વામી સગ, જો કે બાબર સામે લઢયો હતો તોપણ હુમાયૂએ મોટા મનથી કરણાવતીની રક્ષા બાંધી તેને પોતાની બેન પ્રમાણે ગણી તેના કુવરની મદદે આવવા નીકળ્યો એ વખતે હુમાયૂ બગાળામા હતો તે શેરખાને હરાવીને ત્યા પોતાનો અમલ બેસાડતો હતો, તેવામા અલ્લાઉદ્દીન લોદી આગ્રા ઉપર આવવાના તથા બહાદૂર ચિતોડ ઉપર ચઢવાના સમાચાર મળ્યા તેથી તે તાબડતોબ આગ્રે આવ્યો ને અલ્લાઉદ્દીનને હરાવી ચિતોડ આવવા નિકળ્યો ઈ સ ૧૫૩૩

**હુમાયૂએ ગુજરાત જીત્યુ**, ૪ હુમાયૂ આવ્યો ત્યારે બહાદૂર ચિતોડ જીતીને મદેસરમા છાવણી નાખી પડેલો હતા તેથી હુમાયૂ માડુગઢ જીતી મદેસર આવ્યો ત્યા બહાદૂરની છાવણીમા અન્ન-પાણીનો તોટો પડવાથી તે નાસીને ચાપાનેર થઈ ખભાત ગયો ને ત્યાથી દીવ ગયો હુમાયૂ તેની પાછળ પડ્યો ને ચાપાનેર જીતીને આખો ગુજરાત પ્રાંત તેણે વશ કર્યો ઈ સ ૧૫૩૪.

**બગાળા ઉપર ફરી સવારી** ૫ હુમાયૂ ગુજરાતમા હતો, તેવામા શેરખાએ ફરીને બળવો કરી બગાળા જીત્યુ આવા સમાચાર મળવાથી મીરજા અસ્કરીને ગુજરાતનો સુબો ઠરાવી હુમાયૂ બગાળા ઉપર જવા નીકળ્યો હુમાયૂ ગયા પછી બહાદૂરે ફરીને ગુજરાત જીતી લીધુ ઈ સ ૧૫૩૬.

**હુમાયૂંની હાર.** ૬ હુમાયૂ આગ્રે થઈ બગાળે ગયો ને ચૂનારગઢ જીતી [ગૌડ] ઢાકા સુધીનો મલક તેણે તાબે કર્યો, પણ વર્ષાકાળ આવ્યાથી લડાઈ બધ પડી એવામા એની ફોજ એને છોડી જવા લાગી, એનો ભાઇ હિંદાલ પોતાની મુખાગીરી ઉપ-રથી જતો રહ્યો તથા શેરખાએ કનોજ સુધીનો મલક જીત્યો, એવા સમાચાર મળ્યાથી ને આગ્રે આવવા નિકળ્યો રસ્તામા મોગીર આગળ શત્રુની ફોજે એને હરાવ્યો શેરખાએ બકસર આ-ગળ એના ઉપર છાપો માર્યો તેમા હુમાયૂનુ લસ્કર નાશ પામ્યુ ને તે એકલો મહા મુસ્કેલીથી બચીને આગ્રે પહોચ્યો, અને એની

રાણી શત્રુને હાથે પકડાઇ ઇ સ ૧૫૩૯ પણ શેરખાએ તેને માનભેર આગ્રે મોકલી દીધી ને પછી એણે પાદશાહપદ ધારણ કર્યું

**હુમાયૂંની છેલ્લી હાર અને નાસવું** ૭ થોડી મુદ્દતમાં હુમાયૂં, કામરાન ને હિંદાલ ત્રણે ભાઇઓએ દિલ્હીમાં એકઠા થઈ એકમતથી લડાઇની તૈયારી કરી લશ્કર જમાવી ઈ સ ૧૫૪૦ માં હુમાયૂં શેરખા સામે લડવાને ચાલ્યો કનોજ આગળ બંનેના લશ્કર સામસામે થયાં હુમાયૂંએ લડાઇમાં સખ્ત હાર ખાધી તેથી તે પોતે નાસી ગયો ત્યાંથી તે દિલ્હી થઈ લાહોર ગયો, પણ કામરાન તેને મદદ કરે એમ નહિ જણાયાથી તથા પંજાબ પ્રાંત કામરાને શેરખાને આપી દીધાથી તે સિંધ જીતવાને ગયો ત્યાં દોઢ વરસ મથ્યો પણ તે નહિ મળવાથી તે અમરકોટ ગયો અહિં તેની રાણી હમીદાએ મહાન અકબરને જન્મ આપ્યો ઇ સ ૧૫૪૨

**હુમાયૂંનું ઈરાન જવું** ૮ અમરકોટના સોડા રાજા રાણાપ્રસાદે એને પંદર હજાર માણસની ફોજ મદદમાં આપી તે લેઇ હુમાયૂં પહેલો સિંધ જીતવાને નીકળ્યો, પણ તે જીતી શક્યો નહિ, ને મહા મુશ્કેલીથી ચાળીસ-પચાસ આદમીની સાથે તે કંદહારને માર્ગે ઇરાન ગયો ૧૫૪૩, તે વખતે મીરજાઅસ્કરી કંદહારમાં અધિકારી હતો તેનો ઈરાદો હુમાયૂંને પકડવાનો હતો, પણ તેમ બની શક્યું નહિ માત્ર તેની રાણી હમીદા ને બાળકુંવર અકબર તેના તાબામાં આવ્યાં તેમને એણે કેદ કર્યાં

---

## પ્રકરણ ૩ જું.

### પુનઃ પઠાણ રાજ્ય.

### સૂરકૂળના પાદશાહ.

૧. શેરખા ૨. શેરખાંની જોધપુર ઉપર સવારી ૩ શેરખાંનું મરણ ૪ શેરખાંની રાજનીતિ ૫ સલીમશાહ ૬ આદીલશાહ ૭ મોગલાઈ રાજ્યની પુનઃ સ્થાપના. ૮ હુમાયૂંના ગુણ

**શેરખાં.** ૧. શેરખાનો દાદો પેશાવર નજીક રહેતો હતો ત્યાંથી તે બહિલોલ લોદીના વખતમા ચાકરી ખોળવાને દિલ્હી આવ્યો. તેના દીકરાને બગાળાના સુબાએ ૫૦૦ સવારોની સરદારી ને જાગીર આપી શેરખાનુ મૂળ નામ ફરીદખા હતુ ને તે સૂરકૂળનો પઠાણ હતો ઈબ્રાહિમ લોદીના વખતમા બહાર પ્રાતનો સુબો સ્વતત્ર થયો હતો, તેને ત્યા ફરીદ નોકર રહ્યો તે સુબાની સાથે એક વખત શિકારે ગયો હતો ત્યા તેણે એક વાઘને એકજ ઝટકાથી મારી નાખ્યો તેથી તેણે તેને શેરખાનો ઇલ્કાબ આપ્યો ને ત્યારથી તે તેજ નામથી ઓળખાયો એ પોતાની ચતુરાઈ, બહાદૂરી ને લઢાઈમા કુશળતા બતાવી, પઠાણબળ એકત્ર કરી મોગલોને હરાવી પોતે રાજ્યનો ધણી થયો

**શેરખાંની જોધપુર ઉપર સવારી.** ૨ ઈ સ ૧૫૪૦મા ગાદીએ બેઠા પછી એણે માળવા પ્રાત જીત્યો ને ત્યાથી તે ઈ. સ. ૧૫૪૧ મા જોધપુરના રાજા માલદેવ ઉપર ચઢયો ત્યા ઘણા દિવસ સુધી લઢાઇ ચાલી પણ તેનો જય થયો નહિ, ત્યારે તેણે રાઠોડના એક મોટા સરદારને ફોડવાની યુક્તિ કરી તેણે તે રાઠોડ સરદારના નામથી પત્ર લખી માલદેવના હાથમા જાય એવી રીતે મોકલ્યો તેમા તે સરદારે ફૂટવાનુ કબૂલ કર્યાથી તેને જોધપુરની જાગીર આપવાની શેરખાએ કબૂલાત કરી હતી આ કાગળ માલદેવના હાથમા આવ્યાથી તેણે તે સરદારને બોલાવીને વચાવ્યો ત્યારે તેણે કહ્યુ કે શેરખાએ મારી નિમકહલાલી ને સ્વામી ભક્તિને બટ્ટો લગાડવાને આ દગો કર્યો છે, પણ હુ તેને ખાતરી કરી આપીશ, એમ કહી તેણે માત્ર પોતાના જ લશ્કરવડે શેરખાના અમાવધ લશ્કર ઉપર એકદમ છાપો માર્યો ને તેને નસાડયો. આખુ રાઠોડ સૈન્ય એ જોઈ શેરખાના લશ્કર ઉપર તૂટી પડયુ, તેથી તે હારી પાછો ગયો

**શેરખાંનું મરણ.** ૩. બીજે વર્ષે તેણે રાયસેનના કિલ્લા ઉપર ઘેરો ઘાલ્યો. ઘેરાયલા લશ્કરે બહાદૂરી બતાવ્યાથી તેને અભય વચન આપી કિલ્લો સર કર્યો, ને કિલ્લેદારોને દગો કરી કાપી ના-

ખ્યા. ત્યાથી તે કલિંજર ઉપર ચઢ્યો. ત્યા એનુ દારૂખાનુ સળગી ઉઠવાથી તેમા તે દાઝયો ને મરણુ પામ્યો ઇ. સ ૧૫૪૫

**શેરખાંની રાજ્યનીતિ** ૪ એ પાદશાહ બહુ ડાહ્યો ને પરાક્રમી હતો. એણે બીજા પઠાણુ પાદશાહની પેઠે એની હિંદુ પ્રજાને દુઃખ નહિ દેતા તેને શાત ને આબાદ કરી બગાળાથી સિધુ નદી સુધી એક મોટા રસ્તો કરાવ્યો હતો, ને તેની ઉપર ઝાડો રોપાવ્યા હતાં ઠેકાણે ઠેકાણે ધર્મશાળા, કૂવા બધાવી અન્નક્ષેત્ર મડાવ્યા હતા. લોભને લીધે વિશ્વાસઘાત કરી તેને રાયસેનના કિલ્લેદારોને માર્યા, એજ માત્ર એણે મોટુ પાપ કર્યું હતું ને તેનું ફળ પરમેશ્વરે તેને બીજે વરસે આપ્યુ

**સલીમશાહ.** ૫ શેરખાના મોટા દીકરા આદીલમા રાજ્ય કરવાનો દમ ન હોવાથી સરદારોએ શેરખાના નાના દીકરા સલીમશાહને ગાદી આપી એ પાદશાહ શૂરો ને હોશિયાર હતો. એણે દિલ્હીમા એક રાજ્યમહેલ બધાવ્યો એણે એના બાપનુ મેળવેલું રાજ્ય સાચવીને આબાદ કર્યું તથા શેરખાના લોકોપયોગી કામો પૂરા કરી તેમા વધારો કર્યો. એ પાદશાહ નવ વરસ રાજ્ય કરી ઇ સ. ૧૫૫૩ મા મરણુ પામ્યો.

**આદીલશાહ.** ૬. સલીમશાહના બાળકુવરને મારીને શેરખાનો મોટો દીકરો પાદશાહ થયો પણુ તે જાતે નબળો હતો તેણે ધોતાળપણાથી ખજાનો ખાલી કર્યો,તથા મોટા મોટા સરદારોની જાગીરો લઇ નાલાયક માણુસોને આપવા માડી, તેથી દેશમા બડો ઉઠયા એના સાળા ઇબ્રાહિમસૂરે બળવો કરી દિલ્હી ને આગ્રા જીતી લીધા આદીલશાહ બગાળામા નાસી ગયો ત્યા ઇબ્રાહિમે તેના ઉપર સવારી કરી. પણુ આદીલશાહના વજીર હેમુએ તેને હરાવ્યો પજાબમા શેરખાનો ભત્રિજો અહમદખા સુબો હતો. તેણે બળવો કરી દિલ્હી ને આગ્રા લેઈ લીધા, ને સિકદર એ નામથી તે પાદશાહ થયો.

**મોગલાઇ રાજ્યની પુન સ્થાપના** ૭, ઇ. સ. ૧૫૪૩ મા હુમાયૂ ઇરાનમા નાસી ગયો હતો, ત્યા તે માત્ર ત્રણુ વરસ રહ્યો

ત્યાના પાદશાહ તમસ્પે ચોદ હજાર સવાર હુમાયૂને મદદે આપ્યા, તેવડે મીરજાઅસ્કરી પાસેથી કંદહાર જીતી લીધુ બીજો ભાઇ કામરાન કાબુલમા હતો તેણે હુમાયૂની રાણી તથા કુવર અકબરને કેદમા રાખ્યા હતા, તેના ઉપર હુમાયૂએ સવારી કરી હરાવ્યો ને તેની આખો ફોડી ત્યાથી પદર હજાર માણસની ફોજ લઇ હુમાયૂ પજાબમા પેઠો ને તે પ્રાત તેણે કબજે કર્યો. ત્યાથી આગળ વધી સિકદર પાસેથી દિલ્હી તથા આગ્રા પણ જીતી લીધા ઈ સ, ૧૫૫૫ પરતુ થોડીજ મુદતમા તે દાદરા ઉપરથી પડીને મરણ પામ્યો ઈ સ ૧૫૫૬

**હુમાયૂંના ગુણ** ૮ હુમાયૂ સ્વભાવે દયાળુ, માયાળુ, નમ્ર, સાદો મોટા મનનો ને બહાદર હતો તોપણ લશ્કરી સરદાર તરીકે કુશળ ન હોવાથી, શેરખા જેવા કુશળ સરદારથી તે હાર પામ્યો

---

## પ્રકરણ ૪ થુ.

### મોગલાઈ રાજ્ય

### अकबर.

**૧ હેમુની સવારી ૨ હેમુના ગુણ ૩ અકબર બહેરામથી છૂટો થાય છે ૪ શરૂઆતની મુશ્કેલીઓ ૫ મોગલ સરદારોને વશ કરવા ૬ અકબર હિંદુઓને મેળવી લે છે ૭ ચિતોડ ઉપર ચઢાઇ ૮ રાણો પ્રતાપસિંગ ૯ ગુજરાતનુ જીતાવું ૧૦. ઓઢીઆની જીત. ૧૧ બગાળા. ૧૨ મીરજા હકીમનો બળવો ૧૩ કાશ્મિર ૧૪ યુસફજી લોકોનો બળવો. ૧૫ સિંધ ૧૬ દક્ષિણનાં રાજ્ય ૧૭ અહમદનગરનું રાજ્ય ૧૮ અહમદનગરના રાજ્યની પુનસ્થાપના ૧૯ ખાનદેશ ખાલસા કર્યો ૨૦ સલીમનો બળવો ૨૧ પાદશાહનું મરણ ૨૨ અકબરના ગુણ ૨૩. અકબરનો નવો પંથ ૨૪ હિંદુઓને હોદ્દા આપવા. ૨૫ પ્રજાપ્રેમ સપાદન કરવો ૨૬ જમાબંદી. ૨૭. રાજ્ય વહિવટ ૨૮. અકબરના વિદ્વાનો. ૨૯ અકબરની મહત્તા.**

**હેમુની સવારી.**૧ હુમાયૂ મરણ પામ્યો તે વખતે અકબર પંજાબમા હતો એવામા આદીલીના વજીર હેમુએ મોગલો પાસેથી દિલ્હીને આગ્રા પાછા જીતી લેવાને સવારી કરી આગ્રા જીતીને દિલ્હીના કિલેદાર તારતીબેગ પાસેથી દિલ્હી પણ તેણે જીત્યુ આ સમાચાર સાભળી અકબર પોતાનુ સૈન્ય લેઇ તેની સામે આવ્યો પાણીપતના રણક્ષેત્રમા બન્ને વચ્ચે યુદ્ધ થયુ, હેમુની આખમા એક તીર વાગ્યુ, તોપણ તે બહુ બહાદૂરીથી લઢયો પણ અંતે તે હાર્યો ને કેદ પકડાયો એ વખતે પાદશાહનો મૂખ્ય મદદગાર તેનો વજીર બહેરામખાન હતો પાદશાહ નાનો હોવાથી તેના રક્ષકનું ને રાજ્યના બંદોબસ્તનુ કામ તે કરતો બહેરામખાને પગ્ધર્મી હેમુનો શિરચ્છેદ કરવાનુ પાદશાહને કહ્યું,ત્યારે અકબર મોટા મનથી પણ દઢનાથી બોલ્યો કે તાબે થયેલા ઘાયલ શત્રુ ઉપર હુ ઘા કરવાનો ન ી એથી બહેરામને માઠુ લાગ્યુ ને એણેજ તેનો શિરચ્છેદ કર્યો નાની વય છતા અકબર કેવો દયાળુ ને મોટા મનનો હતો [2]

**હેમુના ગુણ.** ૨ હેમુ જાતનો વાણીઓ હતો છતા તે બહાદૂર, બુદ્ધિવાન, દીર્ઘદૃષ્ટિવાળો ને શાણો હતો. તે હલકી પદ્દી ઉપરથી પોતાના સારા ગુણો વડે પાદશાહની વજીરાત પામ્યો, એટલુજ નહિ પણ પઠાણ જેવા અભિમાની ને તોફાની લોકોને વશ કરી તેનો સેનાપતિ થયો, અને પોતાના સ્વામીની વતી દિલ્હી ને આગ્રા જીતીને મોગલોના બહાદુર સરદારો સામો થઇ શક્યો. પઠાણ પાદશાહોના સમયમા હિંદુમથી માત્ર હેમુજ એટલી ઉંચી પાયરીએ ચઢયો હતો. એના મરણથી આદીલીનો મૂખ્ય આધાર ગયો, ને તે પોતે પણ બગાળાનું એક બંડ સમાવતા મરણ પામ્યો

**અકબર બહેરામથી છૂટો થાય છે** ૩. બહેરામ બહાદુર ને નિમકહલાલ પણ નિર્દય અને અવિવેકી હતો એણે બાબરનો સોબતી ને હુમાયુને ઉપયોગી થઈ પડેલો દિલ્હીનો સુબો તારતીબેગ હતો તેને મરાવ્યો તેમજ બીજા એક અમીરને પણ નાના સરખા અપરાધ માટે મરાવ્યો, તથા પાદશાહના ગુરૂને દેશપાર કર્યો. આવી વર્તણુકથી અકબરને માઠુ લાગ્યુ. બહેરામના કઠણ સ્વભાવથી બીજા

મોગલ સરદારો પણ તેનાથી કંટાળ્યા હતા, તેથી અકબરે બહેરામથી સ્વતંત્ર થવાને ઇચ્છયુ. તેણે આગ્રેથી દિલ્હી જઇ ઢંઢેરો પીટાવ્યો કે આજથી હું પાદશાહ છુ રાજ્યમા મારા સિવાય કોઇનો હુકમ માનવો નહિ આ સાભળી બહેરામને માઠુ લાગ્યુ. તેથી તેણે પંજાબમા જઇ બળવો કર્યો, પણ પાદશાહે તેને હરાવ્યાથીતે શરણે આવ્યો અકબરે તેણે કરેલા ઉપકાર સભારીને તેનો ગુન્હો માફ કર્યો, ને તેને કહ્યુ કે તમે દાનો દરબારમા મોટા અધિકાર ઉપર રહો, અથવા કોઇ પણ ઠેકાણે સુબાનુ કામ કરો કે મક્કે જાઓ બહેરામે મક્કે જવાનુ પસદ કર્યું ને ત્યા જવાને તે ગુજરાત ભણી ચાલ્યો. તેણે પહેલા કોઇ અફઘાનને ઘાત કરાવ્યો હશે, તેથી તેના છોકરાએ આવીને તેને માર્ગમાજ માર્ર નાખ્યો ઈ સ ૧૫૬૦

**શરૂઆતની મુશ્કેલીઓ.** ૪ બહેરામથી છૂટયા પછી આખ રાજ્યનુ જોખમ અકબરને માથે આવી પડયુ. તે વખતે તે માત્ર ૧૮ વર્ષની કાચી વયનો હતો, પણ તે એટલો બુદ્ધિમાન, દીર્ઘદૃષ્ટિવાળો ચપળ, બહાદૂર ને દઢ હતો કે તે વડે તેણે પોતાનુ રાજ્ય સાચવ્ એટલુજ નહિ, પણ તે પોતાનુ નામ અમર કરી ગયો ભરતખડન સઘળા પાદશાહો કરતા તે ઉત્તમ નીવડયો અને દુનિયામા પણ એન જેવા પાદશાહો થોડાજ થયા છે મોગલો પરદેશી ને પરધર્મી હતા તેથી ભરતખડની પ્રજા તેમને ચહાતી નહોતી વળી આગલા પઠાણ પાદશાહોની જાતના સિપાઇ, સરદાર ને લોક એકઠામા છતા હિં દના મોગલાને વધારે ધિક્કારતા, કેમકે મોગલો તેમનુ રાજ્ય પચા પડનારા હતા મોગલો પણ અકબર બાળક હોવાથી તથા બહેરામને ભય ગયાથી સ્વતંત્ર થવાને ઇચ્છતા હતા આ પ્રમાણે અકબરને હિંદુ પઠાણ ને મોગલ સઘળા તરફથી ભય હતું, ને તે સઘળાનો બદોબસ્ત કરવાનો હતો ઘણી સમયસૂચકતા વાપરી અકબર તે સઘળામાંથી સલામત પાર ઉતર્યો, ને તેણે મોગલાઇ રાજ્ય મજબૂત કર્યું પઠાણ તુર્ક પાદશાહોના વખતમા અફઘાનિસ્તાન, ઇરાન ને તુર્કસ્તાનમાંથી ઘણા લોક આવી લશ્કરની ભરતી કરતા. આ દેશમા પણ એ લોક

વસ્તી ઘણી હોવાથી તેઓ પણ લશ્કરમાં નોકર રહેતા, પણ અકબરને તો કોઈ તરફથી મદદની આશા નહોતી. તેના વખતમાં કાબુલ મીરજાહકીમ (કામરાનના દીકરા) ના તાબામાં હતું અકબર નાનો હોવાથી તે તેની વિરૂદ્ધ હતો તથા રાજ્ય પચાવી પડવાની તેની ઇચ્છા હતી. વળી બીજા પણ કેટલાક મોગલ સરદારો સ્વતંત્ર થવાને ચહાતા હોવાથી તેમની મદદની પણ આશા નહોતી પરંતુ આ સર્વ સંકટને પૂરો પડે તેવો અકબર હતો,

**મોગલ સરદારોને વશ કરવા**.૫ અકબરે મોગલ સરદારોનો બંદોબસ્ત કરવાનું પ્રથમ ધાર્યું તેના ખાનજમાન નામે સરદારે પ્રથમ બળવો કર્યો, તથા માળવાના બંદોબસ્ત માટે મોકલેલો અબદુલ્લાખાન ગુજરાતના પાદશાહને મળી ગયો ખાનજમાને અયોધ્યા ને પ્રયાગ જીતી લીધા તેથી અકબરે પંડે થોડાજ લશ્કર વડે એકદમ ઓચિંતા જઈને છાપો મારી ખાનજમાનને હરાવ્યો, ને માર્યો બહાદુરખાનની ઉત્તરના મબલ પ્રાંતના હાકેમ સુલતાન મિરજાના છોકરાઓએ બળવો કર્યો પાદશાહે તે બળવો સમાવ્યાથી એ છોકરા ગુજરાતના પાદશાહને આશ્રયે ગયા અકબરના ભાઇ મીરજાહકીમે આવી પંજાબ જીત્યું પણ અકબરે તેને હરાવીને પાછો કાબુલ કાઢયો. ઈ સ ૧૫૬૬ એ રીતે એણે ૭ વરસની અંદર પોતાના રાજ્યના સઘળા મોગલ બળવા સમાવી સમાધાની કરી, તથા બંડખોરો ઉપર દયા બતાવી, ને મોગલ સરદારોના મનમાં ભયની સાથે પ્રેમ ઉત્પન્ન કર્યો

**અકબર હિન્દુઓને મેળવી લે છે** ૬ અકબરની ધારણા એવી હતી કે હિંદુ પ્રજાને મુસલમાન પ્રજાની સમાન પાળીને તથા સઘળી પ્રજા તરફ સમાન દૃષ્ટિ રાખીને તેમનો પ્રેમ સંપાદન કરવો, જેથી પઠાણ પાદશાહોના વારામાં જેમ હિન્દુ પ્રજા વારંવાર સામી થતી તેમ સામી થાય નહિ તથા તેમની સાથે સગપણની ગાંઠથી બંધાય તો તેઓ પોતાને જરૂર પડે તો પૂર્ણ પ્રેમથી મદદ કરે. આ ધારણા પાર પાડવાને તેણે પ્રથમ તો હિંદુઓ

ઉપરના જાત્રા તથા જજીઆવેરા કાઢી નાખ્યા મનુષ્ય પોતાને પસંદ પડે તે ધર્મ પાળે તેમ રાજ્ય તરફથી અડચણુ નાખવી કે જૂલમ કરવો નહીં એવું જાહેર કર્યું એણે રાજ્ય ધનથી મુસલમાની ધર્મને ઉત્તેજન આપ્યુ નહિ ને હિંદુ ધર્મને અડચણુ કરી નહિ, તેથી એની મુસલમાન પ્રજા એને નાસ્તિક કહેતી તોપણુ તેથી એની હિંદુ પ્રજા અતોખાઇ



માનસિંહ



જોધબા

હિંદુઓને વશ કરવાને એણે બીજી યુક્તિ આ પ્રમાણે કરી પ્રથમ એણે જયપુરના રાજા બહારમલ ઉપર સવારી કરીને તેને હરાવ્યો ને તેની કુંવરી વેરે પોતે પરણ્યો તેમજ જોધપુરના રાજા માલદેવની કુંવરી*વેરે પણ તે પરણ્યો પોતાના છોકરાને પણ રજપૂત કન્યા પરણાવી હતી એ પ્રમાણે રાજ્યસ્થાનના મોટા રાજ્યો સાથે સગાઇ કરીને તેમને પોતાના પક્ષમા લીધા એટલુજ નાહ,

* કુંવરીનું નામ જોધબા હતુ ને તેનો દીકરો સલીમ હતો.

પણ ત્યાંના રાજાઓને પોતાના રાજ્યમા સુબાઓની તથા સરદારોની જગા આપી જયપુરના રાજા બહારમલ પછી થયેલા ભગવાનદાસને પંજાબની સુબાગીરી ઉપર નીમ્યો, તથા એ ભગવાનદાસના દિકરા માનસિંગને પોતાના લશ્કરમા મોટા સરદારની જગા આપી. એ સિવાય બીજા રજપૂત રાજ્યો પણ તાબે કરીને તથા સગપણ કરીને ત્યાના રાજાઓને લાયકી પ્રમાણે સરદારો બનાવ્યા

**ચિતોડ ઉપર ચઢાઇ** ૭. ચિતોડના રાણા માત્ર અકબર સાથે સગપણ કરવામા ન ભળ્યા મુસલમાનોને દીકરી દેવી એ હલકુ કામ ગણી તેમણે પોતાની કન્યા ન દીધી, એટલુજ નહિ, પણ તેમના પટાવતોએ પણ ન દીધી. ચિતોડના સિસોદિઆ હિંદુસ્તાનમા એક પ્રજાભાવ ઉત્પન્ન કરવાના અકબરના એ મહાન કાર્યમા ન ભળ્યા, અને જે ભળ્યા હતા તેમને હલકા ગણી અપમાન આપવા લાગ્યા તેથી અકબરે ચિતોડ ઉપર ચઢાઇ કરી ઇ. સ ૧૫૬૮ તે વખતે ચિતોડમા સગનો પુત્ર ઉદયસિંગ રાજ્ય કરતો હતો તે અકબર આવ્યાની વાત સાભળી ડુંગરમા નાસી ગયો પણ તેના સરદારો અને લશ્કર નાઠા નહિ તેમણે અતલગી ચિતોડનો બચાવ કરવાનો ઠરાવ કર્યો રજપૂતોની દ્રઢતા આગળ હલ્લો કરીને ચિતોડગઢ લેવાય તેમ ન હોવાથી સુરંગ ફોડવાનો અકબરે ઠરાવ કર્યો ઉદેસિંગ નાસી ગયો હતો તેથી તેનો મુખ્ય પટાવત સલુબર ચિતોડી લશ્કરનો આગેવાન હતો. તે મરાયાથી તેની જગાએ તેનો નાનો ભાઇ પ્રતાપસિંગ થયો તે સોળ વરસનો હતો. તે, તેની સ્ત્રી અને માતા બહાદુરીથી લઢતા લઢતા રણમા પડયા. એ પ્રમાણે રાણાના સગા મરાયાથી લશ્કરની સરદારી જયમલે લીધી એ જયમલ બેદનુરનો મેડતીઆ જાતનો રાઠોડ પટાવત હતો. તેણે બહાદુરીથી અકબરના હુમલા પાછા વાળ્યા સુરંગ ફુટવાથી કિલ્લો તૂટયો હતો, તે જગા રાત્રે જયમલ સમી કરાવતો હતો, તેવામા, અકબરે ગોળી મારીને તેને મારી નાખ્યો, તેથી ચિતોડ જીતાયુ સઘળા રજપૂતો કેશરીઆ કરી રણમા પડયા ને સ્ત્રીઓ મહેલમા આગ લગાડી બળી મૂઇ, પ્રતાપે ને જયમલે પોતાના

ગજાના નાકા પછી પણ જે પરાક્રમ કર્યુ, તે જોઇ અકબર તાજુબ થયો તેથી દિલ્હીના પોતાના મહેલના દરવાજા આગળ બે બાજુએ બે હાથી ઉપર એ બને પરાક્રમી યોદ્ધાની યાદગીરી રાખવાને એ બાવના કરી બેસાડ્યા ચિતોડ જીત્યુ, પણ સિસોદિઆ જીતાયા નહિ એ પછી ચાર વરસમા ઉદેસિગ મરી ગયો તે અરવલીની ખીણુમા પોતાના નામથી ઉદેપુર નામે ગામ વસાવી રહેતો હતો ત્યાજ રાજ્ય ગાદી કરી સિસોદીઆ રાણા રહેવા લાગ્યા

રાણો પ્રતાપસિંગ ૮ ઉદેસિગ પછી તેનો પુત્ર પ્રતાપસિગ રાણો થયો, તે ઉદેસિગ જેવો બીકણ હોતો એના વડીલા કુભા ને સગ જેવો પરાક્રમી હતો તે અકબરને નમ્યો નહિ તેને નમાવવા માટે અકબરે પોતાના દીકરા સલીમને તથા જેપુરવાળા માનસિગને મોકલ્યા પાછલી લડાઈઓમા સિસોદિઆ ને તેમના મદદગાર પટાવતોના ઘણા કપાઈ ગયાથી પ્રતાપસિંગ માત્ર બાવીસ હજાર લશ્કર જમાવી શક્યો તેટલા વડ તેણે



પ્રતાપસિગ

હલદીઘાટ રોક્યો ત્યાથી તેઓ મોગલોના જબરા લશ્કર ઉપર તૂટી પડ્યા, તેમા રજપૂતો ઘણા કપાઇ ગયા અને પ્રતાપસિગ મહા મુશ્કલીથી બચ્યો ઈ સ ૧૫૭૬. મુસલમાનો તેને પકડવા પાછળ પડ્યા પકડાઇ જવાના નિરતર ભય વચ્ચે માત્ર પોતાના થોડાજ આગ્રહી સરદારો સાથે તે ઘણા ઘણા કષ્ટ વેઠી આ ડુગરેથી આ

ડુંગર એમ ભટક્યો અને આગ્રહ, ધીરજ, ઉદ્યોગ, દૃઢતા ને બહાદુરીથી તેણે પોતાનું રાજ્ય પાછું મેળવ્યું તે સમયે અકબરનું લક્ષ બીજાં રાજ્યો જીતવા તરફ લાગ્યાથી તથા પ્રતાપ જેવા વીર પુરુષને હવે વધારે હેરાન કરવો નહિ, એવા મોટા મનથી પ્રતાપસિંગ મરતાં સુધી નિરાંતે રાજ્ય કરી શક્યો, તથા રજપૂતોની આબરૂ જાળવી શક્યો ઈ સ ૧૫૯૭

**ગુજરાત જીતવું. ૯** એ પ્રમાણે રજપૂત રાજ્યો વશ કરીને તથા સગપણની સ્નેહગાંઠ બાંધી તેમની સહાય મેળવીને તેણે નર્મદાની ઉત્તરના સ્વતંત્ર થઈ ગયેલા મુસલમાની રાજ્યો જીતવા તરફ લક્ષ દોડાવ્યું પ્રથમ તેણે પંજાબથી બહાર સુધીના નાના હાકેમોને જેર કર્યા એટલે માળવા, ગુજરાત, ઓડીઆ, બંગાળા, કાશ્મિર ને સિંધ એટલાં સ્વતંત્ર રાજ્યો તેને જીતવાનાં હતાં પ્રથમ તેણે ઈ સ ૧૫૭૨ માં માળવા જીત્યું તે વખતે ગુજરાતનો બાદશાહ નબળો હતો, તેથી ઘણા બંડખોરો ત્યાં એકઠા થયેલા હતા, પાદશાહ ત્રીજા મજફર પાસેથી ઐતિમાદખાન નામે ઉમરાવે રાજ્યસત્તા લેઈ લીધી હતી પણ તે બંડખોરોનું સમાધાન કરી શક્યો નહિ, તેથી તેણે એ પ્રાંત જીતી લેવાને અકબરને તેડું મોકલ્યું અકબરે આવીને ગુજરાત જીત્યું, ને રાજ્યનો બંદોબસ્ત કર્યો ઈ સ ૧૫૭૩ અકબરના ગયા પછી વળી બળવો થયો તેથી ચોમાસામાં લાંબી લાંબી મજલો કરી પાદશાહ નવ દિવસમાં આગ્રેથી ગુજરાતમાં આવ્યો ને થોડું લશ્કર છતાં હિંમતથી ને ચતુરાઈથી બળવાખોરોને તેણે જેર કર્યા, તથા સમાધાની કરીને તે પાછો ગયો આગળ જતાં પાદશાહ મુજફ્ફરે બળવો કર્યો, પણ તે પકડાયો ને આગ્રે લઈ જતાં રસ્તામાંજ આપઘાત કરીને મરણ પામ્યો ઈ સ. ૧૫૭૩.

**ઓઢીઆની જીત ૧૦** તે સમયે ઓઢીઆ પ્રાંતમાં સ્વતંત્ર રજપૂત રાજાઓ રાજ્ય કરતા હતા તેમની પાસેથી અકબરના સેનાપતિ ટોડરમલે ઈ સ ૧૫૭૪ માં આખો પ્રાંત જીતીને દિલ્હીની પાદશાહતમાં મેળવ્યો.

**બંગાળા** ૧૧ બંગાળામાં શેરખાના વંશજ સ્વતંત્રપણે રાજ્ય કરતા હતા. ઈ. સ ૧૫૭૫ મા દાઉદ નામે રાજા હતો તેના ઉપર સવારી કરીને અકબરે બહારપ્રાંત સુધીનો મલક જીત્યો ઇ સ ૧૫૭૬ મા અકબરના સરદાર ટોડલમને તથા માનસિંગે બંગાળા ઉપર ચઢાઈ કરી દાઉદને માર્યો ને એ પ્રાંત ખાલસા કર્યો તે પછી ત્યા ઇ સ ૧૫૮૦, ૧૫૯૨ ને ૧૬૦૦ મા બંડ થયા, તે રાજા માનસિંગે તથા ટોડરમલે સમાવ્યા, ને બંડખોરના આગેવાનોને જાગીર આપી શાંત પાડયા

**મીરજા હકીમનો બળવો** ૧૨ અકબરના સરદારો બંગાળામા રોકાયા હતા, તેવામા ઈ સ ૧૫૮૧ મા તેના ભાઈ કાબુલવાળા મીરજાહકીમે પંજાબ ઉપર સવારી કરી ત્યાના સુબાને કાઢી મૂક્યો, તેથી અકબરે પડે પંજાબમા આવીને હકીમને નસાડયો અકબરે આગળ વધીને કાબુલ પણ જીતી લીધું હકીમ શરણે આવ્યાથી તેને કાબુલનો સુબો બનાવી અકબર પંજાબમા પાછો આવ્યો ત્યા આવતા સિંધુની આ પાર તેણે અટક નામે કિલ્લો બંધાવ્યો, તે હજુ પણ છે પંજાબમા રાજા ભગવાનદાસને સુબો ઠરાવી પોતે રાજધાનીમા આવ્યો

**કાશ્મિર** ૧૩ ઇ ૧૫૮૫ મા મીરજાહકીમ મરી ગયાથી પાદશાહ અટકને કિલ્લે આવ્યો, ત્યાથી તેણે રાજા ભગવાનદાસને લશ્કર આપી કાશ્મિર જીતવાને મોકલ્યો. તે વખતે કાશ્મિરમા પાછળ કહેલા મીરના વંશજો રાજ્ય કરતા હતા તેમની પાસે અકબરનું ઉપરીપણું કબુલ કરાવી ભગવાનદાસ પાછો આવ્યો. બીજે વરસે પાદશાહે બીજી વાર લશ્કર મોકલ્યુ, ત્યારે કાશ્મિરનો રાજા શરણે આવ્યો અકબરે તેને બહાર પ્રાંતમા જાગીર આપીને એ પ્રાંત ખાલસા કર્યો ઈ સ ૧૫૮૬.

**યુસફજી લોકનો બળવો** ૧૪ હિંદની વાયવ્ય કોણમા બાયજીદ નામે અફઘાને રોશનયે નામે એક નવો પંથ કહાડયો તે લોકોનો જલાલ નામે એક સરદાર ઈ સ ૧૫૮૫ મા કાબુલ તરફ લૂટફાટ કરતો હતો તેનો બંદોબસ્ત કરવાને અકબરે રાજા બીરબલ

તથા પોતાના દૂધભાઇ જૈનખાને લશ્કર આપીને મોકલ્યા ઇ સ ૧૫૮૬. એ સરદારોનુ પ્રથમ કાંઇ ન ચાલ્યુ ત્યારે અકબરે બીજુ સૈન્ય તેમની મદદે મોકલ્યુ પણ અફઘાનોએ તેમને ઓચિંતા ઘાટમા ઘેરી લીધા રાજા બીરબલ મરાયો ને અકબરના સઘળા સૈન્યનો નાશ થયો જૈનખા એકલો નાશીને અટક આવ્યો એ સમાચારથી અને તેમા પોતાના મિત્ર બીરબલના મોતથી અકબર બહુ ખિન્ન થયો તેણે જૈનખાનુ મોં પણ ન જોયુ અકબરે તરતજ રાજા માનસિંગ તથા ટોડરમલને બોલાવીને લશ્કર આપી જલાલન ઉપર મોકલ્યા તેમણે કેટલીક વારે જલાલને હરાવીને તેનો પરાજય કર્યો ઈ સ. ૧૫૮૫ પરતુ તે ઈ સ ૧૬૦૦ મા મરણ પામ્યો, ત્યા સુધી ટટો કરતો બધ પડયો નહિ. એ યુસફજી અથવા રોશનયે લોક પૂરેપૂરા કોઇને તાબે ન થતા આજ સુધી સ્વતત્ર છે

**સિંધ.** ૧૫ સિધમા તે વખતે મુસલમાન થઇ ગયેલો સુમાના જાતનો જામ રાજા રાજ્ય કરતો હતો, તેના ઉપર અકબરે બે વાર લશ્કર મોકલીને એ પ્રાત ઇ સ ૧૫૯૨ મા ખાલસા કર્યો તથા ત્યાના રાજાને જાગીર આપી. અકબર ગાદીએ બેઠો એવામા કદહાર ઇરાની લોકોએ જીતી લીધુ હતુ એ લોકને આગળ જતા માહોમાહે કજીઓ થવાથી એ પ્રાત પણ અકબરને મળ્યો ૧૫૯૪

**દક્ષિણનાં રાજ્યો.** ૧૬ એ પ્રમાણે નર્મદાની ઉત્તરનો સઘળો મુલક તાબે કર્યો પછી અકબરે દક્ષિણના સ્વતત્ર મુસલમાની રાજ્યો જીતવા તરફ લક્ષ દોડાવ્યુ. એ સમયે દક્ષિણમા બ્રાહ્મણીવશનુ રાજ્ય તૂટીને તેના પાચ ભાગ પડી ગયા હતા વરગુળનુ હિદુરાજ્ય બ્રાહ્મણી રાજમા જોડાઇ ગયુ હતુ વિજયનગરનુ હિદુ રાજ્ય રામરાજાને હરાવીને વિજાપુરવાળાએ જીત્યુ હતુ વિજયનગરના તાબાના નાના નાના ખડીઆ રાજા ખડણી આપીને બચી ગયા હતા ગાવિલગઢનુ રાજ્ય અહમદનગરના સુલતાનોએ જીત્યુ હતુ અકબરે દક્ષિણ જીતવાનો વિચાર કર્યો, તે વખતે ત્યા ખાનદેશ, અહમદનગર, ગોવળકોડા, વિજાપુર ને બેદર એ પાચ રાજ્યો હતા.

**અહમદનગરનું રાજ્ય.** ૧૭ ઈ સ ૧૫૯૫ મા અહમદનગરનો હાકેમ બુરહાન મરણ પામ્યાથી તેની ગાદીના દાવા માટે ચાર પક્ષ બધાયા તેમાના બળવાન પક્ષે અકબરને દક્ષિણમા તેડાવ્યાથી તેણે પોતાનો દીકરો મુરાદ જે ગુજરાતનો સુબો હતો, તેને અહમદનગર જવાનો હુકમ કર્યો તે જતા પહેલા ત્યા બહાદૂર નામે એક છોકરો ગાદી ઉપર બેઠો, ને તેની ફોઇ ચાંદબીબી રાજ્યનો સઘળો કારભાર કરવા લાગી એ બાઇ વિજાપુરના



ચાંદબીબી

રાજા અલીઆદિલ શાહની વિધવા હતી ને બડુ બહાદૂર હતી તેણીએ દક્ષિણના બીજા મુસલમાની રાજ્યોમા મેળ કરી વિજાપુરના સુલતાન પાસેથી મદદ મેળવી મુરાદે આવીને અહમદનગરને ઘેરો ઘાલ્યો, પણ તેમા તેનો કાઇ ઉપાય ચાલ્યો નહિ તેના સઘળા હુમલા ચાંદબીબીએ બહાદૂરીથી પાછા વાળ્યા અહમનગરના હાકેમે વરાડપ્રાંત જીતી લીધો હતો તે અકબરને આપવાની શરતે મુરાદે સલાહ કરી પણ તે પ્રાતની સરહદ બાબત તકરાર ઉઠતા ફરીને લડાઈ સળગી ગોદાવરીને કાંઠે બને લશ્કરની વચ્ચે લડાઇ થઇ તેમા મુરાદ જય પામ્યો એવામા અહમદનગરમા ફાટફૂટ થઇ ને ચાંદબીબીને કોઇએ મારી નાખી એ ચાંદબીબી જેવી બીજી કોઇ મુસલમાન સ્ત્રી બહાદૂર થઈ નથી તે ખૂબસુરત હતી ને જુવાનીમા વિધવા થઇ હતી, છતા પોતાનુ શીઅળ સાચવી રહી વળી તેણે સમયસૂચકતા વાપરી બહાદૂરીથી પોતાના રાજ્યનુ રક્ષણ કર્યું. ચાંદબીબી મુઆ પછી અકબરના દીકર

દાનીઆલે અહમદનગર જીતી લીધુ એવામા અકબર પણ દક્ષિણમા આવ્યો

**અહમદનગરના રાજ્યની પુન સ્થાપના.** ૧૮ અહમદનગર મોગલોએ લીધુ, પણ તે રાજ્ય તેમનાથી જીતાયુ નહિ બાકી રહેલા રાજ્યનો કેટલોક ભાગ મલીકઅંબર નામે સરદારે કબજે કરીને મૂર્તિઝા નિઝામશાહને પાદશાહ ઠરાવી ઔરંગાબાદમા ગાદીએ બેસાડયો એ રાજ્યની આખર શી રીતે આવી તે વાત આગળ આવશે.

**ખાનદેશ ખાલસા કર્યો** ૧૯ અહમદનગર જીત્યા પછી અકબરના એક સરદારે આસીરગઢ જીતીને ખાનદેશના રાજ્યની આખર આણી, તેવામા અકબરના દીકરા સલીમે બડ કર્યાના સમાચાર સાભળી ખાનદેશ ને વરાડની સુબાગીરી પોતાના દીકરા દાનીઆલને આપી તે ઉત્તરમા જવા નીકળ્યો

**સલીમનો બળવો** ૨૦ પાદશાહના વડા દીકરા સલીમને અફીણ તથા દારૂનુ વ્યસન લાગેલુ હતુ પાદશાહ દક્ષિણમા હતો તેવામા તેણે પ્રયાગ, બહાર ને અયોધ્યા એ પ્રાતો કબજે કર્યા, તથા ખજાનામાથી ત્રીશ લાખ રૂપીઆ ઉપાડયા. એ સાભળી પાદશાહ દક્ષિણમાથી ઉત્તરમા આવ્યો. ઇ સ ૧૬૦૧ તેણે સલીમને આગ્રે બોલાવી શીખામણ દીધી તથા બગાળા ને ઓઢીઆ પ્રાતો તેને આપવાના ઠરાવ્યા, પરતુ સલીમના મનમાથી કપટ ગયુ નહિ તેણે અબુલફજલ દક્ષિણમાથી ઉત્તરમા આવતો હતો તેને બુદેલખંડમા મરાવી નાખ્યો એ અબુલફજલ પાદશાહનો વજીર હતો. વળી તે વિદ્વાન હોવાથી અકબર તેને ચહાતો હતો, તેથી તેના મોતથી પાદશાહે બે દિવસ સુધી તો અન્ન પણ ખાધુ નહિ. તેણે અબુલફજલને મારનાર ઉપર સૈન્ય મોકલીને તેનો નાશ કરાવ્યો, પણ એ મારનારને ઉશ્કેરનાર સલીમ હતો, એવુ આખર પર્યંત અકબરના જાણવામા ન આવ્યુ આગળ જતા પાદશાહે સલીમ ઉપર વિશેષ પ્રીતિ બતાવીને તેને રાજચિન્હ ધારણ કરી પ્રયાગમા સ્વતંત્રપણે રહેવાની છૂટી આપી, પણ ત્યા અતિશય દારૂના વ્યસનમા તેના વડા દીકરા

ખુશરૂ સાથે કજીયો કર્યો તેથી ખુશરૂની મા ( માનસિંગની બહેન ) ઝેર ખાઇને મરણ પામી, એથી સલીમ વધારે હોલેદિલ થયો

**પાદશાહનું મરણ.** ૨૧ એવામા અકબરની મા મરણ પામી. એના બે દીકરા મુરાદ ને દાનીઆલ દારૂના વ્યસનથી મરણ પામ્યા ને અબુલફજલનો કારી ઘા હનોજ એ સજોગથી અકબરની પ્રકૃતિ બગડી તેણે પોતાનો અતકાળ સમીપ આવેલો જોઇ સલીમને બોલાવ્યો, ને પોતાના સરદારોને ભેગા કર્યા સલીમને શીખામણ દીધી કે આ સરદારો, સગાવહાલા ને આશ્રિતોની સભાળ રાખજે સરદારોને તેણે કહ્યું કે આજ સુધી જેવા મારી સાથે એકનિષ્ઠાથી ચાલ્યા છો, તેવી જ રીતે મારા દીકરા સાથે પણ ચાલજો એમ કહી પોતાની તરવાર સલીમની કમરે બધાવી તે પછી એક મુલ્લાને બોલાવી તેની સાથે નિમાજ પઢીને એક ખરા મુસલમાન માફક મરણ પામ્યો, ઈ સ ૧૬૦૫ તે વખતે તેના રાજ્યને ૫૦ મુ વરસ ચાલતુ હતુ, ને તેની વય ૬૩ વરસની હતી



અકબર

**અકબરના ગુણ** ૨૨ અકબર શરીરે મજબુત, સ્વરૂપે રૂપાળો ને સ્વભાવે શૂરો, ઉદ્યોગી અને માયાળુ હતો તેની છાતી પહોળી ને હાથ લાબા હતા તે પોતાનુ મન સ્વચ્છ રાખવાને માટે બાર મહિનામા ત્રણ માસ માસભક્ષણ નહિ કરતા માત્ર અન્નનો મિતાહાર કરતો.

ને થોડું એટલે ચાર પાંચ કલાક ઉંઘતો. એણે વખતના ભાગ પાડી નિયમસર કામ કરવાની યોજના કરી હતી તેથી એનો ઘણો વખત લડાઈઓમાં જવા છતાં એને વિદ્યાભ્યાસ કરવાનો તથા વિદ્વાનોનો વાદવિવાદ સાંભળવાનો વખત મળતો. તેને વાઘ અને હાથીના શિકારનો શોખ હતો. વળી તે શરીર કસરત માટે ઘોડા ઉપર લાંબી લાંબી મજલો કરતો, ને કોઈવાર તો દિવસમાં ત્રીશ કોશ સુધી પગે ચાલીને જતો. તે ન્યાયી ને નિર્ભય હતો જરૂર વગર તે લડાઈ કરતો નહિ ને લડાઈમાં પકડાયલા ઉપર નિર્દયતા વાપરતો નહિ તે સંસ્કૃત, ફારસી ને હિંદી ભાષા શિખ્યો હતો એ વિદ્યા કાવ્ય ને ઇતિહાસના ગ્રંથો વાંચતો. તે કોઇ પણ વિદ્યાને કે વિદ્વાનોને ઉત્તેજન આપતો, તથા પોતાની પ્રજાનું પાલન કરતો ને તેમની આબાદી વધારવા તરફ લક્ષ આપતો

**અકબરનો નવો પંથ.** ૨૩ અકબરને ધર્મની શોધ કરવાનો બહુ શોખ હતો તેને મુસલમાની ધર્મ ઉપર વિશ્વાસ નહોતો તેથી તેણે મુસલમાની ધર્મની કેટલીક રૂઢીઓ-દાઢી વધારવી, મણકા બાંધવા વગેરે બંધ કરી પરાયા ધર્મની ઉપર સરકારની જબરજસ્તી હતી તે અટકાવી સર્વ કોઈ પોતાને સારો લાગે તે ધર્મ પાળવાને સ્વતંત્ર છે એવો એનો અભિપ્રાય હતો અકબરે હિંદુઓની પણ કેટલીક રૂઢીઓ અટકાવી ને કેટલીક નવી ચલાવી હોમમાં પશુવધ કરવાની, ખુશી વગર સતી થવાની, ને બાળ લગ્ન કરવાની બંધી કરી. તથા પુનર્લગ્ન કરવાની છૂટ આપી. બધા ધર્મોનું સંશોધન કરવાને એણે વેદ, મહાભારત, રામાયણ વગેરે ગ્રંથોના ફારસીમાં અબુલફજલના ભાઈ ફૈજી પાસે તરજુમા કરાવ્યા અબુલફજલ પાસે બાઈબલનો તરજુમો કરાવ્યો ગોવેથી એક પાદરીને બોલાવી તેને ગ્રીકમાંથી કેટલાએક ગ્રંથોના ફારસીમાં તરજુમો કરવાનું કામ સોંપ્યું, એણે શાસ્ત્રી, કાજી, ગોરજી, પાદરી ને મોબેદોને બોલાવીને ધર્મ સંવાદ કરાવ્યા આ ઉપરથી એનો મત કબીરપંથી જેવો હતો. એટલે પેગંબર કોઇ થયો નથી એવું તે માનતો. માણસ બુદ્ધિબ-

ળથી ઇશ્વરેચ્છા સમજી શકે છે જગતનો કર્ત્તા એક છે. તેને ભજવો ને જેને જડ પદાર્થની જરૂર હોય તે અગ્નિ, સૂર્ય, ચંદ્ર વગેરે દૃશ્ય પદાર્થો જોઈ ઈશ્વરને ભલે સંભારે. એના દરબારીઓ પણ એનાજ જેવા અભિપ્રાયના હતા તેથી અકબરનો એ નવો પંથ ચાલ્યો સલીમ પણ એજ વિચારનો હતો પરંતુ અકબરના મૂઆ પછી તે પંથ નાશ પામ્યો ને સલીમના વિચાર પણ બદલાઈ ગયા

**હિંદુઓને હોદ્દા આપવા.** ૨૪ અકબરે જાતિનો તફાવત નહિ રાખતા લાયકી પ્રમાણે હોદ્દા આપ્યા, તેથી એના રાજ્યમા હિંદુઓને પણ મુસલમાનોની માફક નાના મોટા હોદ્દા મળ્યા એના પ્રધાન મંડળમા, સરદારોમા સુબાઓમા, ને વિદ્વાન મંડળમા હિંદુઓ પણ ઘણા હતા તેણે ધર્મભેદ કહાડી નાખવાને હિંદુઓ ઉપરનો જજીઆ ને જાત્રાવેરો બંધ કર્યો

**પ્રજાપ્રેમ સંપાદન કરવો** ૨૫ અકબર પ્રજાપ્રેમ સંપાદન કરવાને તેને પુત્ર સમાન પાળતો, તેના ઉપરનો કરનો બોજો ઓછો કરીને અધિકારીઓ જૂલમ ન કરે તેની સંભાળ રાખતો બરાબર ન્યાય મળે તેની દેખરેખ રાખતો તેણે કાંડા, નાક કાન વગેરે અવયવો કાપવાની સજા બંધ કરી. દેહાતદંડ પણ પોતાની પરવાનગી વગર કરવાની કોઇને છૂટ નહોતી. લડાઈમા પકડાએલા કેદીઓને ગુલામ કરવાની કે વેચવાની મના કરી વળી કોઇ પણ અરજદારની અરજ સાંભળી તે ઉપર તરત ધ્યાન આપતો એની પ્રજા એના ઉપર પ્રેમ રાખતી ને ગુન્હો કરતા ડરતી એના શત્રુ એનાથી ડરતા.

**જમાબંદી.** ૨૬. વેરો ઉઘરાવનાર વધારે લે નહિ કે રૈયતને માથે વધારે બોજો પડે નહિ, માટે તેણે ટોડમલ્લ પાસે જમાબંદીની નવી રીત કરાવી. તેણે બધી જમીન ફરીને મપાવી તેની ત્રણ પ્રત બાંધી–ઉત્તમ, મધ્યમ ને કનિષ્ટ એ પ્રત જમીનમા નીપજતા પાક ઉપરથી બાંધી હતી પાકનો ત્રીજો ભાગ સરકારમાં લેવાને ઠરાવ્યો એ સિવાય બીજા અમલદારોના મઘળા લાગા બંધ કર્યા.

સરકારમા દાણા ન આપતા રોકડ આપે તો તે પણ લેવા માટે આકડો નક્કી કર્યો આકડો નક્કી થવાથી ઉઘરાતદારનો જૂલમ અટક્યો.

રાજ્ય વહિવટ. ૨૭ રાજ્યનો બદોબસ્ત રાખવાને એણે અઢી અઢી લાખ રૂપીઆની ઉપજના તાલુકા ઠરાવી તેના ઉપર નવાબ નીમ્યા એવા કેટલાક નવાબોનો ઉપરી સુબો હતો એના આખા રાજ્યમા એવા અઢાર સુબા હતા એ સુબાઓને પણ પાદશાહની મજુરી સિવાય ખૂન કરવાની સત્તા નહોતી ચોર વગેરેનો બદોબસ્ત રાખવાને મુલ્કી સીરબદી રાખી હતી એ સીરબદીનો ઉપરી ફોજદાર હતો ન્યાય કરવાને કાજી રાખેલા હતા, ને ગામનો બદોબસ્ત રાખવાને કોટવાળ હતા. ફોજમા દશ સવારોથી દશ હજાર સવારોના સરદારો હતા તેમાથી ૫૦૦૦ કરતાં વધારે સવારોની સરદારી શાહજાદા કે રજપૂત રાજાઓ પાસે હતી એવા મોટા સરદારો ત્રીસ હતા. એથી ઉતરતા દરજ્જાના સરદારો ઘણા હતા નોકરીના બદલામા જમીન આપવાનો રિવાજ કહાડી નાખી એણે સર્વેના પગાર બાધી આપ્યા આ બધી વ્યવસ્થા "આઇને અકબરી" નામે, અકબરના ઈતિહાસમા અબુલફજલે લખી છે.



બીરબલ.

### અકબરના વિદ્વાનો.

૨૮ એના વખતમા અબુલફજલ ને ફૈજી નામે બે વિદ્વાન ભાઈઓ શાણા સલાહકાર હતા, તેમા અબુલફજલ એનો મિત્ર ને પ્રધાન હતો. ટોડરમલ પણ એનો મિત્ર, પ્રધાન ને સલાહકાર હતો એ વગર માનસિંગ, બીરબલ, ખાનખાનાન ને અજીજકોકા વગેરે વિદ્વાન

ને શૂરા સરદારો હતા વળી એના વખતમા તાનસેન નામે ગવૈયો ગાયનમા, ને ગગ નામે કવિ કાવ્યમા કુશળ હતા

**અકબરની મહત્તા.** ૨૯ અકબરને સર્વ વાતે સુખ હતુ રાજ્ય, પ્રજા વૈભવ, સરદાર, સલાહકાર એ સર્વ તરફથી સુખી છતા, એના પુત્રોથી એને મહા દુઃખ થયુ એના બે પુત્રો દારૂના વ્યસનમા મરણ પામ્યા, ને એને મોટે દીકરે બળવો કર્યો તથા એના વહાલા મિત્ર અબુલફજલને ઈ સ ૧૬૦૩ મા મરાવ્યો એજ છોકરાની માઠી ટેવથી ખિન્ન થઇને પે ને મરણ પામ્યા એટલુ છતા એણે પોતાના પુત્ર ઉપરનો પિતૃપ્રેમ તજ્યો નહિ સલીમ નઠારા નીવડવાથી સલીમના દીકરા ખુશરૂને અકબરની પાછળ ગાદી આપવાનો વિચાર ખુશરૂના મામા માનસિંગ તથા બીજાઓએ કર્યો, પરતુ અકબરે તો સલીમનેજ શીખામણ દેઇ પોતાની સમક્ષ રાજ્યાભિષેક કરાવ્યો તથા એને મળીને ચાલવાની સરદારોને આજ્ઞા કરી એવો એ મોટા મનનો હતો અકબર એ હિંદમા સર્વોત્તમ મુસલમાન પાદશાહ થઇ ગયા ક્ષત્રી રાજાઓમા જેવા રામચદ્ર, યુધિષ્ઠિર, અશોક ને વિક્રમ થયા, તેવા મુસલમાન પાદશાહોમા અકબર થયો, પણ હિંદને કમનસીબે એની પછી એવો બીજો કોઇ પણ પાદશાહ થયો નહિ, તેથી એણે ચલાવેલી રાજ્યનીતિ ઘણી ખરી એની સાથેજ નાશ પામી

---

## પ્રકરણ ૫ મુ.

## जहांगीर.

**૧. જહાંગીરની વર્ત્તણુક ૨. ખુશરૂનો બળવો ૩ નૂરજહાં સાથે લગ્ન ૪ અહમદનગર ઉપર ચઢાઇ ૫ ઉદેપુર ઉપર ચઢાઇ. ૬ મલીકઅબર ઉપર પુન સવારી. ૭ શાહજહાં ઉપર પાદશાહની અપ્રીતિ ૮ મહોબતખાનનો બળવો ૯ જહાગીરના ગુણ.**

**જહાંગીરની વર્તણુક** ૧ પાછળ કહ્યા પ્રમાણે સલીમ જહાગીર નામ ધારણ કરી તખ્તપર બેઠો રાજ્યની શરૂઆતમા તે ન્યાયથી તથા સારી રીતે વર્ત્યો, તેણે ફરિયાદીની અડચણ ટાળવા માટે પોતાના મહેલની



જહાંગીર

દીવાલે એક સાંકળ લટકાવી હતી, તે સાંકળ હલાવ્યાથી ઘંટમાં ઘંટ વાગીને પાદશાહને જાહેર થતું તેણે અકબરના સમયના કામદારો કાયમ રાખ્યા અકબરના ચલાવેલા સુધારા જારી રાખ્યા તથા ધર્મની બાબતમાં પ્રજા ઉપર બળાત્કાર ન કર્યો એ પંડે દારૂ પીતો હતો, પણ લોકોને દારૂ પીવાની તેણે મનાઈ કરી હતી.

**ખુશરૂનો બળવો** ૨ જહાંગીર ગાદીએ બેઠો એવામાં તેનો પાટવી પુત્ર ખુશરૂ કેદમાં હતો, તે ચાર માસની અંદર છૂટયો તેણે પંજાબમાં જઈ બંડ કર્યું જહાંગીરે તેને પકડી કેદ કર્યો તથા તેના લશ્કરને રીબાવીને મારી નાખ્યું

**નૂરજહાં સાથે લગ્ન.** ૩ અકબરના સમયમાં કોઇ ઇરાની વખાનો માર્યો પોતાના બે છોકરા લેઈ ભરતખંડમાં આવ્યો અકબરે તેને આશ્રય આપ્યો એ ઈરાનીને એક નૂરજહાં નામે દીકરી અને અશોફખાં નામે દીકરો હતો નૂરજહાં બહુ ખુબસુરત હોવાથી સલીમને તેની સાથે લગ્ન કરવાનું મન થયું. પણ એ વાત અકબરને નહિ ગમ્યાથી તેણે નૂરજહાંને કોઇ શેરઅફઘાન સાથે પરણાવી ત્યાં તે સરદારને બંગાળામાં જગા



નૂરજહાં.

આપી નૂરજહાને તેની સાથે મોકલાવી દીધી  પણ અકબર મરણ પામ્યા પછી નૂરજહાંને મેળવવાને જહાગીરે શેરઅફઘાનને મરાવી નાખ્યો, ને પોતે નૂરજહાને પરણ્યો એ બાઇ જેવી ખુબસુરત હતી તેવીજ સલાહ આપવામા શાણી, ધણીને વશ કરવામા ચતુર, સકટ સમયે સાવધાન ને સ્વાર્થ સાધવામા હોશિયાર  હતી જહાગીરની કેટલીક કૂટેવો એણે છોડાવીને તેને સુધાર્યો  રાજ્યકારભારમા પણ જહાગીરને તે સારી સલાહ આપતી. જહાગીરે નૂરજહાના ભાઇ અસોફખાને સરદારની જગા આપી ઉમરાવ બનાવ્યો  તે અસોફખા પણ બહાદૂર, ચતુર ને હોશિયાર હતો.

**અહમદનગર ઉપર સવારી** ૪ અકબરે અહમદનગરનુ રાજ્ય ખાલસા કર્યું નહોતુ ત્યાનો રાજા મૂર્તિજા નિજામશાહ હતો, ને તેને મલીકબર નામે એક હબસી વજીર હતો  મલીકબરે અહમદનગરના રાજ્યનો ઘણો ભાગ જીતીને ઔરગાબાદમા રાજ્યધાની કરી હતી તેણે દક્ષિણમા જમાબદીની રીત બાધી હતી  એ રીત ઉત્તરમા ટોડરમલે બાધેલી રીતને મળતી હતી  એણે જહાગીરના સરદાર ખાનખાનાનનો પરાજય કરી અહમદનગર જીતી લીધુ, ઈ સ ૧૬૧૦ તેથી જહાગીરે પોતાના દીકરા પરવીજ તથા ખાનજહાન લોદી અને રાજા માનસિગ એ ત્રણેને મલીકબર ઉપર મોકલી ગુજરાતના સુબા અબદુલ્લાખાનને પણ તેમની મદદે જવાનો હુકમ કર્યો  પણ અબદુલ્લા પહેલો જઇ પહોચ્યો, તેને મલીકબરે હરાવીને નસાડ્યાથી ઉપર કહેલા ત્રણે મોગલ સરદારો બુરાનપુરમા છાવણી નાખીને રહ્યા, ઈ સ ૧૬૧૨

**ઉદેપુર ઉપર ચઢાઈ** ૫ ઉદેપુરનો રાણો પ્રતાપસિગ ઈ સ. ૧૫૯૭ મા મરણ પામ્યો, તેથી તેનો પાટવી પુત્ર અમરસિગ ગાદીએ બેઠો  અકબરે મોટા મનથી પોતાના મરણ પર્યંત અમરસિગનું રાજ્ય શાતિમા ચાલવા દીધુ. પણ જહાગીરે ઉદેપુરને વશ કરવાનું ધાર્યું. તેણે પ્રથમ શાહજાદા પરવીજને મોકલ્યો, પણ તે રાજા સાથે સધિ કરીને પાછો ગયો. બીજી વાર મહોબતખાન નામે

મરદાગને મોકલ્યો ઇ સ ૧૬૦૭ તેણે એક વાર રાણા ઉપર જય મેળવ્યો ગુજરાતના સુબા અબદુલ્લાખાને પણ રાણા ઉપર ચઢાઈ કરી એકવાર જય મેળવ્યો પણ એ કશાથી અમરસિંહ નમ્યો નહિ તેણે પાદશાહ સાથે સગાઇ કરવાની તો ના જ પાડી, પણ તાબેદારી સુદ્ધા કબુલ કરી નહિ આ ઉપરથી પાદશાહે પોતાના વહાલા પણ બહાદૂર બેટા ખુરમને એક જબરૂ લશ્કર આપી ઉદેપુર મોકલ્યો તેણે અમરસિંગને નમાવ્યો, ત્યારે તે શરણે આવ્યો ખુરમે તેનુ રાજ્ય તેને પાછુ સોપ્યુ ને તેના પાટવી કુવરને પોતાની સાથે પાદશાહની હજુરમા લેઇ જઈ પોશાક અપાવ્યો તથા લશ્કરમા મોટા સરદારની જગા અપાવી ખુરમના આ પરાક્રમથી પાદશાહે ખુશી થઇ તેને શાહનો ઇલકાબ આપ્યો ને તેજ ઉપરથી તેનુ નામ શાહજહા પડયુ ઈ સ ૧૬૧૪.

**મલીકબર ઉપર સવારી** ૬ એવામા માનસિંગ દક્ષિણમા મરણ પામ્યો, તથા મલીકબરને પાદશાકી લશ્કર જેર કરી શકયુ નહિ, તેથી પાદશાહે શાહજહાને દક્ષિણમા મોકલ્યો તથા પોતે પણ માળવામા છાવણી નાખી પડયા શાહજહાએ દક્ષિણમા જઇ વિજાપુરના રાજાને મલીકબરના પક્ષમાથી ફાડીને પોતાના પક્ષમા લીધો તેથી મલીકબર તેને તાબે થયો ઇ સ ૧૬૧૭ ને અહમદનગર વગેરે લીધેલો મુલક પાછો આપ્યો શાહજહા આ જય મેળવી માડુમા જહાગીરને જઇ મળ્યો ત્યાથી બને ગુજરાતમા ગયા. ત્યાથી પાદશાહ શાહજહાને ગુજરાતનો સુબો બનાવી કાશ્મિર ગયો, કેમકે એ દેશ જીત્યા પછી દિલ્હીના પાદશાહોએ હવા ખાવાની જગા ત્યા ઠરાવી હતી આગળ જલદીજ મલીકબરે ખોએલો મુલક પાછો જીતી લીધાથી, પાદશાહે શાહજહાને ફરીને દક્ષિણમા મોકલ્યો તેણે બીજી વાર મલીકંબરને હરાવીને નમાવ્યો ઇ સ ૧૬૨૧

**શાહજહાં ઉપર પાદશાહની અપ્રીતિ** ૭ જહાગીરને ચાર દીકરા હતા ખુશરૂ, પરવીજ, શાહજહા ને શહરિયાર તેમાથી ખુશરૂ ઇ સ ૧૬૨૧ મા મરણ પામ્યો શાહજહા બહાદૂર હોવાથી પાદશાહની તેના ઉપર વધારે પ્રીતિ હતી વળી નૂરજહાંના ભાઈ અસાફખાની

દીકરી સાથે તે પરણ્યો હોવાથી તેની મરજી શાહજહાને રાજ્ય અપાવવા તરફ હતી, પણ નૂરજહાની શેર અફઘાનથી થએલી દીકરી શહરિયાર વેરે દીધેલી હોવાથી નૂરજહાનુ વલણ શહરિઆર તરફ હતુ, તેથી જહાગીરની પ્રીતિ શાહજહા ઉપરથી કમી થાય એવો ઉદ્યોગ નૂરજહાએ આરભ્યો તેવામા ઈ.સ ૧૬૨૧ મા ઈરાની લોકે કદહાર જીતી લીધુ શાહજહાની સત્તા દક્ષિણમા જામેલી હોવાથી તે તોડવા અને કદહાર પાછુ લેવા માટે શાહજહાને મોકલવાને નૂરજહાએ જહાગીરને સમજાવ્યો તેથી પાદશાહે કદહાર ઉપર ચઢાઈ કરવાને શાહજહાને હુકમ કર્યાથી તે માડુ સુધી આવ્યો પણ ત્યાં તેને પાદશાહનો મતલબ સમજવાથી તેણે પાદશાહને લખ્યુ કે લશ્કર તૈયાર ન હોવાથી હુ જઈ શકતો નથી ત્યારે નૂરજહાએ શાહજહાનુ લશ્કર મગાવી શહરિયારને મોકલવાને કહ્યુ પણ શાહજહાએ લશ્કર નહિ મોકલતા બળવો કર્યો ને જહાગીર તથા શાહજહાની ફોજો મેવાતના જગલોમા મળી શાહજહા હારીને બુરાનપુર આવ્યો તેની પછવાડે પાદશાહે પરવીજ, ખાનખાનાન ને મોહબતખાનને મોકલ્યા તેથી શાહજહા નાસીને બગાળે ગયો ને બગાળા ને બહાર પ્રાતો તેણે જીતી લીધા પરવીજ ને મોહબતખાન તેની પછવાડે પડયાથી તે ફરીને દક્ષિણમા આવ્યો ને મલીકબરને મળી ગયો છેવટે ઈ સ ૧૬૨૫ મા તે પાદશાહને શરણે ગયો.

**મહોબતખાનનો બળવો*** ૮. હવે પરવીજ અને મહોબતખાન ઉપર આળ મૂકી તેનો જવાબ દેવાને હજૂરમા બોલાવ્યા. મહોબતખાન બગાળામા ગયો ત્યારે ત્યાથી કાંઈ સરકારી રકમ તેણે ઉચાપત કરી હતી, એવુ તેના ઉપર આળ હતુ, પણ તે નૂરજહાનુ કાવતરૂ છે એમ સમજવાથી મહોબતખાને પોતાના

* મહોબતખાનનો બાપ સગર ઉદેપુરના રાણા પ્રતાપસિંગનો ભાઈ હતો પણ મહોબતખાન મુસલમાન થઈ ગયો હતો.

પાચ હજાર રજપૂતો લઇ પાદશાહ પજાબમા હતો, ત્યા જઇ તેને કેદ કર્યો. ને પાદશાહના નામથી પોતે રાજ્ય ચલાવવા લાગ્યો પરંતુ જલદી જ નૂરજહાની હોશિયારીથી પાદશાહ છૂટો થયો, એટલે મહોબતખાન શરણે આવ્યો પાદશાહે તેને દક્ષિણમા શાહજહા ઉપર મોકલ્યો, ત્યા તેઓ બને જણ મળી ગયા એવામા પરવીજ તથા મલીકબર મરણ પામ્યા ઇ સ ૧૬૨૬. મલીકબર લડાઇમા શૂરો ને રાજ્ય ખટપટમાં પૂરો હતો તેના મૂઆથી અહમદનગરનુ રાજ્ય નબળુ થઇ ગયુ. પાદશાહ પણ દમના રોગે કાશ્મિરથી લહોર આવતા રસ્તામા મરણ પામ્યો ઇ સ. ૧૬૨૭.

જહાંગીરના ગુણ ૯. જહાગીર સ્વભાવે ભલો અને ઉદાર પણ દારૂડીઓ, સ્વછદી ને વિષયી હતો નૂરજહાને મેળવવા માટે એણે શેર અફ્ઘાનનો ઘાત કરાવ્યો એ પાપી કર્મ કર્યું એ વાત એણે પોતાને હાથે પોતાની નિત્યનોધમા લખી છે. એના સમયમા ઇગ્લાડના જેમ્સ પાદશાહ તરફથી સર ટોમસ રો નામે અગ્રેજ વકીલ ઇ. સ ૧૬૧૫મા વેપારના કરાર કરવા આવ્યો હતો તેણે એ પાદશાહના દરબારની હકીકત લખી છે. તે ઉપરથી જણાય છે કે એના દરબારીઓ લાચીઆ ને સિપાઇઓ કાઇક સુસ્ત હતા, તથા અકબરના વખતના જેટલી એના વખતમા રાજ્યની આબાદી ને બંદોબસ્ત નહોતા

---

## પ્રકરણ ૧ હું.

## શાહજહાં

૧ શાહજહાં ગાદીએ બેસે છે ૨. ખાનજહાન લોદીનો બળવો. ૩ અહમદનગરનું રાજ્ય જીત્યું. ૪ અલીમર્દાન ખાન. ૫ હિંદની બહાર સવારીઓ. ૬. પોર્તુગીઝોની કતલ. ૭. જમાબંદીની રીત. ૮. શાહજહાંના શાહજાદા ૯. ઔરંગઝેબનો દક્ષિણમાં જય. ૧૦. શાહજાદાઓના બળવા.

**૧૧. ઔરંગજેબ પાદશાહ થાય છે ૧૨ પાદશાહને દુખ ૧૩ શાહજહાંના ગુણ ૧૪ શાહજહાંનાં મકાનો ને કામ**

**શાહજહાં ગાદીએ બેસે છે** ૧ ઇ સ ૧૬૨૭માં જહાંગીર મરણ પામ્યો, ત્યારે શાહજહા દક્ષિણમા હતો તેના સસરા અસોફખાએ શાહજહાના મોટા ભાઈ ખુશરૂના દીકરા દાવરને પાદશાહ ઠરાવી શાહજહાને તેડુ મોકલ્યુ, ને નૂરજહાને કેદ કરી શાહજહાએ આગ્રે આવીને રાજ્ય સ્વાધીન લીધું દાવર ઇંગ્લંડમા નાસી ગયો, ને શહરિયાર તથા દાનીઆલના દીકરાઓએ પંજાબમા બળવો કર્યો તેમને પાદશાહે મરાવી નાખ્યા



શાહજહા

તેણે પોતાને રાજ્ય મળવામા મદદ કરનારા અસોફખા તથા મહોબતખાનને જાગીરો આપી, તથા નૂરજહાને પચીસ લાખનુ શાલીઆણુ બાધી આપ્યુ

**ખાનજહાંનો બળવો** ૨ શાહજહા દક્ષિણમાથી આવ્યો ત્યારે ખાનજહા લોદીને ત્યાનો સુબો ઠરાવ્યો હતો તેણે અહમદનગર તથા વિજાપુરના રાજાઓને પક્ષમા લઈ બંડ કર્યું પાદશાહે તે બંડ સમાવ્યુ. ખાનજહા ઉત્તર ભણી નાઠો, ત્યા બુંદેલખંડના રજપૂત રાજાએ તેને મારી નાખ્યો

**અહમદનગરનું રાજ્ય જીત્યુ** ૩ મલીક અંબરના મરણ પછી તેના પુત્ર ફતેહખાએ મૂર્ત્તિજા નિજામને મારી એક બાળકને ગાદીએ બેસાડયો તેણે ખાનજહાને આશ્રય આપ્યાથી મહોબતખાએ તેને હરાવ્યો, તેથી તે તાબે થયો એણે બેસાડેલા રાજાને ગ્વાલિયરના કિલ્લામા કેદ કર્યો આગળ શાહજી ભોસલેએ બીજા બાળકને ગાદી આપી અહમદનગરનો કેટલોક મલક કબજે કર્યો, તેથી શાહજહા દક્ષિણમા આવ્યો તેણે વિજાપુર તથા ગોવળકોંડાના

જાને જીતીને ખડીઆ બનાવ્યા, તેથી શાહજી ભોંસલે પણ પાદશાહને શરણે આવ્યો, હવે અહમદનગરને સહાય કરનાર કોઇ ન રહ્યાથી પાદશાહે તે રાજ્ય ખાલસા કર્યું ઇ સ ૧૬૩૭ શાહજી વજાપુરના રાજાની ચાકરીમા રહ્યો

**અલીમર્દાનખાન** ૪, જહાગીરના સમયમા કદહાર ઇરાની લોકોએ જીત્યુ હતુ, ત્યા તેમનો સુબો અલીમર્દાનખાન હતો તે તેમનાથી કટાળીને શાહજહાને આશ્રયે આવ્યો તેથી કદહાર દિલ્હીની બાદશાહતમા ફરીને આવ્યુ પાદશાહે અલીમર્દાનખાનને મોટી સરદારી આપી તે શિલ્પવિદ્યામા કુશળ હતો પાદશાહને ભવ્ય મકાનો બધાવવાનો શોખ હતો, તેથી તે કામમા બહુ ઉપયોગી થયો. મકાનો સિવાય તેણે દિલ્હીને પાણી પુરૂ પાડવા માટે જમનામાથી એક નહેર બધાવી હતી તે હજુ પ્રસિદ્ધ છે

**હિંદની બહાર સવારીઓ** ૫, પાદશાહે અલીમર્દાનખાનને લશ્કર આપી બલ્ખ જીતવા મોકલ્યો તે એ પ્રાત લૂટીને ટાઢને લીધે પાછો આવ્યો, ઇ સ ૧૬૪૪ બીજે વરસે ઉદેપુરના કુવર જગતસંહને ૧૪૦૦૦ સવાર આપીને મોકલ્યો ને પછે પણ કાબુલ આવી શાહજાદા મુરાદ તથા અલીમર્દાનખાનને તેની સહાયે મોકલ્યા રજપુતોએ બહાદૂરીથી એ પ્રાત જીત્યો ને પાદશાહે તે ખાલસા કર્યો. બીજે વરસે ઉસ્બેગ લોકે બળવો કર્યો તે સમાવવાને શાહજાદો ઔરગજેબ આવ્યો તે બલ્ખમા ઘેરાઈ ગયો ને મુશ્કેલીથી કાબુલ આવી પહોચ્યો સન ૧૬૪૮ મા ઇરાનીઓએ કદહાર જીતી લીધુ તે પાછુ લેવાને સન ૧૬૫૩ સુધીમા પાદશાહે પોતાના શાહજાદાઓને મોકલી યત્ન કર્યો, પણ તે નિષ્ફળ જવાથી તેઓ પાછા ફર્યા એ પછી કોઇ મોગલ પાદશાહે કદહાર જીતવાનો ફરીને યત્ન કર્યો નહિ

**પોર્તુગીઝોની કતલ** ૬ શાહજહા પોર્તુગીઝોને ધિક્કારતો હતો જહાગીરના વખતમા જ્યાર પાતે બળવો કરી બગાળામા આવ્યો ત્યાર એણે તેમની મદદ માગી, તે તેમણે આપી નહિ.

પોર્તુગીઝોને હુગલી નદી ઉપર થાણું જમાવવાને અકબરે પરવાનગી આપી હતી તે જગા તોપો ગોઠવી મજબૂત કરે છે એવી શાહજહાને ખબર મળવાથી તેણે તે જીતી લીધી તથા જે ખ્રિસ્તીઓ મુસલમાન થયા નહિ તેમને મારી નાખી તેમની સ્ત્રીઓને ગુલામ બનાવી.

**જમાબંદીની રીત.** ૭ શાહજહાનો વજીર સાયદુલ્લાખાન બહુ ચતુર ને પ્રમાણિક હતો તેની સહાયતાથી જમાબદીની જે રીત ઉત્તરમા ટોડરમલે બાંધી હતી, તેજ ધોરણે એણે એના દક્ષિણના રાજ્યમા જમાબદીની રીત ચલાવી

**શાહજહાંના શાહજાદા** ૮ પાદશાહને ચાર પુત્રો હતા. દારા, ઔરગઝેબ, શુજા ને મુરાદ તેમા દારા બહાદૂર, સ્વતત્ર વિચારનો પણ ભોળો ને અવિચારી હતો ઔરગઝેબ બહાદૂર, અક્કલબાજ ને ચતુર, પણ કપટી, લોભી ને ધર્માંધ હતો શુજા દારૂડીઓ ને વિષયી હતો મૂરાદ બહાદૂર પણ અક્કલહીન ને વિશ્વાસુ હતો સૌથી મોટો દારા પાદશાહ પાસે હતો ને ઔરગઝેબ દક્ષિણમા, શુજા બગાળામા ને મુરાદ ગુજરાતમા સુબાગીરી પર હતા

**ઔરંગઝેબનો દક્ષિણમાં જય.** ૯ ઔરગઝેબે ગોવળકાંડાના વજીર મીર જુમલાને ફોડીને પોતાના પક્ષમા લીધાથી તેણે દર વરસે એક કરોડ રૂપીઆ ખડણી આપવાનું કબૂલ કરી સલાહ કરી એજ રીતે વિજાપુરના રાજાને પણ હગાવીને તાબેદાર બનાવ્યો. આ સમયે બેદરનું રાજ્ય ઘણી નબળી હાલતમા હતુ, તેથી તેના ઉપર સવારી કરીને તે રાજ્ય ઔરગઝેબે ખાલસા કર્યું. ઈ સ. ૧૬૫૫. બ્રાહ્મણી રાજ્યના પાચ ભાગ થયા હતા તેમાથી હવે માત્ર બેજ રાજ્ય દિલ્હીના પાદશાહની તાબેદારીમા હયાતી ભોગવતા રહ્યા,

શાહજાદાઓના બળવા. ૧૦. ઈ. સ. ૧૬૫૭ મા શાહજહાં માંદો પડયાથી એનો વડો પુત્ર દારા રાજ્યને કારભાર કરવા લાગ્યો, પણ તે એના બીજા ભાઇઓને નહિ ગમ્યાથી તેઓ પોતપોતાને પાદશાહ કહેવડાવવા લાગ્યા. શુજા રાજા લશ્કર બંગાળી લશ્કર લેઇ કાશી સુધી આવ્યો, તેની સામા દારાએ પોતાના દીકરા સુલેમાનને જયપુરના રાજા જયસિંહ સાથે મોકલ્યો તેમણે શુજાને હરાવી પાછો કાઢયો. દારાએ મુરાદ તથા ઔરંગજેબ સામા જોધપુરના રાજા જશવંતસિંગને મોકલ્યો આણી તરફ ઔરંગજેબે મુરાદને લખ્યુ કે હું રાજ્યપાટ ઇચ્છતો નથી ને મારે તો મક્કે જઇ ખુદાની ભક્તિ કરવી છે પણ આપણા પિતા પછી કાફર ધર્મી દારા પાદશાહ થાય તે મને પસંદ નથી, ને શુજા દારૂડીઓ હોવાથી રાજ્યને યોગ્ય નથી. તુ ખરો મુસલમાન હોઇને રાજ્યને યોગ્ય છે, માટે મારો વિચાર તને સહાય કરવાનો છે. તારી મરજી હોય તો આપણે બંને એકત્ર થઇને દારાને હરાવીએ.



જશવંતસિંહજી—જોધપુર.

ધર્મના કામમાં દારા અકબરના જેવા સ્વતંત્ર વિચારનો હોવાથી એના ભાઇઓ એને કાફર કહેતા હતા. ભોળો મુરાદ ઔરંગજેબની કપટજાળમા ફસાયો. બંનેએ ઐક્ય કરીને દારાને હરાવવાનું ઠરાવ્યું,ને પોતપોતાનાં લશ્કર લઇ તેઓ ઉત્તરમાં આવવા નીકળ્યા મુરાદ માળવામા પ્રથમ આવ્યો તેને રોકવાને જશવંતસિંગ પડેલોજ હતો, તેણે મુરાદ એકલાને હરાવવાને બદલે ઔરંગજેબને આવવા દેઇ બંનેનું એકત્ર બળ થવા દેવાનો વખત આપ્યો, એ મોટી ભૂલ

ફરી બનેને જૂદા જૂદા હરાવવાનો લાગ ગુમાવ્યો તે ફરીને મળ્યોજ નહિ ઉજ્જન આગળ રજપૂતોએ બને લશ્કર ઉપર બહાદૂરીથી ને દઢતાથી હુમલો કર્યો, પણ તેમા તેઓ કપાઇ ગયા, ને થોડાક બાદશાહનુ લશ્કર ભેગીને જોધપુર પહોચ્યા ઇ સ ૧૬૫૭ આ જય મેળવી બને ભાઇઓ આગ્રા તરફ ચાલ્યા અહીં દારાનો દીકરો સુલેમાન શુજાને હરાવીને હજુ પાછો આવ્યો નહોતો, તેથી દારાના સલાહકારોએ તેના આવતા સુધી રાહ જોવાને કહ્યુ, પણ અવિચારી ને ઉતાવળીઆ દારાને તે વાત ગમી નહિ, તે લશ્કર જમાવી આગ્રાની બહાર ઔરંગજેબને અટકાવવા આવ્યો, બને તરફના લશ્કરો આગ્રાના મેદાનમા સામસામા થયા બને બાજુના સૈન્યો ને સરદારોએ બહાદૂરી બતાવી દારાના રજપૂત લશ્કર રાજભક્ત બતાવવામા મણા રાખી નહિ, પણ એટલામા દારાના હાથીને બાણ વાગવાથી તે ઘોડા ઉપર બેઠો પોતાના સરદારને હાથી ઉપર નહિ દીઠાથી તે મરાયાની બૂમ ચાલી, ને લશ્કર ગભરાટમા પડયુ સરદારનેજ માટે લડનારા લશ્કરે તેને ન દેખવાથી નાસવા માડયુ જે રીતે અનગપાળ પૂરે જીતના સમયમા હાર્યો, તેજરીતે દારાનુ પણ થયુ, ને ઔરંગજેબ જય પામ્યો.

**ઔરંગજેબ પાદશાહ થાય છે** ૧૧. ઔરંગજેબ જય પામ્યા પછી મુરાદ પાસે જઈ તેને રાજ્ય મળવા બાબત મુબારકબાદી આપી, પછી બને ભાઇઓ આગ્રામા પેઠા ત્યાથી બનેજણા દારાની પછવાડે દિલ્હી તરફ જવાને નીકળ્યા રસ્તામા એક દિવસે મુરાદને ખુબ દારૂ પાઇ તેણે જાહેર કયુ કે તે તો દારૂડીઓ છે, માટે મુસલમાની મહજબ પ્રમાણે તે રાજ્ય યોગ્ય નથી, એમ કહી તેને કેદ કરી દિલ્હી મોકલી દીધો, તથા પોતાના પિતાને કેદ કરી તે પાદશાહ થયો ઈ સ ૧૬૫૮.

**મોગલાઈ પાદશાહોને દુઃખ.** ૧૨. મોગલાઇનું રાજ્ય થયુ

ત્યારે શરૂઆતના પાદશાહ બહાદુર ને રાજ્ય ચલાવવામા ડાહ્યા છતા તેમને પોતાના પુત્રો તરફથી પીડા ભોગવવી પડી પડાણ પાદશાહોના વારામા સરદારના બળવા, મોગલ લોકના સવારીઓ અને રજપૂત રાજાઓ સાથે યુદ્ધ થવાથી એ પાદશાહો કાયર થઈ દુખી થતા મોગલોએ અકબરના રાજનીતિથી રજપૂતોને વશ કરી તેમની પ્રીતિ મેળવી હતી. બાબરના હુમલા થવાના બધ પડયા હતા, ને તેમના સરદારો ઉપર દમ હોવાથી તેઓ કવચિતજ સામા થતા પણ તેમને તેમના શાહજાદા તરફથી પીડા હતી અકબર સામો સલીમ સલીમ સામો શાહજહા ને શાહજહા સામા તેના ત્રણ પુત્રો થયા તેમા ઔરગઝેબે તેને કેદ કર્યો, ત્યા તે લગભગ ૧૦ વરસ જીવી ૭૭ વરસની ઉમ્મરે ઇ. સ. ૧૬૬૭ મા મરણ પામ્યો

**શાહજહાંના ગુણ** ૧૩. શાહજહાએ ગાદીએ બેઠા પછી એના ભાઇ બધાઓનો નાશ કરાવ્યો, એ એણે મોટુ પાપી કમ કર્યું એ વાત ખરી, તથાપિ તે પછી એવુ પાપી કામ એણે કોઈવાર કર્યું નથી તેનો જાતિસ્વભાવ પાપી નહોતો એ સ્વભાવે ભલો ને દયાળુ, પણ ભોળો હતો શાહજહાની મા રજપૂતાણી હતી. એને મકાનો બધાવવાનો બહુ શોખ હતો ને અમદાવાદમા સુબો હતો, ત્યારે ત્યા તેણે પોતાને માટે બધાવેલ મહેલ હજુ પણ શાહી-બાગને નામે મશહુર છે. એ શોખ એણે પાદશાહ થયા પછી પૂરો કર્યો કામદાર પસદ કરવામા શાહજહા ઘણો ચતુર હતો તેણે રાજ્યનો બદોબસ્ત એવો કર્યો કે આખા મોગલાઇ રાજ્યમા શાંત રહી એના સમયમા દક્ષિણમા કદહારમા તથા બલખમા થયેલી લડાઇઓ એના રાજ્યની હદ બહાર હતી એના ત્રીસ વર્ષના રાજ્યમા ખાનજહાન તથા શાહજાદાઓના બળવા સિવાય કોઇ વખત લડાઈ થઇ નહિ, તેથી તથા એણે પોતાની પ્રજાને પુત્ર સમાન પાળ્યાથી અને ધર્મ સબધી જૂલમ નહિ થવા દીધાથી એની પ્રજા અકબરના સમય કરતા પણ વધારે આબાદ, સુખી ને સતોષી હતી

શાહજહાંનાં મકાનો ને કામ. ૧૪. રાજ્યમ શાન્તિ ને આબાદી હોવાથી એણે લોકોપયોગી કામોમાં ને શોભાવમાન મકાનોમાં રાજ્યધનનો ઉપયોગ કર્યો. એણે દિલ્હીમા રાજ્યધાની કરી ત્યા સુંદર આરસની સોનેરી ઘુમટ વાળી હવેલી બંધાવી ઝાડો રોપાવ્યા હતા, વળી શહેરને પાણી પુરૂં પાડવાને જમના નદીથી એક નહેર કરાવી હતી, તે વાત ઉપર આવી છે તેણે બંધાવેલી સુંદર મસીદ હજુ પણ છે એની બેગમ મુમતાજ મહાલે ( અસોફખાની દીકરીએ) મરતી વખતે શાહજહા પાસે વચન માગી લીધુ, કે તમારે બીજી બેગમ કરવી નહિ. ને મારી ઘોર ઉપર સુંદર મસીદ બંધાવવી. જેથી આપણુ નામ અમર થાય પા શાહે તે વચન પાળ્યા તેણે બીજી બેગમ ન કરી અને એ બેગમની ઘોર ઉપર આગ્રામા આરસનો એક ભવ્ય સુંદર કારીગરીનો મહેલ બંધાવ્યો તેની બરાબર કોઈ મહેલ દુનિયામા નથી તેની પાછળ સવા ત્રણ કરોડ રૂપીઆ ખર્ચ થયુ હતું. એ મહેલને તાજમહેલ કહે છે. વળી એણે ૬।। કરોડ રૂપીઆ ખર્ચીને હીરા માણેક ને રત્નાદિથી જડિત પુછડીનુ મયુરાસન ( [illegible] આકારનુ આસન ) પોતાને બેસવા માટે બનાવ્યુ હતુ એટલુ [illegible] ના, એ પરભ[illegible] ત્યારે સોનુ, હીરા વગેરે [illegible] [illegible] રૂપીઆ ખજાનામા [illegible] હતા.





## પ્રકરણ ૭ મું.

## ઔરંગઝેબ.

૧. ભાઇ ભત્રિજાઓનો નાશ ૨. ઉત્તર હિંદનો બંદોબસ્ત. ૩ ધર્મ પક્ષપાત ૪. હિંદુઓના બળવા ૫. મરાઠી રાજ્યની

સ્થાપના ૬. રજપૂતો સાથે લડાઈ ૭. તે સમયે દક્ષિણનાં રાજ્ય. ૮ વિજાપુર ને ગોવળકોંડા જીતી લેછે. ૯. સંભાજીનો નાશ. ૧૦. મરેઠા સાથે યુદ્ધ ચાલુ રહે છે. ૧૧ આલમગીરના રાજ્યકૌશલ્યમાં ખામી. ૧૨. આલમગીરનું મરણ ૧૩. આલમગીરના ગુણદોષ.

ભાઈ ભત્રિજાઓનો નાશ. ૧. પિતાને કેદ કરી આલમગીર નામ ધારણ કરીને ઔરંગજેબ ગાદીએ બેઠો ઇ. સ ૧૬૫૮. તે પછીના ચાર વરસ પોતાના ભાઈ ભત્રિજાઓનો નાશ કરવામા ગયા દારા દિલ્હી ભણી નાઠો તેની પછવાડે ઔરંગજેબ પડયો. દારા ગુજરાતમા ગયો, ને ત્યાથી લશ્કર જમાવી અજમેર આવ્યો ઔરંગજેબે ત્યા આવી તેને હરાવ્યાથી તે સિંધમા ગયો ત્યાના એક તાલુકદારે પકડીને બાદશાહ પાસે મોકલી દીધો ઔરંગજેબે તેનો ઘાત કરાવ્યો ઇ સ ૧૬૫૯ શુજા અલ્લાહાબાદ આગળ લશ્કર જમાવી પડયો હતો ત્યા શાહજાદો સુલેમાન તથા જસવંતસિંગ તેને જઈ મળ્યા પણ આગ્રસુ શુજા એ સમયનો લાભ [illegible] શક્યો નહિ તેથી જશવંતસિંગ જોધપુર તો રહ્યો ને શાહજાદો પરવાહને જઈ મળ્યો તથી શુજા હારીને આ[illegible]મા નાઠો [illegible] માર્યો ગયા ઇ સ ૧૬૬૦ મુ[illegible] [illegible] નખાવ્યો ઇ સ [illegible] અને [illegible] તથા મુ[illegible]ના પુત્રો ગ્વાલિયરના કલ્લામા કેદ હતા, તેમને પણ તેણે મરાવી નખાવ્યા.



ઔરંગજેબ

**ઉત્તર હિંદનો બંદોબસ્ત.** ૨ ભાઈભત્રિજાઓનો નાશ કરાવ્યા પછી એણે ઉત્તર હિંદનો બંદોબસ્ત કરવામાં લક્ષ લગાડ્યું પ્રથમ તેણે વિકાનેરના રાજાને વશ કર્યો, ને પછી મીરજુમલાને આસામ જીતવાને મોકલ્યો પણ ત્યાંના રાજાએ ખંડણી આપવાનું કબુલ કર્યાથી તે પાછો આવતો હતો, ત્યાં રસ્તામાંજ મરણ પામ્યો ઇ સ ૧૬૬૨.

**ધર્મ પક્ષપાત** ૩ અકબરે પોતાની નવ પ્રજાને સમાન ગણીને હિંદુ પ્રજાનું મન વશ કરી લેવાની જે રાજ્યનીતિ ચલાવી હતી, તે શાહજહાં સુધી ચાલી એ વખતે હિંદુઓએ ઇમાનદારીથી પાદશાહની નોકરી બજાવી, પણ આલમગીરે એ રીત તોડી તેણે મુસલમાનોના કેટલાક વેરા માફ કર્યા, ને હિંદુઓના ન કર્યા હિંદુઓને સરકારી નોકરી આપવી બંધ કરી તથા જાત્રાઓ ભરાતી તે બંધ પાડી પહેલાંના પાદશાહો હિંદુઓ પાસેથી જે જજીઆવેરો લેતા હતા, ને જે અકબરે બંધ કર્યો હતો, તે વેરો ઔરંગજેબે નાખ્યો એ વખતે દિલ્હીના લોક ટોળે મળી એ વેરો નહિ નાખવાની અરજ કરવાને પાદશાહ પાસે ગયા, ત્યારે પાદશાહે ગુસ્સે થઇ એ લોકો ઉપર પોતાના હાથીઓ છોડી મૂક્યા તેમાં હજારો માણસો છુંદાઇ, ચગદાઇ મરણ પામ્યા આ પ્રમાણે ધર્મમાં પક્ષ-પાત કર્યાથી એની હિંદુ પ્રજા નારાજ થઈ, ને તેમણે મુસલમાનોથી છૂટા પડવાનું ધાર્યું ઔરંગજેબ યુદ્ધકળામાં કુશળ હોવાથી એના સમયમાં મોગલાઇ રાજ્ય સર્વ કરતાં વધારે વિસ્તાર પામ્યું હતું, તોપણ એના મુઆ પછી એનું રાજ્ય જલદીથીજ પડી ભાગ્યું તે માત્ર એના ધર્મપક્ષપાતથી હતું, તેથી મુસલમાનો એના વખાણ કરવા લાગ્યા ને અકબર જેવા ઉત્તમ પાદશાહ કરતાં પણ એને વધારે શાબાશી આપવા લાગ્યા પણ તેથી હિંદુઓ નારાજ થયા ને હિંદુ-મુસલમાન વચ્ચે હાડવેર બંધાયાં તે મટ્યાંજ નહિ.

**હિંદુઓના બળવા** ૪ ધર્મ પક્ષપાતથી એના રજપૂત સરદારો એનાથી છૂટા પડ્યા પંજાબમાં નાનકપંથીઓના ગુરૂ ગોવિંદસિંહે શીખ લોકોને હથિયાર બંધાવી લડવૈયા કર્યા જો કે ઔરંગજેબે તેમને વશ કર્યા, તોપણ એના વંશજોના વખતમાં તેઓ બહુ બળ-

વાન થયા. દિલ્હી પાસેના નારનોલ ગામમા સતરામી જાતના વેરાગીઓએ બળવો કર્યો ને તેમણે પાદશાહી લશ્કરને બે ત્રણ વાર હરાવ્યુ. એ બળવો આલમગીરે મહા મુશ્કેલીએ સમાવ્યો દક્ષિણમા શિવાજીની સરદારી નીચે મરાઠા લોક મોગલાઇ સામા ઉઠયા. આલમગીરે ચપળતાથી, હોશિયારીથી ને યુદ્ધ કૌશલ્યથી જો કે હિંદુઓને દાબમા રાખ્યા તોપણ એના રાજ્યની સત્રણી મુદત એ લઢાઇઓ લઢવામાજ ગઇ

**મરેઠી રાજ્યની સ્થાપના** ૫. દક્ષિણમાં શિવાજીએ કોકણપટી ને ઘાટ ઉપરનો કેટલોક મૂલક જીત્યો, તથા વિજાપુરના પાદશાહના લશ્કરનો પરાજય કરી તેના અફજલખાન નામે સરદારને માર્યો. વળી પાદશાહના મામા સાહિસ્તખાનને પણ ઘાયલ કરી નસાડયો, ને સુરત લૂટયુ એજ સાલમા શિવાજીનો બાપ શાહાજી મરણ પામ્યાથી તેણે રાયગઢમા પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો શિવાજીને બળવાન થતો જોઈ ઔરંગજેબે તેનુ જોર તોડવાને પોતાના સરદાર દીલીરખાન, જશવંતસિંગ, શાહજાદા મોઆજીમ, આજીમ વગેરેને લશ્કર આપી વારાફરતી મોકલ્યા પણ શિવાજી તે સર્વને પૂરો પડયો તેણે હિંદુઓમા ધર્માભિમાન ઉત્પન્ન કર્યું તથા મોગલોને થકવવાની યુદ્ધકળા મરેઠાને શીખવી. એ યુદ્ધકળાથી શિવાજી મૂઆ પછી પણ મરેઠા આલમગીર જેવા બળવાન પાદશાહને પુરા પડી શક્યા. એણે મોગલો સાથે મેદાનમા ઉભા રહીને કવચિતજ લઢાઇ કરી છે. મોગલો ઘણા ને પોતાનું લશ્કર કમી હોવાથી તેમના ઉપર છાપો મારવાનું તેણે ફુરસત ધાર્યું. મોગલો સામા આવે તો ડુંગરમા ભરાઇ



અફજલખાન.

જઇ ગામડા લુટવા ને તેમને હેરાન કરી પાછા કહાડવાની યુક્તિ કરી એ યુક્તિથી શિવાજી ફ્તેહ પામ્યો તથા તે મરણ પામ્યો ત્યારે એનુ રાજ્ય મોગલાઇ સામુ ટક્કર લેવા જેટલુ બળવાન થયુ.

રજપૂતો સાથે લઙઇ. ૬ જજીઆવેરો નાખ્યાથી, જાત્રાઓ બધ પડવાથી, હિદુઓ ને સરકારી નોકરીમાથી બાતલ કર્યાથી તથા ધર્મ પક્ષપાત કરવાથી રજપૂતો આલમગીર ઉપર નારાજ તો હતાજ, એવામા જોધપુરનો રાજા જશવતસિહ કાબુલમા સુબો હતો, તે ત્યાજ મરણ પામ્યો, તેથી તેના ૨ા છોકરા દિલ્હી આવ્યા ત્યા પાદશાહે તેમને કેદ કર્યા જશવતસિહના બધા છોકરા પ્રથમ મરણ પામ્યાથી આ સમયે એક ધાવણો પુત્ર માત્ર હયાત હતો. એ છોક-


દુર્ગાદાસ

રાને રજપૂતોના સરદાર દુર્ગાદાસે યુક્તિથી બહાર મોકલી આબુમાં

રખાવ્યો ને તેની જગાએ એક બીજા છોકરાને ઓઢાડ્યો આલમગીરે તે છોકરાને માગ્યો ત્યારે તેને પણ નહિ આપતા રજપૂતો મામા થઈ ને લડતા લડતા જેટલા બચ્યા તેમણે જઈને પોતાના બાળ રાજાને ઉછેરવા માંડ્યો રજપૂત સ્ત્રીઓ સર્વ જમના નદીમા કુદી પડીને મરણ પામી એ સમયે ઉદેપુરની ગાદીએ રાણો રાજસિંગ હતો તેણે જજીઆવેરો નહિ લેવાને પાદશાહને રીબામણ પત્ર લખ્યો પણ આલમગીરે તે ઉપર લક્ષ આપ્યુ નહિ એવામા જોધપુરનુ રાજ્ય પાદશાહે ખાલસા કરવાનુ ધાર્યુ રાઠોડ સરદારો એથી ગુસ્સે ભરાયા ને રાજસિંગ રાણો તેમની વહારે ચઢ્યો, તેથી પાદશાહે જબરૂ લશ્કર જમાવી અજમેર આવી રાજ્યસ્થાન ઉજડ કરવાનુ મા રાજસિંગ મેવાડ મથક છોડી ડુંગરામા ભરાયો ને રાઠોડો ખૂબ જુસ્સાથી લડી પાદશાહને થકવવા લાગ્યા તેમનો સરદાર દુર્ગાદાસ હતો તેણે યુક્તિથી શાહજાદા અકબરને ફોડ્યો ને તેના ૭૦ હજાર લશ્કર સાથે તેને પોતાના પક્ષમા લીધો, એ સમયે આલમગીર બહુ મુંઝવણમા ફસાયો ને જો એની જગાએ કોઈ થોડી ધીરજવાળો ને કમઅક્કલનો પાદશાહ હોત તો તેનો નાશ થયો હોત, પણ તે ધીરજ રાખી નહિ ગભરાતા રોશનખાએ માલદેવને ફસાવવાને જે યુક્તિ કરી હતી, તેના જાતની યુક્તિ કરીને છુટી ગયો અકબરનુ લશ્કર પાદશાહને મળી ગયુ ને તેમનો સરદાર તૈબરખાન માર્યો ગયો અકબર નાસીને દુર્ગાદાસ પાસે આવ્યો આ સમયે દુર્ગાદાસને ફોડવાને ઘણી લાલચો આપવા માંડી તથા રોકડ લાચ મોકલી, પણ દુર્ગાદાસે અચળ રહી ઔરંગજેબે મોકલેલી લાચ અકબરને વાપરવા માટે આપી તથા તેને સલામત રાખવા સારૂ દક્ષિણમા મરેઠાના રાજાના આશ્રયમા મકી આવ્યો ઈ સ ૧,૮૧ એ વખતે શિવાજીનો દેહ પડ્યો હતો, ને તેનો પુત્ર શંભાજી ગાદીએ હતો, તોપણ પાદશાહના શત્રુને મરેઠા સલામત રાખી શકશે એવો રજપૂતોના મનમા મરેઠાના બળ વિષે વિશ્વાસ બેઠો હતો, પણ અકબર શંભાજીથી કંટાળી ઈરાન ગયો ને ત્યા થોડી મુદતમા મરણ પામ્યો. અકબરનુ બંડ સમાવીને

રજપૂતોને વશ કરવામાં પાદશાહે બહુ જૂલમ કર્યો, તેમનો મુલક લૂટીને ઉજાડ કર્યો. રૈયતની કતલ કરાવી તેમની સ્ત્રીઓને પકડી લઇ જવા માંડી તથા હિંદુ દેવળો તોડીને મસીદો બનાવી આ ક્રૂરકર્મોનો બદલો રજપૂતોએ પણ વાળવા માંડ્યો તેમણે મસીદો લૂટી, મુલ્લાઓની બેઆબરૂ કરી કુરાનો બાળી નાખ્યાં આ પ્રમાણે કરતાં કાંઈ પણ થાક્યું નહિ છેવટે દક્ષિણમાં મરેઠી રાજ્ય વધારે બળવાન થવાથી તથા બંડખોર શાહજાદો તેમને આશ્રયે જવાથી પાદશાહને ચિંતા પેઠી તેથી જશવંતસિંગનો કુંવર અજીતસિંગ મોટો થાય ત્યારે જોધપુરનું રાજ્ય તેને પાછું આપવાની શરતે રજપૂતો સાથે સંધિ કરી પાદ-શાહ પોતાનું સર્વ સૈન્ય લઇ દક્ષિણ ઉપર ચઢ્યો ઈ સ ૧૬૮૩. આલમગીરે ૪૯ વરસ રાજ્ય કર્યું તેની અર્દ્ધ મુદત એણે ઉત્તરમાં રહી લડાઇઓ કરી, ને દક્ષિણ દેશ વશ કરવાને સરદારો મોકલ્યા, પણ તેમનાથી તે કામ ન થયું ત્યારે પંડ દક્ષિણમાં આવ્યો. તે મરતા સુધી ત્યાંજ રોકાયો

**તે સમયે દક્ષિણનાં રાજ્યો** ૭ આલમગીર દક્ષિણમાં આવ્યો ત્યારે બાહમની રાજ્યના વિજાપુર ને ગોવળકોંડા એ બેજ રાજ્યો હયાતીમાં હતા મરેઠી નવું રાજ્ય બળવાન થયું હતું એ સિવાય દક્ષિણમાં નાના નાના જાગીરદારો તથા વિજયનગરના હિંદુ રાજાના વારસોના નાના રાજ્યો પણ હતા લોદી પાદશાહીની પડતીના સમ-યમાં પોર્તુગીઝોએ ગોવામાં નાનું સરખું રાજ્ય સ્થાપ્યું હતું,અંગ્રેજ, ફ્રેંચ ને વલંદા લોકોએ વેપાર અર્થે સુરત, ભરૂચ,અમદાવાદ,મુંબઈ પોંદીચેરી, કારીકલ, માહેને મદ્રાસમાં વખારો કરી હતી મદ્રાસમાં તેમણે શાહજહાના સમયમાં કિલ્લો પણ બાંધ્યો હતો,પણ તે વખતે તેઓ રાજ્ય મેળવવાની લાલચમાં પડ્યા નહોતા માત્ર વેપાર ઉપર-જ તેમનું લક્ષ હતું, તેથી પાદશાહનું ધ્યાન તેમના તરફ ખેંચાયું નહિ તે તો સુમારે દસ લાખ સૈન્ય લાવી દક્ષિણના બે મુસલમાની રાજ્યો તથા મરેઠી રાજ્ય જીતવા આવ્યો હતો

**વિજાપુર ને ગોવળકોંડા જીતી લે છે** ૮. પાદશાહે દક્ષિણમાં

આવીને શાહજાદા મોઆજીમને મરેઠા ઉપર ને આજીમને વિજાપુર ઉપર મોકલ્યા. મરેઠા રાજા શભાજીએ મોઆજીમના લશ્કરનો નાશ કર્યો, તેથી પાદશાહે તેને લશ્કર આપી ગોવળકોડા ઉપર મોકલ્યો, ને આજીમે વિજાપુરને ઘેરો ઘાલ્યો હતો, તેની મદદે પોતે ગયો. ત્યા વિજાપુરના લશ્કરને અન્ન પાણીનો તોટો પાડી એ રાજ્ય જીતીને ખાલસા કર્યું ઇ. સ ૧૭૮૬ મોઆજીમે ગોવળ-કોડા ઉપર સવારી કરીને ત્યાના સેનાપતિને ફોડયો ને હૈદ્રાબાદ લૂટી લીધુ તેથી ગોવળકોડાના પાદશાહે પુષ્કળ ધન આપી સલાહ કરી. પણ બીજે વરસે રાજ્ય ઉપર તેણે અનુચિતી સવારી કરીને એ રાજ્યની પણ આખર આણી ઇ સ ૧૬૮૭ બીજે વરસે કર્ણાટક ઉપર સવારી કરીને તજાવર સુધીનો મૂલક તાબે કર્યો

**શભાજીનો નાશ.** ૯ દક્ષિણના મુસલમાની રાજ્યો જીત્યા પછી પાદશાહે પોતાનું સર્વ સૈન્ય મરેઠાને તાબે કરવામા રોકયુ. તે વખતે શભાજી આળસુ ને વિષયી થઇ છદમા પડયો હતો. તેનો સલાહકાર કલુશા નામે કનોજીઓ બ્રાહ્મણ હતો શિવાજી જેવી ચં-ચળત ને હોશિયારી ન રાખ્યાથી પાદશાહના સરદાર તુકારબખાનને હાથે તે પકડાયો ને મારો ગયો. ઈ. સ ૧૬૮૯.

**મરેઠા સાથે યુદ્ધ ચાલુ રહે છે** ૧૦. શભાજી મરાયાથી મરેઠા નરમ પડશે એમ ધારી મોગલોએ ત્વરાથી મરાઠી કિલ્લા લેવા માડયા,ને રાજ્યધાની રાયગઢ જીતી લીધુ તેમા શભાજીનો બાળક દીકરો શિવાજી કેદ પકડાયો, તેથી શભાજીનો ભાઈ રાજારામ શિ-વાજીને નામે રાજ્ય ચલાવવા લાગ્યો તે ઈ સ ૧૭૦૦ મા મરણ પામતા તેના દીકરાને નામે રાજારામની સ્ત્રી તારાબાઇએ હોશિયા-રીથી રાજ્યનુ તથા લઢાઇનું કામ ચલાવ્યુ એ પ્રમાણે વીશ વરસ સુધી પાદશાહે મરેઠાને વશ કરવાને લઢાઈ જારી રાખી, પણ તે સફળ થઇ નહિ. મરેઠાઓમા શિવાજીએ આણેલું આર્યત્વનું અભિમાન ઓર મજેમથી તૂટયુ નહિ, તેમજ તેમને મોગલો સામે ઝુઝવાની જે પદ્ધતિઓ શિવાજીએ શીખવી હતી તે પદ્ધતિ

પ્રમાણે ચાલી તેમણે આલમગીરને કાયર કર્યો. તેનો ખજાનો મરેઠા લૂટી લેવા લાગ્યા, ને પાદશાહી છાવણી ઉપર છાપો મારવા લાગ્યા, તેથી મોગલાઈ લશ્કર કંટાળી ગયુ. તેમનો પગાર ચઢવા લાગ્યો, ને તેઓ એશઆરામમા પડયા, તેથી અંતે પાદશાહે બાકીને મરેઠા સાથે સંધિ કરવાનું કહેણુ મોકલ્યુ પણ મરેઠાની માગણી પાદશાહથી કબૂલ થઇ નહિ, તેથી તે નિરાશ થઇ પાછો ફર્યો મરેઠા તેની પાછળ પડયા ને તે કેદ પકડાતા મુશ્કેલીથી બચીને અહમદનગર પહોચ્યો.

**આલમગીરના રાજ્યકૌશલ્યમાં ખામી.** ૧૧ એણે દક્ષિણમા સવારી કરી તે વખતે ત્યા ત્રણ સત્તા હતી વિજાપુર, ગોવળકોડા ને મરેઠા તેમા વિજાપુર ને ગોવળકોડા જીતવામા પોતાનું બળ ગુમાવ્યાને બદલે તેમને મેળવી લેઇ એણે પ્રથમ મરેઠી બળ તોડયુ હોત તો પાછળથી બાકીના બે મુસલમાની રાજ્ય જીતવા એને ભારે ન પડત, એટલુજ નહિ પણ એના પછી એના વંશજો મરેઠા આગળ નરમ પડી ગયા, ને મરેઠાને લીધેજ મોગલાઇ તૂટી, તે વખત પણ કદાચ ન આવત. પણ બે મુસલમાની રાજ્યો પ્રથમ જીતવાની એની ઇચ્છાએ અને મરેઠી બળની ખરી તુલના એના મનમા ન હોવાથી એણે ભૂલ કરી.

**આલમગીરનું મરણ** ૧૨. એણે મોગલાઇ રાજ્ય વધાર્યું ખરૂ પણ હિંદુઓ તે ટકવા દેશે નહિ તથા પોતાના છોકરા માંહોમાંહે લઢી રાજ્યની પાયમાલી કરશે, તેની ફિકરમા તે પડયો. એવામા અંતકાળ પાસે આવ્યો હોય એમ તેને જણાયુ. તે વખતે તેને પોતાના કરેલા પાતકો દ્દષ્ટિએ પડયા. પોતાના બાપને દુઃખ દીધુ હતું તથા ભાઇભત્રિજાઓનો નાશ કરાવ્યો હતો તે સર્વ સાભરી આવ્યુ મારૂં શુ થશે, ખુદા મને શી શિક્ષા કરશે ને મારા પાપ કર્મનો શો જવાબ દઇશ, એવા પસ્તાવામા ૮૯ વરસની ઉમ્મરે ૪૯ વરસ રાજ્ય કરી તે મરણ પામ્યો. ઈ. સ. ૧૭૦૭.

**આલમગીરના ગુણદોષ.** ૧૩. ઔરંગઝેબ શૂરો, બુદ્ધિવાન, દ્દઢ મનનો, ઉદ્યોગી, હિમતવાન, દીર્ઘ દ્દષ્ટિવાળો તથા યુદ્ધમા કુશળ

હતો, પણ તે કપટી, અણુવિશ્વાસુ સાંકડા મનનો, પક્ષપાતી, નિર્દય, પાપી ને ધર્માંધ હતો. ગમે તેવા સંકટમાં તે ધીરજ મૂકતો નહિ, ને પોતાના કોઈપણ સરદારોનો વિશ્વાસ કરતો નહિ તેને

તેના પુત્રો ઉપર પણ ભરાસો નહોતો દરેકના ઉપર દેખરેખ રાખવાને એણે બાતમી દારોની જાળ ગુથેલી હતી, તેથી તેના સરદારોની પણ તેના ઉપર પ્રીતિ રહેતી નહિ ને પોતાની મતલબ સાધવાને કપટ રચતા કે પાપ કરતા લગારે ડરતો નહિ તે દેખાવમાં સાદો, શરીરે પાતળો પણ મજબૂત બાંધાનો હતો. આખા રાજ્યના દરેક કામ ઉપર તે જાતે નજર રાખી હુકમ આપતો ઘડપણમાં પણ તે ચસ્મા વગર અરજીઓ વાંચી પોતાને હાથે શેરો કરતો તેનો ચહેરો હમેશાં હસમુખો રહેતો તેનાથી દરેક જણ ડરતા રહેતા પણ એને કોઈ જ ચહાતું નહિ મુસલમાન પ્રજાને માટે એ બહુ સારો પાદશાહ હતો એને મોજમજાનો શોખ નહોતો રાજ્યધન પોતાના ખાનગી કામમાં વાપરતો નહોતો પોતાના ખર્ચ માટે તે ટોપીઓ બનાવતો ને તખ્ત ઉપર ન હોય તે વખતે સાદો પોશાક પહેરતો તથા તે ગાયન ને નાચને ધિક્કારતો હતો

## પ્રકરણ ૮ મું.

## मोगलाइ राज्यनी पडती

### આલમગીર પછીના પાદશાહ

૧. બહાદૂરશાહ ૨ રજપૂતો સાથે સંધિ ૩ શીખ લોકોનો બંદોબસ્ત ૪ બહાદૂરશાહના ગુણ ૫. જહાંદારશાહ. ૬ ફેરોખશીર ૭ મરેઠા સાથે સંધિ ૮ અંગ્રેજને બંગાળામાં જમીનદારી મળી. ૯ મહમદશાહ ૧૦ સૈયદનો નાશ ૧૧ પાદશાહીના ભાગોનું છૂટા પડવું ૧૨, મરેઠાની ચડતી ૧૩ નાદિરશાહની સવારી. ૧૪. રોહિલખંડ ૧૫ અહમદદુરાનીની સવારી ૧૬ અહમદશાહ, ૧૭ આલમગીર બીજો ૧૮ અહમદઅબદલ્લીની ત્રીજી સવારી ૧૯ અહમદઅબદલ્લીની ચોથી સવારી. ૨૦ પાદશાહીનો અંત

બહાદૂરશાહ ૧ આલમગીરના મરણ સમયે એના ત્રણ દીકરા મોઆઝીમ, આઝીમ ને કામબક્ષ હયાત હતા. મોઆઝીમ કાબુલમાં ને કામબક્ષ વિજાપુરમાં સુબેદાર હતા. આઝીમ પાદશાહની

બહાદુરશાહ



સાથે હતો તે પોતાને પાદશાહ કહેવડાવવા લાગ્યો ને આગ્રે જવા નીકળ્યો. ઉત્તરમા જતી વખતે તેણે સંભાજીનો દીકરો સિવાજી જે કેદમા હતો તે દક્ષિણમાં જઈ મરેઠી રાજ્યને ધણી થાય ત્યારે પોતાને મદદ કરે, એ શરતથી તેને છોડી મૂક્યો. મરેઠી રાજ્યસ્થાપનાર શિવાજી ઔરંગજેબની કેદમાથી નાશી ગયો માટે મોગલો તેને ચોર કહેતા અને આ શિવાજી નાસી ગયો નહિ માટે એને શાહુ કહેતા. એ નામ આગળ જતા ગાદીએ બેઠા પછી પણ કાયમ રહ્યું મોઆજીમે કાબુલમા લશ્કર જમાવી આજીમ ઉપર ચઢાઈ કરીને આગ્રા આગળ તને હરાવી માર્યો તે પછી તેણે દક્ષિણમાં સવારી કરી હૈદ્રાબાદ આગળ કામબખ્સને માર્યો ઈ. ૧૭૦૮ પરંતુ ગાદીએ બેઠા પછી એણે પોતાના ભત્રિજા તથા બંડખોર ભાઈઓના મળતીઆ સરદારો વગેરે સર્વેને માફી આપી. મોઆજીમ બહાદુરશાહ નામ ધારણ કરી પાદશાહ થયો, ને જુલ્ફીકારખાંને તેણે પોતાનો વજીર ઠરાવ્યો.

**રજપૂતો સાથે સંધિ** ૨. પાદશાહ દક્ષિણમા હતો, તેવામા પંજાબમાં નાનકપંથી શીખ લોકોએ બળવો કર્યો, તેમને સજા કરવા તે ઉત્તરમા ગયો. એ વખતે રજપુતોએ જજીઆવેરો આપવાની ના કહી બંડ કર્યું, પાદશાહે. તેમના ઉપરનો જજીઅ વેરો માફ કર્યો તથા અકબરના સમયની રાજ્યનીતિ ચલાવવાનુ કબૂલ કરી તેમને પોતાના પક્ષમા લીધા.

**શીખ લોકોનો બંદોબસ્ત.** ૩ શીખ લોકોમા ઔરંગજેબના સમયમા ગોવિંદસિંહે જે જુસ્સો આણ્યો હતો તે તેના મરણ પછી કાંઈ નાબુદ થયો નહિ બહાદુરશાહ ગાદીએ બેઠો ત્યારે શીખ લોકોનો ગુરુ બંધુ હતો તેણે પોતાના લોકોને ઉશ્કેરી મુસલમાનોની મસીદો ભાગી મુલ્લાઓને માર્યાં તથા જમના ને સતલજ વચ્ચેના મુસલમાનોનો સંહાર કર્યો, તેમજ લાહોરથી દિલ્હી સુધીનો મુલક લૂટીને પોતાનો અમલ બેસાડયો શીખ લોકોને સજા કરવા સારૂ રજપૂતો સાથે સંધ કરીને, પાદશાહ પંજાબમા આવ્યો તેણે એ લોકોને હરાવીને ઘેરી લીધા. તેથી બંધુ નાસીને ડુંગરમા જઈ ભ-

રાચો. પરંતુ એટલામા પાદશાહ લાહોરમાં મરણ પામ્યો ઈ.સ. ૧૭૧૨.

પાદશાહના ગુણ ૪ શીખ લોકોના બળવા સિવાય એના રાજ્યમાં શાંતિ રહી હતી. એણે એના ભત્રિજાઓને નહિ મારતાં જાગિરો આપી હતી. એ પાદશાહ જેમ આલમગીર જેવો ચપળ નહોતો તેમ તેવો તે પાપી પણ નહોતો

જહાંદારશાહ. ૫. બહાદુરશાહના વજીર જુલ્ફીકારખાંની મદદથી બીજા શાહજાદાઓને મારી જહાંદારશાહ પાદશાહ થયો, પણ તે રંડીબાજ ને દુરાચરણી થવાથી તેના ભત્રિજા ફરોખશીરે બળવો કર્યો, ને તેને તથા જુલ્ફીકારખાને મારી નાંખ્યા.

ફરોખશીર ૬ ફરોખશીરના મુખ્ય સહાયક બહાર ને અલ્હાબાદના સુબેદાર સૈયદ હુસેન ને સૈયદ અબદુલ્લા નામે બે ભાઈઓ હતા, તેમાંનો અબદુલ્લા વજીર થયો ને હુસેન સેનાપતિ થયો.હુસેને જોધપુરના રાજા અજીતસિંહ સાથે સલાહ કરી તેની દીકરી સાથે પાદશાહનું લગ્ન કરાવ્યું ત્યાંથી હુસેન પંજાબમા ગયો ને શીખ સરદાર બંધુને તથા તેના સાથીઓને પકડીને રીબાવી રીબાવી માર્યા આ પ્રમાણે રીબાવી મરવાનું કબૂલ કર્યું, પણ તેમણે પોતાનો ધર્મ ન તજ્યો. શીખ લોકોનો બંદોબસ્ત કરી હુસેન દક્ષિણમા ગયો.

મરેઠા સાથે સંધિ ૭. હુસેન દક્ષિણમાં આવ્યો ત્યારે ત્યાંનો સુબેદાર ચીનકીલીચખા અથવા અસોફજા જેને નિઝામ ઉલમુલ્ક કહે છે તે હતો, તેની પાસેથી ત્યાંની સુબાગીરીનો અખત્યાર હુસેને લેઈ મરેઠા સાથે સંધિ કરી. એમા એવું ઠર્યું કે મરેઠાએ આજ સુધીમાં જીતેલો મુલક તેમણે રાખવો ને દક્ષિણની ચોથ તથા સરદેશમુખી એટલે કુલ ઉપજનો દશાશ તેઓએ લેવો, ને તેના બદલામાં તેમણે પાદશાહને દર સાલ પંદર લાખ રૂપીઆ ખંડણી. આપવી, ને પંદર હજાર સવારોથી ચાકરી કરવી. એ વખતે મરેઠાની ગાદીએ શાહુ રાજા હતો, ને તેનો મુખ્ય પ્રધાન બાલાજી વિશ્વનાથ મહા ચતુર પુરૂષ હતો.ઉપરના કરાર પાદશાહ પાસે કબૂલ કરાવવા માટે હુસેન દશ હજાર મરેઠા સાથે બાલાજી વિશ્વનાથનેલેઈઉત્તરમાંઆવ્યો,પણ પાદશાહે

એકરાર કબુલ નહિ કર્યાથી તેણે પાદશાહને મરાવી નાખ્યા ઈ.સ ૧૭૧૯

**અંગ્રેજને બંગાળામાં જમીનદારી મળી** ૮ ફરોખશા-રના વખતમા બંગાળાના સુબા મીરજાફર સામા ફરિયાદ કરવાને અંગ્રેજ કંપનીના માણસો આવ્યા તેવામા પાદશાહ માંદો હતો ને તેના હકીમો તેને આરામ કરી શક્યા નહોતા તેથી આવેલા અંગ્રેજોમાં ડાક્ટર હેમીલ્ટન હતો, તેણે દવા કરી પાદશાહને આરામ કર્યો, તેથી પાદશાહે તેને ઈનામ માગવા કહ્યુ, ત્યારે તેણે બંગાળાના ૩૭ તાલુકાની જમીનદારી તથા કંપનીના માલના હાંસલની માફીની સનદ માગી તે પાદશાહે આપી ઈ સ ૧૭૧૫

**મહમદશાહ** ૯ ફરોખસીરના મુઆ પછી સૈયદભાઈઓએ પાદશાહી કુળના એક નાના બાળકને ગાદી આપી તે ત્રણ માસમા મરણ પામ્યા તેથી તેમણે બહાદુરશાહના એક પાત્ર મહમદશાહને ગાદી આપી ઈ સ. ૧૭૧૯

**સૈયદનો નાશ** ૧૦ મહમદશાહે ગાદીએ બેઠા પછી પોતાની મરજીથી સૈયદોનો નાશ કરી તેમનાથી છુટા થવાનુ ઇચ્છ્યુ એ સૈયદના સામાવળીઆમા દક્ષિણનો સુબો અસોફજા ને અયોધ્યાનો સુબો સાદતખા મુખ્ય હતા અસોફજાએ દક્ષિણમા બળવો કર્યો તેને સજા કરવા ને પાદશાહને લઈ હુસેન દક્ષિણમા આવ્યા પણ રસ્તામાજ પાદશાહે હુસેનને મરાવી નાખ્યા તેનુ વેર લેવાને સૈયદ અબદુલ્લ લશ્કર લેઈ



મહમદશાહ

પાદશાહ સામો આવ્યો, તેને પાદશાહે હરાવી માર્યો ઈ સ ૧૭૨૦. પાદશાહે અસોફજાને વજીર નીમ્યો, પણ તેને પાદશાહનો સ્વભાવ નહિ ગમવાથી તે દક્ષિણની સુબાગીરી ઉપર ગયો, ને સ્વતંત્રપણે અમલ ચલાવવા લાગ્યો ઈ સ ૧૭૨૪

**પાદશાહીના ભાગોનું જૂદા પડવુ** ૧૧ અયોધ્યાનો સુબેદાર સાદતખા પાદશાહનો વજીર થયો પરંતુ તે પણ ઇ સ ૧૭૩૨-થી સ્વતંત્રપણે અયોધ્યાની સુબાગીરી કરવા લાગ્યો બંગાળાના

સુબેદાર મુર્શિદકુલીખાન ઢાકાથી મુર્શિદાબાદમા ગાદી કરી ઇ સ ૧૭૨૫ થી સ્વતંત્ર થયો કર્ણાટકનો નવાબ પણ દિલ્હીથી છૂટો થઈ નિઝામ અસેફજાની તાબે આવ્યો અજમેરની આસપાસનો મુલક જોધપુરનો રાજા અજીતસિંહ પચાવી પડયો

**મરેઠાની ચઢતી.** ૧૨ બાલાજી વિશ્વનાથ ઈ સ. ૧૭૨૦ મા મરણ પામ્યાથી તેનો દીકરો બાજીરાવ પેશ્વા થયો તે બહુ બહાદુર ને રાજ્યનીતિજ્ઞ પુરૂષ હતો પિલાજી ગાયકવાડ, રાણોજી સિંધીઆ, ઉદાજી પરમાર ને મલ્હારરાવ હોલ્કર એ એના મુખ્ય સરદારો હતા જોધપુરના રાજા અજીતસિંહનો કુંવર અભેસિંગ ગુજરાતનો ને જેપુરનો રાજા જેસિંગ માળવાનો સુબેદાર હતા. ગાયકવાડ ગુજરાત, હોલ્કર માળવા, ને સિંધીઆ બુંદેલખંડ જીતવાને યત્ન કરવા લાગ્યા તેમાથી ગુજરાતનો થોડો ભાગ, માળવા અને બુંદેલખંડ એટલુ મરેઠાઓને મળ્યુ

**નાદીરશાહની સવારી** ૧૩ ઈ સ ૧૭૩૬ મા ઇરાનની ગાદીએ નાદીરશાહ નામે પાદશાહ થયો તેણે એક જોરાવર સૈન્ય લેઇ કાબુલ ને કંદહાર જીતી લીધા ઇ. સ ૧૭૦૭ કાબુલમા હિંદની પાદશાહતની નબળી હાલત તેના જાણવામા આવી તેથી તેણે બીજે વરસે હિંદ ઉપર ચઢાઈ કરી કરનાલ આગળ હિંદી ને ઈરાની લશ્કરનો મુકાબલો થયો, તેમા મોગલ સૈન્ય હાર્યું ને પાદશાહ, નિઝામ ને સા-


નાદીરશાહ

તખ્માં નાદીરશાહને શરણે આવ્યા ઇ. સ ૧૭૩૯ નાદીરે દિલ્હી આવી લોકોને દુ:ખ નહિ દેવાના હુકમ કર્યો પણ બીજે દિવસે નાદીર મરવાની બૂમ આવ્યાથી શહેરના લોક ફગાનોઓ ઉપર તૂટી પડ્યા ને તેમને મારી નાખ્યા. તેથી નાદીરે શહેરમા કત્લ ચલાવવા આજ્ઞા કરી, ને થોડા વખતમા ૩૦ હજા માણસ મારી નાખ્યા. નાદીરે પૈસા મેળવવાને આ સવારી કરી હતી, તથી તેણે ખજાનામાંથી રોકડ ઝવેરાત વગેરે લીધુ બીજા અમીર ઉમરાવ ને ધનવાન તથા સુબેદારો પાસેથી ખડણી મેળવી સુમાર ૨૦ થી ૩૦ કરોડ સુધીનુ રોકડ તથા મયુરાસન ને કોહીનૂર હીરો લેઇ પાછો તે ઇરાન ગયો તથા સિંધ,મુલતાન,કાબુલ ને કદહારના મુલક તેણે પોતાના રાજ્યમા મેળવ્યા, પણ ઇરાન ગયા પછી નાદીરશાહ માર્યો ગયો,તેથી તેના એક સરદાર અહમદ દુરાનીએ કદહાર ને કાબુલ કબજે કરી ત્યા દુરાની રાજ્ય સ્થાપ્યુ

**રોહિલખંડ** ૧૪ મહમદશાહના વખતમા યુસફજાઇ જાતના રોહીલા નામે પઠાણ લોક અયોધ્યા ને હીમાલયની વચ્ચેના પ્રદેશમા આવી વસ્યા ને લૂટફાટ ચલાવી બરેલીમા ગાદી કરી સ્વતંત્રપણે વર્ત્તવા લાગ્યા. પાદશાહે તેમના ઉપર સવારી કરી તાબે કર્યા. ઇ. સ. ૧૭૪૫.

**અહમદ દુરાનીની સવારી.** ૧૫. ઇ સ ૧૭૪૮ મા અહમદશાહ દુરાનીએ પંજાબ ઉપર ચઢાઇ કરી ને સરહિંદ જીતી લીધુ, તેથી શાહજાદો અહમદ તેની સામે આવ્યો ને તેને હરાવી પાછો કાઢયો. મોગલોએ આ છેલ્લો જ જય મેળવ્યો તે પછી થોડીજ મુદતમા પાદશાહ મરણ પામ્યો. શાહજહાના મયુરાસન ઉપર બેસનાર ને તાજમા કોહીનૂર પહેરનાર છેલ્લો મોગલ પાદશાહ એજ હતો. એજ સાલમા મરેઠાનો રાજા શાહુ તથા અસોફજા પણ મરણ પામ્યા. ઈ સ. ૧૭૪૮.

**અહમદશાહ.** ૧૬. મહમદશાહ પછી તેના શાહજાદા અહમદશાહે ગાદીએ બેસીને સાદતખાના દીકરા સફદરજંગને વજીરાત આપી. તે રોહીલાને વશ નહિ કરી શક્યાથી મલ્હારરાવ હોલ્કર

તથા જયાપા સિંધીઆને ચોથાઇ વસૂલ કરવાની રજા આપી ત્યા મોકલ્યા તેમણે રાહીલાને વશ કર્યા ઈ. સ. ૧૭૫૨ એવામાં અહમદ દુરાની બીજી વાર હિંદ ઉપર ચઢી આવ્યો. પાદશાહે તેને પંજાબ પ્રાંત આપી પાછો વાળ્યો એ વાત સફ્દરજંગને નહિ ગમ્યાથી તે અયોધ્યાને અલ્લાહાબાદ પ્રાંત લઇ છૂટો થયો તેથી નિઝામ અસોફજાનો પાટવી પુત્ર ગ્યાસુદ્દીન વજીર થયો તેને પાદશાહ સાથે અણબનાવ થવાથી તેણે પાદશાહને મારી નાખ્યો, ઈ. સ. ૧૭૫૪ ને પાદશાહના કાકાને આલમગીર બીજો એવું નામ આપી ગાદીએ બેસાડયો.

**આલમગીર બીજો.** ૧૭ હવે પાદશાહના હાથમા સત્તા રહી નહિ જે બળવાન હોય તે વજીર થઇ પાદશાહને કબજે રાખે કે ગમે તેને પાદશાહ બનાવે મોગલાઇ નબળી થઈ, સુબા સ્વતંત્ર થયા ને પાદશાહી ખંડણી અટકી, મરેઠા બળવાન થયા ને આખા હિંદમા લૂટફાટ કરીને પોતાની સત્તા બેસાડવા લાગ્યા બીજો આલમગીર માત્ર નામનો પાદશાહ હતો સઘળી સત્તા ગ્યાસુદ્દીનના હાથમા હતી તે સ્વભાવે ચપળ, અવિચારી ને ઉતાવળીઓ હતો. તેણે દુરાની પાસેથી પંજાબ જીતી લીધો.

**અહમદ અબ્દલ્લીની ત્રીજી સવારી.** ૧૮. પંજાબની જીતનું વેર વાળવાને અબદલ્લીએ હિંદ ઉપર ચઢી આવી લૂટ ચલાવી ધન મેળવ્યુ અયોધ્યાના નવાબ સુજાઉદ્દવલા પાસેથી ખંડણી લીધી, તથા ભરતપુરના જાટ રાજા ઉપર સવારી કરીને મથુરાના હજારો જાત્રાળુઓને વિના વાંકે માર્યા આ પ્રમાણે કેર કરીને નજીબુદ્દવલા નામે એક રાહીલા સરદારને પાદશાહનો સેનાપતિ ઠરાવી તે પાછો ગયો.

**અબદલ્લીની ચોથી સવારી** ૧૯. અબદલ્લી ગયા પછી ગ્યાસુદ્દીને રઘુનાથરાવ પેશ્વાની મદદથી દિલ્હી લીધુ ને નજીબુદ્દવલાને નસાડયો. તેના લશ્કરી પંજાબ ગયો ને તે પ્રાંત જીતી ત્યા એક મરાઠા સરદારને સુબા ઠરાવી પોતે દક્ષિણમા ગયો આ સમાચાર સાંભળી પેશ્વાનો મદદ કરવાને અબદલ્લીએ ચોથી સવારી કરી એવામા ગ્યાસુદ્દીને બીજા આલમગીરને મારી નાખ્યો ને એક બીજા

છોકરાને ગાદીએ બેસાડયો ઈ સ ૧૭૫૮ પણ તેને કોઈએ માન્ય કર્યો નહિ વડો શાહજાદો શાહઆલમ નાસી ગયો તે આગળ જતા પાદશાહ થયો દક્ષિણમા મરાઠાએ નિઝામને હરાવી તાબે કર્યો હતો. હવે તેમનો કોઈ શત્રુ રહ્યો ન હતો તેથી તેમણે અબદલ્લીને હરાવી મોગલાઈ ઉથી વાળવાની જબરી તૈયારી કરીને પાણીપતના રણક્ષેત્રમા અબદલ્લી સાથે યુદ્ધ કર્યું, તેમા તેનો નાશ થયો

પાદશાહીનો અત ૪૦ અબદલ્લીએ પાછા જતા શાહઆલમને ગાદી આપી હતી એ શાહઆલમ નામનો પાદશાહ થયો એ સમયે અયોધ્યા ને પ્રયાગ સુજાઉદ્દવલા પચાવી પડયો રોહીલાનો સરદાર નજીબુદ્દવલા પણ સ્વતત્ર થયો દક્ષિણમા નિઝામ ને કર્ણાટકનો તથા બગાળાનો નવાબ સ્વતત્ર થયા, મહિસુરમા હૈદરઅલી એ સ્વતત્ર મુસલમાની રાજ્ય એજ અરસામા સ્થાપ્યુ ગુજરાત,



શાહઆલમ

માળવા, બુદેલખડ, ઓરીસા ને મહારાષ્ટ્ર પેશ્વાને તાબે હતા સિંધમા જૂદા જૂદા અમીરો સત્તાધારી, ને તેઓ અબદલ્લીના ખડીઆ હતા. કાબુલ, કદહાર, પજાબ ને મુલતાન અબદલ્લીના તાબામા હતા એટલે દિલ્હી ને આગ્રા એ બેજ પ્રાતો પાદશાહના તાબામા હતા ને તે પણ માત્ર નામના હતા, કેમકે એ પ્રાતો મરેઠા વારવાર લૂટી લેતા છેવટે ગુલામકાદરે ઈ. સ ૧૭૮૬ મા પાદશાહને આંધળો કરી કેદ કર્યો, તેને સિંધીઆએ છોડાવી પોતાને કબજે

લીધો સિંધીઆ પાસેથી અંગ્રેજ સરદાર લેક સાહેબે તેને છોડાવ્યો શાહઆલમ ઈ સ ૧૮૦૬ મા મુઆથી તેનો શાહજાદો અકબર નામનોજ પાદશાહ થયો અંગ્રેજ સરકાર એને જે આપતા તે ખાઇને બેસી રહેતો, તેની પાસે કાંઈ રાજ્ય નહોતુ ઈ. સ ૧૮૩૭ મા તે મરણ પામ્યાથી તેની જગાએ મહમદ બહાદુરશાહ થયો. તેણે ઈ. સ ૧૮૫૭ ના બળવામા ભાગ લીધાથી તેને પકડી રંગુનમા કેદ કર્યો, ત્યા તે ઈ સ ૧૮૬૨ મા મરણ પામ્યો એ સર્વથી છેલ્લો પાદશાહ થયો

---

## પ્રકરણ ૯ મું.

## मोगलाई राज्यनु पुनरावलोकन.

**૧ સારા મોગલ પાદશાહો ૨. પાદશાહીની પડતીનાં કારણ ૩. મોગલ પાદશાહોનાં કામ ૪ વેપારનો વધારો, હિંદનો ધણી કોણ થાય?**

**સારા મોગલ પાદશાહો** ૧ મોગલોના ૧૭ પાદશાહ થયા તેમા પાદશાહ નામને યોગ્ય એવા તો ૧૪ પાદશાહ થયા છેલ્લા ત્રણ પાદશાહ તો માત્ર નામનાજ હતા એ પાદશાહોમા મહાન અકબર સર્વોત્તમ હતો એણે હિંદુઓ ઉપરથી જાત્રા વેરો, માથાવેરો વગેરે વેરા કાઢી નાખ્યા હિંદુ રાજાઓ સાથે લગ્નબંધ કરી તથા તેમને મોટા હોદ્દાની નોકરીઓ આપી તેમના મન મેળવ્યા. એ રીતથી હિંદુઓ પાદશાહના મદદગાર થયા શાહજહા સુધી એ રીત ચાલી શાહજહા પણ ભલો ને અકબરને પગલે ચાલનારો હતો ઔરંગજેબના પુત્ર બહાદુરશાહે પણ રજપૂતોના મન મેળવી લેઈ પાદશાહી તાવાને યુક્તિ કરી, પણ તે જલદીથી મરણ પામ્યો તેથી તે પાર પડી નહિ

**પાદશાહની પડતીનાં કારણ** ૨ અકબરે સર્વને સરખા ગણી ધર્મભેદ કાઢી મોગલાઈ મજબૂત કરવાને જે રીત ચલાવી હતી, તે ઔરંગજેબે તોડી. તેણે હિંદુઓ ઉપર જજીઆવેરો નાખ્યો,

જૂલમ કર્યો ને તેમને નોકરીમાંથી બાતલ કર્યા આ પ્રમાણે ધર્મભેદ પ્રસિદ્ધ કરવાથી હિંદુઓ તેમના ઉપર કોપે ભરાયા. પરંતુ તે યુદ્ધકૌશલ્યમાં કુશળ હોવાથી સમય વરતી ને ચપળતા વાપરી પોતાનું રાજ્ય સાચવવાને વધારી શક્યો પણ એણે કુમપના જે બીજ રોપ્યા તેના કડવા ફળ એના વંશજોને ચાખવા પડ્યા એના વંશજો નબળા નીકળ્યાથી તેમના સરદારો માંહોમાંહે લઢી મરવા લાગ્યા, ને તેમાંના જે જોરાવર હોય તે વજીર થઈ પાદશાહને રમકડા માફક નચાવવા લાગ્યો, તથા પોતાની મરજીમાં આવે તેને પાદશાહ બનાવે ને ઉઠાડે એવા વજીર પાદશાહ બનાવનાર કહેવાતા પાદશાહ બનાવનાર વજીરોમાં ઝુલ્ફીકારખાં, બે સૈયદ ભાઈઓ, ને અમીરુદ્દીન ગણાય છે પાદશાહો નબળા ને વજીરો કુસંપી ને આપમતલબીઆ હોવાથી દૂરના સુબાઓ પણ પાદશાહથી છૂટા પડી સ્વતંત્ર થઈ ગયા પાદશાહત આવી સ્થિતિમાં આવી છતાં બહાદૂરશાહ સિવાય કોઈ પણ પાદશાહે હિંદુઓને મેળવી લેવાની મહેનત કરી નહીં. ખરૂં કહીએ તો તેમનામાં દીર્ઘદૃષ્ટિ ને રાજ્યકૌશલ્ય હતુંજ નહિ. પાદશાહતની પડતીના વખતે રજપૂતોની પડતી થઈ હતી, પણ મરેઠા પોતાનું બળ નિરંતર વધાર્યા જતા હતા તેથી તેમણે અંતે મોગલાઈ વૃક્ષનું મૂળ કાપ્યું.

**મોગલ પાદશાહોનાં કામ.** ૭. મોગલ પાદશાહો જો કે આ ગલા પઠાણ પાદશાહો કરતા સારા હતા, તોપણ તેમણે રૈયતને માટે સારા કામો થોડાંજ કર્યાં છે લોકકલ્યાણના અને પ્રજાની આબાદીના કામ કરવામાં તેઓ પઠાણ પાદશાહો કરતાં ભાગ્યેજ સારા હતા. અકબર અને શાહજહાંએ રૈયતને સુખી કરવાની, ન્યાય આપવાની ને આબાદ રાખવાની મહેનત કરી હતી, પણ એ બે બાદ કરતા બાકીનાએ રાજવૈભવ ને મોજશોખ ભોગવવામાં તથા મુલકો જીતી મોટાઈ વધારવામાં પોતાનો કાળ ગુમાવ્યો હતો. અકબરે વિદ્યાને ઉત્તેજન આપવામાં મહેનત કરી તે વખતે રાજ્યમાં દરબારી ભાષા ફારસી હતી, તમાં તેણે સંસ્કૃત ગ્રંથોના તરજુમા કરાવ્યા. વળી આઈનઅકબરી અને અકબરનામું નામે બે તવારીખના

ગ્રંથો એના વજીર અબુલફજલે લખ્યા હતા. જહાગીરે પોતાની હકીકત પોતેજ લખી છે, પણ એ સિવાય કાઇ વિશેષ કોઇએ કર્યું નથી તેમણે હિદુ પ્રજામ વિદ્યાભ્યાસ વધારવા તરફ કાંઈ લક્ષ ન આપ્યુ તેથી હિદી વિદ્યા ઘટી, બધ પડી ને અતે નાશ પામવાની સ્થિતિમા આવી, તેથી તેમનામા વહેમ વધ્યા ને કેટલાક નઠારા રિવાજો દાખલ થઇ તેઓ અધમ સ્થિતિમાં આવતા ગયા.

**વેપારનો વધારો.** ૪. મોગલાઈ વારામા પહેલા કરતા યૂરોપ સાથે વેપારનો ઘણો વધારો થયો. એ વધારો આ દેશના વેપારીઓએ પરદેશમા જઇને કર્યો નહોતો, પણ પરદેશી વેપારીઓ આ દેશમાં આવવાથી થયો હતો. સિકદર લોદીના સમયમા પોર્તુગીઝો આ દેશમા આવી યૂરોપ સાથેનો વેપાર ચલાવવા લાગ્યા તેમને નફો મળતો જોઈ યૂરોપના બીજા દેશના લોક પણ આ દેશમા વેપાર કરવાને આવવા લલચાયા ને અકબર તથા જહાગીર પાદશાહોના સમયમા તેઓ આ દેશમા આવવા લાગ્યા, તેથી આ દેશના માલનો પુષ્કળ ઉઠાવ થવા માડયો. કારીગરો કમાવા લાગ્યા ને તેથી તેઓ નવા નવા બગ ઉત્પન્ન કરી આ દેશની કારીગરી ખીલવવા લાગ્યા.

**હિંદનો ધણી કોણ થાય?** ૫. મોગલ પાદશાહો નબળા થયા, સરદારો કુસંપી થયા ને સુબાઓ સ્વતત્ર થયા; તથા તેઓ મોગલાઈનું ધણીપણુ રાખવાને ઇચ્છતા ન હતા. મોગલની નબળાઇ જોઇ તથા તેમનો પોતાના તરફ ધર્મભેદ ને જૂલમ જોઈ હિદુઓ મોગલ ઇ તોડીને હિદના ધણી થવા ઇચ્છવા લાગ્યા, પણ હિદુઓ તરફથી લડનાર માત્ર મરેઠા હતા.તેમણે સંપ કરી હિદુબળ એકત્ર કર્યુ નહિ રજપૂતોને લૂટીને પાયમાલ કર્યાથી તેઓ તેમની સહાયે આવે તેવી સ્થિતિમા નહોતા. તેથી હિદુ તરફથી મરેઠા એકલા મોગલાઈ સામા થયા એ રીતે હિંદુ મુસલમાન માહેમાંહે લડીને નબળા થયા અને અંને બેની લડાઈમા ત્રીજાને ફાવ્યુ. સને ૧૭૬૧ની હિદુ મુસલમાન વચ્ચેની મોટી લડાઇમા મરેઠીબળ તૂટયું, અને મોગલાઇનો તો અનજ આવ્યો. એ

લઢાઈઓ વખતે એક ત્રીજી પ્રજા તટસ્થપણે જોતી હતી, તે પ્રજાનો ત વખતે પૂર્વમા સૂર્યોદય થયો હતો. યૂરોપથી વેપાર કરવાને જે પ્રજા આ દેશમા આવી હતી, તેમા અંગ્રેજ ને ફ્રેંચ મુખ્ય હતી ને પણ હિંદનુ ધણીપણુ મેળવવાને ઉત્સાહી હોવાથી પોતપોતાની સત્તા જમાવવાને માહેમાહે લઢી મરી. ફ્રેંચને હરાવી અંગ્રેજોએ હિંદનુ ધણીપણુ મેળવવાને યત્ન કર્યો તેમા આખરે અંગ્રેજ લોકો ઈ. સ ૧૭૬૧ મા ફતેહ પામ્યા માંહેમાહે લઢીને નબળા થએલા હિંદના જૂદા જૂદા મુસલમાન હાકેમોને તેમણે પ્રથમ હરાવ્યા પછી મરાઠાને અને છેવટે શીખને હરાવી તેઓ હિંદના ધણી થયા.

---

# ભાગ ચોથો.

## મરેઠી રાજ્ય.

## પ્રકરણ ૧ લું.

## શિવાજી.

૧ મહારાષ્ટ્રમાં હિંદુ રાજ્ય. ૨. મહારાષ્ટ્રમાં મુસલમાની રાજ્ય ૩. મરઠા સરદારો. ૪. શાહુજી ૫. શિવાજીનો જન્મ. ૬. શિવાજીનો ઉદય. ૭. શિવાજી રાજા થાય છે. ૮. આર્ય-ધર્મ તરફ રુચિ. ૯. શિવાજી કેદ પકડાય છે. ૧૦ શિવાજી. કેદમાંથી છૂટે છે. ૧૧ શિવાજીની રાજ્યવ્યવસ્થા. ૧૨. શિવાજીનો અંત. ૧૩ રાજ્યની મજબૂતી

મહારાષ્ટ્રમાં હિંદુ રાજ્ય ૧. ઈ. સ ની શરૂઆત સુધી મહારાષ્ટ્રમા જાણવાજોગ રાજ્ય નહોતુ, આગળ જતાં તેનો કેટલાક ભાગ શાલિવાહનના રાજાઓના તાબામા આવ્યો તે પછી એ દેશમા ચાલુક્યોનુ રાજ્ય થયુ ચાલુક્યો પછી દેવગીરી કે દોલતાબાદમાં જાદવોનુ રાજ્ય થયુ. એ રાજ્ય અલ્લાઉદ્દીન ખૂનીએ તોડયુ ત્યારથી મહારાષ્ટ્ર પ્રાત દિલ્હીની પાદશાહતમા ભળ્યો.

મહારાષ્ટ્રમાં મુસલમાની રાજ્ય ૨. મહમદ ગાંડાના વખતમા ઈ. સ ૧૩૪૭ મા હુસેન ગંગુએ બાહ્મણીરાજ્ય સ્થાપ્યુ

ત્યારે મહારાષ્ટ્ર દેશ તેના તાબામાં આવ્યો. તેના વંશજોની નબળી સ્થિતિમા એ રાજ્યના સરદારો સ્વતંત્ર થયા. તે વખતે મહારાષ્ટ્ર દેશ અહમદનગર ને વિજાપુરના રાજાના તાબામા વહેચાઇ ગયો.

**મરેઠી સરદારો.** ૩ એ પ્રમાણે મહારાષ્ટ્ર મુસલમાની રાજ્યમાં વહેચાયો. તોપણ જૂના રાજ્યકૂળના વંશજો ને નાના નાના જાગીરદારો રહ્યા હતા. તેઓ જાગીર ખર્ઈ, એ મુસલમાની રાજ્યોમા નોકરી કરતા એ વગર મુસલમાની લશ્કરમા પણ ઘણા મરેઠા નોકર હતા. મુલ્કી કારભાર ત્યાના બ્રાહ્મણો કરતા હતા આ પ્રમાણે અહમદનગરના મલીકઅંબરના લશ્કરમા જાદવરાય કરીને એક જાદવકૂળનો દશ હજાર સવારનો સરદાર હતો. તેની સહાયતાથી ભોસલે કૂળનો માલોજી કરીને એક મરેઠો હતો, તે પાચ હજાર સવારોનો સરદાર થયો. એમ કહેવાય છે કે ઉદેપુરના રાણા અજેસિંગનો જે કુમાર દક્ષિણમા જતો રહ્યો હતો તેના વંશનો એ માલોજી હતો એ કુવરથી માલોજી દશમો પુરૂષ હતો.*

**શાહજી** ૪. માલોજીને શાહજી નામે દીકરો હતો તેનો વિવાહ જાદવરાયની દીકરી જીજાબાઈ વેરે થયો હતો. તેથી શાહજી અહમદ નગરના રાજ્યમાં આગળ પડતો થયો. મલીકઅંબર મૂઆ પછી તેનો દીકરો ફતેહખાન શાહજહાંને તાબે થયો ત્યારે શાહજીએ એક બીજા રાજાને ગાદીએ બેસાડયો, ને અહમદનગરનો કેટલોક મૂલક પાછો મેળવ્યો. તેથી શાહજહા પંડે દક્ષિણમા આવ્યો, તેણે વિજાપુરનું રાજ્ય ખંડીયુ બનાવ્યુ ને અહમદનગરનું રાજ્ય ખાલસા કર્યું, તેથી શાહજી વિજાપુરની નોકરીમા રહ્યો. એ શાહજીને બે જાગીર મળેલી હતી એક સતારા પાસે ને બીજી તંજાવરમા

---

* અલાઉદ્દીન સામા થનાર ઉદેપુરના રાણા ભીમસિંહના દીકરા અજેસિંહનો કુંવર સજનસિંહ દક્ષિણમા ગયો એ સજનસિંહથી દશમી પેઢીએ માલોજી થયો સજનસિંહ, દલીપજી, શિવાજી, ભોરાજી, દેવરાજ, ઉગ્રસેન, મોકલજી, ખેલુજી, જનકાજી, માલોજી.

શિવાજીનો જન્મ. ૫. શાહજીને જીજાબાઈથી શિવાજી નામે પુત્ર થયો ઈ સ ૧૬૨૭ એને કેળવણી આપવાને શાહજીએ કોડ દેવ નામે*બ્રાહ્મણને રાખ્યો, તેણે તેને સાક્ષર નહિ કરતા રાજ્ય-નીતિ ને યુદ્ધકળા સારી રીતે શીખવી શિવાજીની મા પણ એક રજપૂતાણીને છાજે એવો એને ઉપદેશ આપતી. શિવાજીના ગુરૂ રામદાસ સ્વામી હતા.

શિવાજી.



શિવાજીનો ઉદય ૬ શિવાજી મોટો થતો ગયો તેમ તેમ એણે પોતાનુ પરાક્રમ બતાવવા માડયુ. એણે આસપાસના ઘાટી લોકો પોતાના લશ્કરમા એકઠા કર્યા. એ લોક ખેતીનુ કામ કરતા ને

શિવાજી બોલાવે ત્યારે આવીને તેના હુકમમાં રહી આસપાસના મૂલકો લૂટી લેતા એ લૂટમાથી શિવાજી તેમને ભાગ આપતો તેથી તેમને પગાર આપવાની ગરજ પડતી નહિ એટલુજ નહિ પણ શિવાજી બોલાવે ત્યારે લૂટની લાલચે તેઓ ખુશીથી હાજર થતા આ પ્રમાણે મરેઠી રાજ્ય સ્થાપનાર મળ પુરૂષે પ્રથમ લૂટનો ધંધો આરંભ્યો આગળ જલદીજ એણે વિજાપુરના તાબાના કિલ્લા લેવા માડયા. ને ત્યા પોતાનો લૂટનો ખજાનો ભરવા માડયો. આ વખતે શાહજી વિજાપુરના રાજ્યમા નોકર હતો તેથી તેના ઉપર વિજાપુર વાળાએ દબાણુ કર્યું. ત્યારે શિવાજીએ મોગલાઈ મુલક ઉપર લૂટ ચલાવી. એ પ્રમાણે એક વખત મોગલોનો તો બીજી વખત વિજાપુરનો મૂલક લૂટવા લાગ્યો અંતે શિવાજી વિજાપુરનો મૂલક લૂટતો બંધ ન પડયો, ત્યારે ત્યાના હાકેમે શાહજીને કેદમા નાખ્યો, તેથી શિવાજી શાહજહાને શરણે આવ્યો, ને તેની સહાયતાથી પોતાના પિતાને છોડાવી, પ્રથમ પ્રમાણે તેનો ઉદ્યોગ જારી રાખ્યો, ત્યારે વિજાપુરના હાકેમે અફજલખા નામે એક મોટા સરદારને લશ્કર આપી શિવાજી ઉપર મોકલ્યો આ સરદાર સાથે રણક્ષેત્રમા યુદ્ધ કરી જય મેળવાય તેમ નહિ હોવાથી તેણે છળ કરી જય મેળવવાની યુક્તિ કરી. પ્રથમ તેણે સલાહનું કહેણ મોકલી પ્રતાપગઢના કિલ્લા આગળ તેની મુલાકાત લેવાનુ ઠરાવ્યુ, એ મુલાકાત વખતે દગાથી તેને મારીને તેના લશ્કરનો નાશ કર્યો ઈ સ. ૧૬૫૯ અફજલખા મરાયાથી વિજાપુરને વધારે ભય પેઠો ને શિવાજી વધારે જોરપર આવ્યો. તેણે લશ્કરનો વધારે જમાવ કરી મોગલાઈ મૂલકમા લૂટ ચલાવી એ સમયે દિલ્હીની ગાદીએ ઔરંગજેબ હતો તે પોતાના ભાઈઓનો નાશ કરવામાં રોકાયેલો હોવાથી તેણે શિવાજીને છેડયો નહિ, પણ તેમાથી પરવાર્યા પછી તરતજ સાહિસ્તખાને જોરાવર સૈન્ય આપી શિવાજીનો નાશ કરવા મોકલ્યો. શિવાજી મોગલો સામા નહિ થતાં ડુંગરોમા ભરાયો. મોગલોએ પુના જીતીને ત્યા મુકામ કર્યો. શિવાજીએ ઓચિંતા આવીને રાત્રે તેમના ઉપર છાપો માર્યો તેથી

મોગલો ગભરાયા ને સાહિસ્તખા નાસતા નાસતા ઘાયલ થયો. ઈ. સ ૧૬૬૨. એ પ્રમાણે વિજાપુરને બાદશાહી લશ્કર ઉપર જય મળ્યાથી તેનું લશ્કર વધારે તેજી પર આવ્યુ.

**શિવાજી રાજા થાય છે. ૭** એ વખતે પશ્ચિમ હિંદુસ્તાનમા સુરત એ મોટુ બદર હતુ, મોટા મોટા વેપારીઓ અને શાહુકારો ત્યા રહેતા હતા. તેઓ દુનિયાના ઘણાખરા જાણીતા દેશો સાથે વેપાર કરતા હતા. ત્યા ચોરાશી બંદરના વાવટા ઉડતા હતા, ને આઠ લાખ માણસની વસ્તી હતી આજનુ મુબઇ તે તે વખતનુ સુરત હતુ એ સુરત લૂટવાની શિવાજીએ હિમત કરી ને એકદમ સુરત ઉપર ચઢયો ને તે લૂટીને ખૂબ ધન તથા માલ લઇ ગયો એવામા એનો બાપ શાહજી મરણ પામ્યાથી શિવાજીએ પોતાને રાજ્યાભિષેક કરાવી, રાયગઢમા રાજ્યધાની કરીને પોતાના નામના સિક્કા પડાવ્યા. ઇ સ ૧૬૬૪

**આર્ય ધર્મ તારણ યુક્તિ ૮** કોડદેવ બ્રાહ્મણના ઉપદેશથી, મહાભારત ને રામાયણની કથા સાભળ્યાથી, તથા તેની મા અને ગુરૂની શીખામણથી, શિવાજીમા આર્યત્વનુ અભિમાન આવ્યુ હતુ નાનપણથી, તેને આર્ય ધર્મ તારવાની અને મુસલમાની ધર્મનો નાશ કરવાની ઉત્કઠા થઇ હતી જે અભિમાન અને ઉત્કઠા એનામા આવ્યા હતા, તે એણે પોતાના લશ્કરમા ને લોકમા આણ્યા, તેથી તેના લોકે પણ તેના સાથે શુભ પ્રેરણાથી દોરાયાથી એણે આખા મહારાષ્ટ્રમા જાગૃત ક્રાંદમ કરી તેણે પોતાનુ કાર્ય સાધવાને જ્યા બળ ચાલે એવુ નહોતું ત્યા ારભમા છળ ને કળ વાપર્યા નાનપણથી મહાન કાર્ય કરનારને કોઈ કોઈ વાર એવા છળભેદ કર્મો કરવાની ફરજ પડે છે, તોપણ તેથી એ કાર્ય સ્તુત્ય તો નાજ ગણાય.

**શિવાજી કેદ પકડાય છે ૯.** શિવાજી બળવાન થવાથી મોગલ પાદશાહને તથા વિજાપુરવાળાને તેનો ડર લાગ્યો. બને તેનો

નાશ કરવાનુ ઈચ્છવા લાગ્યા શાહજી વિજાપુરની નોકરીમા હોવાથી શિવાજીને તેના તરફનો ભય હતો,ને શમ્યો એટલે તે છૂટથી મહાલવા લાગ્યો તેણે મોગલાઈ ને વિજાપુરના ગામ લૂટયા, જીત્યા ને તાબે કર્યા, તેમના કિલ્લા લીધા ને બીજા કેટલાક બધાવ્યા એ પ્રમ ણે તેને મજબૂત થતો જોઇ પાદશાહે પ્રથમ જોધપુરના રાજા જસવતસિગને તેના ઉપર મોકલ્યો,પણ એ રજપૂત રાજા અદરખાનેથી શિવાજીની ચઢતી ને મુસલમાનોની પડતી ઇચ્છતો હતો,તેથી તે શિવાજીને મળી ગયો આ સાભળી ઔરગજેબે તેને ત્યાથી ખસેડી પ્રથમ પજાબમા ને પછી કાબુલમા સુબો બનવ્યો, ને શિવાજી ઉપર જેપુરના રાજા જયસિગને મોકલ્યો. શિવાજી સમય વરતી જયસિગની સલાહથી પાદશાહને શરણે ગયો ઔરગજેબે તેને દિલ્હી બોલાવ્યાથી જયસિગની બાહેધરીથી તે તથા તેનો કુવર શભાજી દિલ્હી ગયા પણ એ બાપ દીકરાને પાદશાહે કપટથી કેદ કર્યા ઇ સ, ૧૬૬૬

**શિવાજી કેદમાંથી** છૂટે છે ૧૦ જયસિગની બાહેધરીથી શિવાજી આવ્યો હતો, છતા તેને કેદ કર્યો એ વાત તેને ગમી નહિ, તેથી તે તેનો છૂટકારો ચાહતો હતો. શિવાજી પણ ઔરગજેબના માથાનો કપટી હતો તેણે પોતાનો છૂટકારો થવાનો માર્ગ મોકળો કર્યો ને તેમા જયસિગે સહાય કરી શિવાજી માદો થયો હોય એવો ઢોગ કરી સાધુ-સતોને મોટા મોટા ટોપલામા મીઠાઈ વહેચવા લાગ્યો. પ્રથમ તો પાદશાહે મીઠાઈના ટોપલાની પણ બરાબર સભાળ રખાવી હતી પરતુ કેટલીક મુદતે દેખરેખ નરમ પડી એટલે શિવાજી અને તેનો પુત્ર બને મીઠાઇના ટોપલામા બેસી નાસી ગયા. એ રીતે કપટથી છૂટીને શિવાજી અને તેનો પુત્ર રાયગઢ આવ્યા ત્યા આવી તેણે વધારે જેસથી મુલકો લૂટવા તથા જીતવાનુ કામ ચલાવ્યુ, પાદશાહી સરદારોને યુક્તિથી તથા કપટથી વશ કરીને તેણે પોતાનું કામ કાઢી લીધુ ઈ સ ૧૬૭૨ મા એણે બીજીવાર સુરત લૂટીને ઇ સ ૧૬૭૪ મા પોતાને તુળા સોનાથી કરાવી તેનુ દાન કર્યું

**શિવાજીની રાજ્યવ્યવસ્થા.** ૧૧ શિવાજી જેવો લડાઇમા શૂરો, કામ કાઢી લેવામા ચતુર ને મુલક જીતવામા ચપળ હતો, તેવોજ તે રાજ્યનો બંદોબસ્ત રાખવામા હોશિયાર ને કાળજીવાળો હતો પોતાની રૈયત દુખી ન થાય તેવી તે કાળજી રાખતો મૂલક લુટીને, જીતીને અને યુક્તિપ્રયુક્તિથી પોતાનુ કામ કાઢીને શિવાજી જેટલો પ્રખ્યાત થયો છે, તેટલો કે તેથી વધારે પ્રખ્યાત તે મૂલક સાચવવાની વ્યવસ્થા કરવામા ચતુરાઈ બતાવ્યાથી થયો છે તે કામ કાઢી લેવામા કપટ ને ક્રૂરતા કરતો, પણ કામ સાધ્યા પછી દયા બતાવતો, એટલે એનો જાતિ સ્વભાવ ક્રૂર કે નિર્દય નહોતો, અને તેથીજ તે મૂલકો જીત્યા પછી તેનો બરોબર બંદોબસ્ત રાખતો એણે રાજ્યમા બંદોબસ્ત રાખવાને, ઇન્સાફ આપવાને, ગુન્હા અટકાવવાને, જમા વસુલ કરવાને અને તે બધા ઉપર દેખરેખ રાખવાને અધિકારીઓ નીમ્યા, તેજ પ્રમાણે પોતાની હજુરમા એણે આઠ મુખ્ય પ્રધાન નીમ્યા હતા દીવાની, ફોજદારી, લશ્કરી, પગાર આપનાર, દફ્તરી વગેરે ખાતાનો ઉપરી એક એક પ્રધાન હતો અને તે બધાનો ઉપરી મુખ્ય પ્રધાન કે પેશ્વા હતો

**શિવાજીનો અંત** ૧૨ રાજ્યનો બંદોબસ્ત કર્યા પછી તે દક્ષિણમાં તંજાવર ગયો, ત્યાની પોતાના બાપની જાગીરની અરધી ઉપજ લેવાનો ઠરાવ કરી ત્યા પોતાના ભાઇ વ્યંકાજીને કારભારી નીમ્યો. ઇ સ ૧૬૭૬ તંજાવરથી પાછા આવી તેણે કિલ્લા બંધાવ્યા. લશ્કરનો બંદોબસ્ત કર્યો ને રાજ્યની મજબૂતી કરી એ ઈ. સ ૧૬૮૦ મા મરણ પામ્યો.

**રાજ્યની મજબૂતી.** ૧૩. શિવાજીએ એક નાના જાગીરદારમાથી વધીને ઔરંગઝેબ જેવા જોરાવર પાદશાહના સમયમા મરતી વખતે એક બળવાન મરેઠી રાજ્ય પોતાના પુત્રો માટે વારસામા મૂકયુ, પણ તેના પુત્રો તેના જેવા નીકળ્યા નહિ, તેથી એ રાજ્યનો પાદશાહે જડમૂળથી નાશ કર્યો હોત, પણ શિવાજીએ મરેઠી રાજ્યની ઇમારતનો પાયો એવો મજબૂત ચણ્યો હતો કે

તે ટકી રહી. તેણે મરેઠા લોકોમા જે શૌર્ય, સાહસ, યુદ્ધકળા, આ-ર્યાભિમાન ને મ્લેચ્છતિરસ્કાર ઉત્પન્ન કર્યા હતા, તે ગુણોથી એના સરદારોએ પોતાના નબળા રાજાના સમયમા પણ મરેઠી રાજ્યની પડતી થતી અટકાવવામા સહાય કરી.

---

## પ્રકરણ ૨ જું

## શિવાજી પછીના રાજાઓ

**૧ શંભાજી. ૨. રાજારામ. ૩ તારાબાઈ ૪. મરેઠી રાજ્યના બે ભાગ. ૫. શાહુરાજા ૬. રામરાજા ૭ મરેઠી રાજ્યની આખર**

**શંભાજી. ૧.** શિવાજીને બે પુત્ર હતા-શંભાજી ને રાજારામ. તેમાનો વડો પુત્ર શંભાજી ગાદીએ બેઠો તે શિવાજી જેવો બહા-દૂર, પણ મૂર્ખ હતો કલુષા નામે બ્રાહ્મણની સોબતમા પડી તેણે રાજ્યની ખરાબી કરી સન ૧૬૮૩ મા ઔરંગજેબ દક્ષિણ જીત-વાને આવ્યો ને પાચ વરસમા તેણે વિજાપુર ને ગોવળકોંડાના રાજ્ય જીત્યા ત્યા સુધી શંભાજી સુસ્ત થઈ બેસી રહ્યો. મુસલમાનોની માહોમાહેની લડાઈનો લાભ એણે લીધો નહિ. વળી વિજાપુર ને ગોવળકોંડાના રાજ્યો ખાલસા થયાથી તે બંને રાજ્યના સિપાઈઓ મરેઠાને આવી મળ્યા, તોપણ શંભાજીએ એના બાપ જેવી ચપળતા ને હોશિયારી રાખી તેનો ઉપયોગ કર્યો નહિ.એ અમૂલ્ય સમય એણે મોજમજામા ગુમાવ્યો.એવામા પાદશાહના સરદાર તુકારબખાએ સંગમેશ્વરમા એને પકડી લીધો પાદશાહે તેને મુસલમાન થવાનુ કહ્યું, ત્યારે તેણે કહ્યુ કે તારી શાહજાદી પરણાવે તો થાઉં, એમ કહી તેણે પેગંબરને ગાળો દીધી, તેથી પાદશાહે તેને મરાવી નાખ્યો. શંભાજી પકડાયા પછી તેની સ્ત્રી તથા છોકરા પણ પકડાયાં, તેમને ઔરંગજેબે કેદમા રાખ્યા ઇ. સ. ૧૬૮૯.

**રાજારામ ૨.** મરેઠાનો રાજા પકડાયાથી પાદશાહ ખુશી થયો.

તે સમજ્યો કે હવે મરેઠી રાજ્યનો નાશ નજીક આવ્યો, પણ તે એની ભૂલ હતી રાજા પકડાયાથી મરેઠા નાઉમેદ થયા નહિ. શિવાજીએ આણેલું આર્યત્વનુ અભિમાન અને જુસ્સો હજુ નરમ પડયા નહોતા સઘળા મરેઠા સરદારોએ એક મતથી શભાજીના દીકરા શિવાજીની વતી કારભાર કરનાર શભાજીના ભાઇ રાજારામને ઠરાવ્યો, ઓરંગજેબ સામા શિવાજીની પદ્ધતિ પ્રમાણે લડાઇ ચલાવી. પાદશાહ સામો આવે તો નાસી જવુ ને બીજે ઠેકાણે જઇ તેના લશ્કર ઉપર છાપો મારવો, ને તેનો ખજાનો લૂટી તેને નાણાની તાણ પાડવી. પાદશાહ મરેઠી કિલ્લા જીતે તો મરેઠા મોગલાઇ મૂલકમા જઇ લૂટ કરે આ પ્રમાણે મરેઠા મોગલોને હેરાન કરવા લાગ્યા મોગલ સિપાઇઓ પણ પહેલા જેવા ચપળ નહોતા,તેમના સરદાર મોજીલા ને આળસુ થઇ ગયા હતા વળી મોગલ સરદારો લાચીઆ પણ હતા, તેથી વખત આવે મરેઠા તેમને લાચ આપીને છૂટી પણ જતા એ લાચ પણ'તેરા પૂણ્ય તેરે દ્વારે' જેવી હતી મોગલાઈ લૂટ કરી તેજ પૈસા મરેઠા લાચમા આપતા એક તરફ મોગલો મરેઠી મૂલક જીતતા, તો બીજી તરફથી જઈ તેમનો જીતેલો મલક મરેઠા પાછો લેતા મરેઠાએ રાજારામને કર્ણાટકના જીજીગઢમા રાખ્યો હતો, તેથી મોગલોએ જીજીને ઘેરો ઘાલ્યો ઈ સ. ૧૬૯૪ ઘેરો ઘાલનાર કામબક્ષ ને જુલ્ફીકારખા હતા તેમને અણબનાવ થવાથી મરેઠાએ હેરાન કર્યા,તેથી તેઓ ઘેરો ઉઠાવી વાદીવાસ ગયા. એ ઉપરથી પાદશાહે શાહજાદા કામબક્ષને બોલાવી લીધો ને જુલ્ફીકારને જીજી જીતવા હુકમ કીધો. તેણે જીજીગઢ જીત્યો પણ લાચ લઇ રાજારામને નાસી જવા દીધો. ઇ સ. ૧૬૯૮ રાજારામે જીજીથી સતારે આવી રાજધાની કરી ને ગોદાવરી સુધીના મોગલ મલકોમાથી ચોથ ઉઘરાવી એવામા તે મરણ પામ્યો ઈ સ ૧૭૦૦

તારાબાઈ ૩. પોતાના પુત્ર શિવાજીને ગાદીએ બેસાડી રાજારામની સ્ત્રી તારાબાઇ રાજ્યકારભાર કરવા લાગી એ બાઇએ પણ બહાદૂરી ને ચપળતાથી લડાઈનું કામ આ ઼ ચલાવી મો-

ગલોને કાયર કરવા માડ્યા પાદશાહને પોતાનું કેટલુક લશ્કર ઉત્તરમાં મોકલવું પડયુ તેથી તેનું દક્ષિણમા લશ્કર કમી થયુ, પગાર ચઢી ગયાથી લશ્કરના લોક બૂમ મારવા લાગ્યા આથી અંતે ઔરંગજેબે થાકીને સલાહનું કહેણ ચલાવ્યુ. તેથી મરેઠા ઉન્મત્ત થયા ને મોટી માગણી કરવા લાગ્યા, તે પાદશાહથી કબૂલ ન થઇ અને તે નિરાશ થઈ પાછો ફર્યો. મરેઠા તેની પાછળ પડયા, તેથી તે કેદ પકડાતો મુશ્કેલીથી બચી અહમદનગર પહોચ્યો ને થોડી મુદતમા ત્યાજ મરણ પામ્યો તે પછી આજમે શભાજીના દીકરા શિવાજી (શા ) ને છોડી મૂકયો



તારાબાઈ

**મરેઠી રાજના બે ભાગ** ૪ શાહુએ દક્ષિણમા આવી મરેઠી રાજ્યનો દાવો કીધો. પરતુ તારાબાઇએ વાધો ઉઠાવ્યો કે એ શભાજીનો ખરો દીકરો નથી કોઇ ધુતારો છે, પણ ઘણા મરેઠી સરદારો શાહુને આવી મળવાથી તેનુ જોર વધ્યુ, તેથી તારાબાઇ કોલ્હાપુરમા જઇ રહી એ પ્રમાણે શિવાજીના રાજ્યના બે ભાગ થયા મોટા દીકરના વશજ સતારામા ને નાનાના વશજ કોલ્હાપુરમા રાજ્ય કરવા લાગ્યા.

**શાહુરાજા** ૫ શાહુને ઇ. સ ૧૭૦૮ મા ગાદી મળી તેણે બાલાજીને પોતાના પેશ્વાની જગા આપી શાહુ મોગલ દરબારમા ઉછરેલો હોવાથી તેને મોજમજા ભોગવવાનો શોખ હતો, તેથી એણે રાજ્ય ઉપર લક્ષ આપ્યુ નહિ. સઘળો કારભાર પેશ્વાને સોપ્યાથી તેઓ રાજ્યમા કરતા કારવતા થયા બાલાજી ઇ સ.૧૭૨૦

માં ગુજરી ગયાથી શાહુએ તેના મોટા દીકરા બાજીરાવને પેશ્વાઇ આપી. બાજીરાવ પણ એના બાપ જેવો બહાદૂર હતો. તે પોતાના રાજાનો મત લેઇ તેની આજ્ઞા પ્રમાણે પણ પોતાનું ધાર્યું તેના મનમા ઉતારી, તે પ્રમાણે કરતો તે રાજાને નામે કારભાર કરતો તેથી સઘળા મરેઠી સરદારો તે માન્ય કરી તેની આજ્ઞામા રહેતા. તે ઈ. સ. ૧૭૪૦ મા મરણ પામવાથી તેનો વડો પુત્ર બાલાજી પેશ્વા થયો બાલાજીને પેશ્વાઇ ન મળે માટે કેટલાક મરેઠા સરદારો સામા થયા, પણ બાલાજીએ ચતુરાઇથી તેમનુ કઇ ચાલવા દીધુ નહિ. શાહુરાજા ઈ સ ૧૭૪૮ મા અપુત્ર મરણ પામ્યો.

**રામરાજા.** ૬ શાહુને કાઇ સંતાન ન હોવાથી તેના નામનુ એક વશીઅતનામુ બાલાજી પેશ્વાએ રજુ કર્યું તેમા લખ્યુ હતુ કે શિવાજીના વંશમા ગાદી રાખી રાજાની વતી રાજ્યનો કુલ કારભાર પેશ્વાએ કરવો. એ રીતે બાલાજીએ રાજાની મંજુરીથી પેશ્વાઈ વંશપરંપરાની કરવાનો યત્ન કર્યો મરેઠી રાજ્યમા બે પક્ષ હતા મરેઠા ને બ્રાહ્મણ પેશ્વાઇ વંશપરંપરાની થાય તો રાજ્યમા બ્રાહ્મણોનુ ચલણ થાય, તેથી મરેઠા સરદારો સામા થયા, પણ અંતે એ વશીયતનામુ મંજુર રહ્યુ ને પેશ્વાઇ વંશપરંપરાની થઇ પેશ્વાએ રાજારામના દીકરા શિવાજીના પુત્ર રામરાજાને ગાદીએ બેસાડયો. એ રામરાજાએ સ્વતંત્રપણે રાજ્ય ચલાવવાનો યત્ન કર્યો, પણ તે નિષ્ફળ થયો, તેથી સતારાની આસપાસનો કેટલોક મૂલક રાખી બાકીના રાજ્ય ઉપર પેશ્વાને કારભાર કરવા દીધો. નવા પેશ્વાને પાઘડી બંધાવવાનું કામ માત્ર રાજા પાસે રહ્યું રામરાજા ઇ. સ. ૧૭૭૮ મા મરણ પામ્યો.

**મરેઠી રાજ્યની આખર** ૭. રામરાજાને કાઈ સંતાન ન હોવાથી તેણે ભોસલે કૂળના એક શાહુ નામે છોકરાને દત્તક લીધો, તે બીજા શાહુને નામે રાજા થયો તેણે ઇ સ ૧૮૦૧ મા પેશ્વાથી સ્વતંત્ર થવાને મહેનત કરી પણ પેશ્વાએ તેને તથા તેના બે દીકરાને કેદ કર્યા એ શાહુ કેદમાજ મરણ પામ્યો પણ જ્યારે ઈ. સ. ૧૮૧૮ મા પેશ્વાનુ રાજ્ય અંગ્રેજ સરકારે લીધુ ત્યારે

અંગ્રેજ સરકારે સતારાની ગાદીએ શાહુના દીકરા બાળાસાહેબ ઉર્ફે પ્રતાપસિંગને બેસાડ્યો, ને ૫ંદર લાખની ઉપજનો મૂલક તેને આપ્યો. ઈ. સ ૧૮૩૭ મા તેના ઉપર ફીતુરનું તહોમત આવ્યાથી તેને ગાદીએથી ઉઠાડી તેના ભાઇ આપાસાહેબને બેસાડ્યો. તે ઇ સ. ૧૮૪૮ મા અપુત્ર મૂઆથી તેનુ રાજ્ય ઇ સ ૧૮૪૯ મા અંગ્રેજ સરકારે ખાલસા કર્યું એ રીતે શિવાજીના સ્થાપેલા મરેઠી રાજ્યની આખર આવી એ રાજ્ય ૧૮૫ વરસ ચાલ્યુ એ રાજ્યની કોલ્હાપુરની શાખા અદ્યાપી હયાત છે.

---

## પ્રકરણ ૩ જું.

## પેશ્વાનું સ્વતંત્ર થવું.

**૧. બાલાજી વિશ્વનાથ પેશ્વા. ૨ બાજીરાવ. ૩. મરેઠી સત્તાનો વધારો. ૪ બાજીરાવના ગુણ. ૫ બાલાજી. ૬. પેશ્વા રાજાથી સ્વતંત્ર થાય છે**

**બાલાજી વિશ્વનાથ પેશ્વા** ૧ શિવાજીએ રાજ્યની વ્યવસ્થા કરી જે આઠ પ્રધાન નીમ્યા હતા, તેમા પેશ્વા સર્વનો ઉપરી હતો. શાહુ ગાદી ઉપર આવ્યો ત્યા સુધી પેશ્વા માત્ર નોકરી કરતા. રાજા મરજીમા આવે તેને પેશ્વાની જગા ઉપર નીમી શકતો. પણ શાહુરાજા મોજશોખમા પડયો, રાજ્ય ઉપર લક્ષ આપ્યુ નહિ, ને રાજ્યકારભાર સર્વ પેશ્વાને સોપ્યો, તેથી તેનું બળ વધ્યુ પહેલો પેશ્વા બાલાજી વિશ્વનાથ બહુ બુદ્ધિવાન ને પહોચેલો હતો તે પ્રથમ તલાટીનુ કામ કરતો, ત્યાથી વધતા વધતા તે પોતાની હોશિયારી વડે પેશ્વા થયો. ત્યા તેણે પોતાની સત્તા મજબૂત કરવાને પોતાની જાતના ઘણા બ્રાહ્મણોને નોકર રાખ્યા. મરેઠા કઇ ભણેલા નહોતા, તેથી મૂલ્કી તથા હિસાબકિતાબ ને લખાણ વગેરેનું કામ કરવાને બ્રાહ્મણ વગર તેમને ચાલે તેમ નહોતુ પોતાની મજબૂતી થયા પછી બાલાજીએ મરેઠી રાજ્ય વધારવા તરફ લક્ષ દોડાવ્યુ. એ સમયે દિલ્હીના પાદશાહ નબળા હતા. તેમના સરદારોમા ફાટફૂટ ચાલતી

હતી, તેથી સૈયદહુસેને બાનાજીની મદદ માગી, ત્યારે બાલાજી દશ હ-જાર મરેઠા લેઇને તેમની મદદે ગયો એ મદદના બદલામા દક્ષિણની ચોથ ને સરદેશમુખી લેવાનો કરાર કરાવી લીધો. પાદશાહી નબળી થવાથી મરેઠા બીજા પ્રાંતોમા પણ ચોથ ઉઘરાવવા લાગ્યા એ રીતે મરેઠી રાજ્યની ચઢતી કરી બાલાજી ઈ સ ૧૭૨૦ મા ગુજરી ગયો બાલાજીના વખતમા મરેઠી લશ્કરનો સેનાપતિ ખંડેરાવ દાભાડે હતો, તેનો એક બહાદૂર સરદાર દામાજીરાવ ગાયકવાડ કરીને હતો તેની બહાદુરીથી રાજી થઇ દાભાડેએ તેને સારી નોકરી આપવાને શાહુને ભલામણ કરી. શાહુએ તેને સમશેર બહાદૂરનો ઇલકાબ અને સેનાપ-તિથી ઉતરતા દરજ્જાની સેના ખાસખેલની જગા આપી

બાજીરાવ. ૨. બાલાજીને બે દીકરા હતા બાજીરાવ ને ચીમ-નાજી. તેમાના મોટા દીકરા બાજીરાવને શાહુએ પેશ્વા બનાવ્યો સેનાપતિની જગા ખંડેરાવના દીકરા ત્ર્યબકરાવ અને સેના ખાસ-ખેલની જગા દામાજીના ભત્રિજા પિલાજીને આપી બહાદૂર અને શૂરા બાપનો પુત્ર બાજીરાવ પણ બહાદૂર ને શૂરો હતો શિવાજીની ધારણા ભરતખંડમાથી મુસલમાની રાજ્ય કાઢી આર્ય રાજ્ય સ્થાપવાની હતી-તે ધારણા બર લાવવાને બાજીરાવે મહેનત કરી આ સમયે મોગલા-ઇની નમતી બેડી હતી તેમના પાદશાહ બુદ્ધિહીન ને નબળા હતા. અને તેમના સરદારોમા ફાટફૂટ હતી આવી સ્થિતિનો લાભ લેવાને બાજીરાવે વિચાર કર્યો મરેઠી દરબારમા મોગલાઇ તોડવાને બે અભિ-પ્રાય હતા. એક પક્ષનો અભિપ્રાય એવો હતો કે મોગલાઇ સુબાના રાજ્યો જીતી લેઇ પાદશાહીનો નાશ કરવો બીજા પક્ષનો અભિપ્રાય એવો હતો કે થડ કાપ્યુ એટલે ડાળા પાખડા એની મેળે ખરી પડશે. પાદશાહી જીતી કે સુબાના રાજ્ય જીતવા મુશ્કેલ નહિ પડે. બાજીરાવ આ બીજા પક્ષના અભિપ્રાયનો હતો તે ભરી દરબારમા બોલ્યો કે " મહારાજ " ભરતખંડમાથી પરદેશીઓને હાકી કાઢી આર્ય રાજ્ય સ્થાપી અમર નામ કરવાનો સમય હમણા આવ્યો છે. ઉત્તર ભરતખંડમા સવારી કરી પાદશાહી તોડયાથી મહારાજનો ભગવો ઝુંડો અટક સુધી ઉડશે. મહારાજ

સાહેબ ક્ષય પામતા ઝાડને થડમાથી કાપ્યુ એટલે એના ડાળા ને પાખડા આપોઆપ ખરી પડશે," બાજીરાવના આ શૂર ભર્યા વચનોથી રાજા પણ આવેશમા આવ્યો ને બોલ્યો કે, "શાબાશ, બહાદૂર પિતાના બહાદૂર બેટા ધન્ય છે તને તું મારા વાવટાને હિમગીરીથી પણ પેલે પાર ઉડાવશે " એમ બોલી તેણે પેશ્વાનો વિચાર મજુર કર્યો.

**મરેઠી સત્તાનો વધારો** ૩ રાજાએ મજુરી આપ્યાથી બાજીરાવે મરેઠી લશ્કર તૈયાર કરી મરેઠી રાજ્ય શી રીતે વધારવુ તેની વ્યવસ્થા કરી પ્રથમ મરેઠી લશ્કર ગુજરાનમા ને માળવામા પેઠુ ગુજરાતમા પાદશાહી સુબેદાર જોધપુરનો અભેસિંગ અને માળવામા જેપુરનો જેસિગ હતો, તેમની પાસેથી ધીરે ધીરે તે પ્રાતો જીતી લીધા માળવા ઈ. સ. ૧૭૪૪ મા, ને ગુજરાત ઈ સ. ૧૭૫૭ મા પૂર્ણ તાબે થયા બાજીરાવનો સામાવળીઓ નિજામ-ઉલમુલ્ક હતો તેનાથી બાજીરાવનો અટકાવ ન થયો, ત્યારે તેણે મરેઠી રાજ્યની બે શાખા, સતારા ને કોલ્હાપુરને લઢાવી મારી પણ બાજીરાવે ચપળતાથી કોલ્હાપુરના સૈન્યને હરાવી શાત પાડયુ. એટલે નિજામે બ્રાહ્મણોની સામા મરેઠાને ઉશ્કેર્યા મરેઠી ટોળાનો આગેવાન સેનાપતિ ત્ર્યબકરાવ દાભાડે હતો, પણ એ સમાચાર મળતાજ નિજામની મદદ આવી પહોચતા અગાઉ બાજીરાવ લશ્કર લેઈ ગુજરાતમા આવ્યો ને ડભોઇ આગળ દાભાડેને તેણે માર્યો જીતાયલા શત્રુ ઉપર વેર લેવાને બદલે તેમને શાત પાડવાને બાજીરાવે ત્ર્યબકરાવના દીકરાને સેનાપતિ નીમી, તે બાળક હોવાથી ગાયકવાડ પિલાજીને તેનો રક્ષક ઠરાવ્યો હવે બાજીરાવ મોટું સૈન્ય લેઇ ઉત્તરમા ચાલ્યો તેથી પાદશાહે ડરીને નિજામની મદદ માગી. નિજામ ભોપાળ આગળ બાજીરાવની સામો થયો ઇ. સ. ૧૭૩૬. એ લડાઇમા નિજામ હાર્યાથી તેણે માળવા, નર્મદા ને ચબલ વચ્ચેનો મૂલક ને ૫૦ લાખ રૂપીઆ એટલું પાદશાહ પાસેથી અપાવવાનું કબૂલ કર્યું. નિજામ એ કરાર કબૂલ કરાવવાને પાદશાહ પાસે ગયો, પણ એવામા નાદીરશાહ આવ્યાથી દિલ્હીમા અનર્થ થયો તેથી એ

કરાર બાજીરાવના મરણ પર્યંત મ જુર થયો નહિ ભોપાળથી બાજીરાવ દક્ષિણમા આવ્યો. એવામા એના ભાઇ ચીમનાજી આપાએ યુદ્ધ કરી પોર્તુગાઝો પાસેથી સાષ્ટી, વસાઈ વગેરે જીતીને આખા કોકણમા મરેઠી સત્તા બેસાડી. પેશ્વાના સરદાર રાઘોજી ભોસલેએ કટક સુધીલૂટ ચલાવી એ પ્રમાણે મરેઠા સર્વત્ર લૂટ ચલાવીને ચોથ ને સરદેશમૂખી ઉઘરાવવા લાગ્યા, એવામા બાજીરાવનો કાળ થયો ઇ. સ ૧૭૪૦

બાજીરાવના ગુણ ૪. બાજીરાવ ભણેલો ને સમર્થ બુદ્ધિવાન હતો વળી તે શૂરો, ચતુર ને સ્વદેશાભિમાની હતો. તે નિષ્પક્ષપાત હોઇને ગુણવાનની બૂજ કરી તેને લાયકી પ્રમાણે દરજ્જો ચ્હડાવતો એ પ્રમાણે એના હાથ નીચેના ઘણા માણુસો હલકે દરજ્જેથી ઉંચી પાયરીએ ચઢયા હતા મલ્હારરાવ હોલ્કર ને રાણોજી સિ ધિઆ તેમા મુખ્ય છે. એ બ ને પોતાની લાયકીવડે બાજીરાવના સરદારો થયા, ને આગળ જતા રાજ્યસ્થાપક થયા મલ્હારરાવના વશજો ઇદોરમા ને રાણોજીના વ શજો ગ્વાલિયરમા હજુ રાજ્ય કરેછે એ શિવાય પણ જે જે લાયક માણુસો હતા, તે સર્વને બાજીરાવે જાગીરો આપી યોગ્ય દરજ્જે ચઢાવ્યા. તેના મરણ સમયે વગાડમા રાઘોજી ભોસલે, ગ્વાલિયરમા રાણોજીનો પુત્ર જયાપા સિધિઆ, ઇદોરમા મલ્હારરાવ હોલ્કર, ધારમાં આનદરાવ પુવાર, વડોદરામા પિલાજીનો પુત્ર દામાજી ગાયકવાડ, અકલકોટમા ફતેસિહ ભોસલે, રાજ્ય કરતા સરદારો હતા એ સરદારો પોતાની જાગીરના બદલમા પોતાના સૈન્ય લેઇ પેશ્વાની સહાયે આવતા. બાજીરાવ સ્વભાવે સાદો ને વહેમ રહિત હતો. એણે પોતાના પરાક્રમ ને હોશિયારીવડે મરેઠીરાજ્યની સીમ ને કીર્તિ વધારી એણે રાજ્ય મેળવ્યુ,પણ રાજ્યનો બરોબર બદોબસ્ત રાખીને શિવાજીની પેઠે રૈયતને ઇન્સાફ મળે એવી સભાળ રાખી નહિ, એ એની કીર્તિને ઝાખ લગાડનાર ખોડ હતી મરેઠામા શિવાજી ને બ્રાહ્મણમા બાજીરાવ જેવા મરેઠી રાજ્યમા બીજા પુરૂષો થયા નથી.

બાલાજી ૫ બાજીરાવના મરણ સમયે તેને ૨ દીકરા હતા બાલાજી ને રઘુનાથરાવ કે રાઘોબા તેમા મોટો બાલાજી પેશ્વા થયો એને પેશ્વાઈ નહિ મળવા માટે રાઘોજીએ અને બીજા મરેઠા સરદારોએ મહેનત કરી, પણ તે બાલાજીની ચતુરાઇથી વ્યર્થ ગઇ. પર તુ તેથી રાઘોજી ને બાલાજી વચ્ચે અણુબનાવ થયો દક્ષિણમા સમાધાની કરીને ભોપાળ મુકામે બાજીરાવ સાથે નિજામે જે સધિ કરી હતી, તે કરાર મ જુર



મલ્હારરાવ હોલ્કર

કરાવવાને પેશ્વાએ ઉત્તર હિંદુસ્તાનમા સવારી કરી. પાદશાહે તે કરાર મંજુર રાખ્યા તેવામા ઇ સ ૧૭૪૨મા રાઘોજી ભોસલેએ બંગાળા ઉપર સવારી કરી, તેથી ત્યાના સુબેદાર અલિવર્દીખાને પાદશાહની મદદ માગી તે ઉપરથી તેણે બાળાજીને તેની કુમકે મોકલ્યો તે વખતે રાઘોજીથી બચવા માટે અંગ્રેજોએ ડરીને કલકત્તાની આસપાસ ખાઇ ખોદાવી હતી તે હજી મરાઠી ખાઇ કહેવાય છે. પેશ્વાએ બંગાળે જઇ રઘોજીને નસાડી મૂક્યો ને પછી પોતે સતારે ગયા ઇ સ. ૧૭૪૯મા શાહુરાજા ગુજર્યા પછી ફરીને મરઠા બ્રાહ્મણોની સત્તાની સામા થયા વિરુદ્ધ પક્ષનો આગેવાન રાઘોજી હતો તેનું સમાધાન કરવાને બાળાજીએ રાઘોજીને બંગાળા તથા બહાર પ્રાંતની ચોથ લેવાની રજા આપીને મેળવી લીધો રાઘોજીએ તે-થી રાજી થઇ કટક પ્રાંત જીતી લીધો, તથા બંગાળાના નવાબ પાસેથી ચોથને બદલે દર વરસે બારલાખ રૂપીઆ લેવાના ઠરાવ્યા ઇ સ ૧૭૫૧.

**પેશ્વા રાજાથી સ્વતંત્ર થાય છે.** ૬ બાળાજીએ યુક્તિથી પો.

ત્યાનો પ્રતિપક્ષ તોડીને સ્વપક્ષ મજબૂત કર્યો, તથા ડરવાનુ કારણ ગયુ એટલે તેણે પોતાની ગાદી પુનામા કરી, ને સતારાના રાજાથી સ્વતત્ર થયો ઇ. સ ૧૭૫૧

## પ્રકરણ ૪ થું.

## પેશ્વાઇનો મધ્યાન્હ.

**૧. નિજામ સાથે લડાઇ ૨. પેશ્વાઇનો વધારો ૩. પાણીપતનું યુદ્ધ. ૪. માધવરાવ. ૫ મરેઠી સરદારો. ૬. અહલ્યાબાઈ, ૭, મરેઠાની પુનઃ કળા ૮. માધવરાવના ગુણ.**

**નિજામ સાથે લડાઇ** ૧ સને ૧૭૫૨મા નિઝામની ગાદીએ સલાબતજગ હતો તેની પાસે બુસી નામે ફ્રેચ સરદાર તથા તેનુ ૫૦૦ માણસનુ કવાયતી ગોરૂ લશ્કર હતુ, તેની મદદ લઇ નિજામે પેશ્વાપર ચઢાઇ કરી, પણ એટલામા રાઘોબાએ નિજામના રાજ્ય ઉપર હુમલો કરવાથી તે સંધી કરી પાછો ગયો

**પેશ્વાઇનો વધારો** ૨ સને ૧૭૫૮ મા પેશ્વાએ પોતે કર્ણાટક ઉપર ચઢાઇ કરીને ત્યાના નવાબ પાસેથી તથા મહિસૂરના હિદુ રાજા પાસેથી ખડણી લીધી,વળી એજ સાલમા દામાજી ગાયકવાડે અમદાવાદ જીતીને ગુજરાતનો પૂર્ણ કબજો લીધો, એવામા પાદશાહના વજીર ગ્યાસુદ્દીને પેશ્વાની સહાય માગ્યાથી રાઘોબા એક બળવાન મરેઠી સૈન્ય લેઇ ઉત્તર હિંદમા ગયો તેણે દિલ્હીમા જઈ અહમદ દુરાનીએ મૂકેલા સેનાપતિ નજીબુદવલાને નસાડયો. ત્યાથી પંજાબ જઇ તે પ્રાત દુરાનીના સુબાને નસાડીને જીતી લીધો, તથા ત્યાં પોતાનો સુબો મૂકયો ઇ સ ૧૭૫૮ એ પ્રમાણે પચીસ વરસમા બાજીરાવનું ભાવષ્ય ખરૂ પાડી, મરેઠાએ અટક સુધી પોતાનો ઝૂડો રાપ્યો. દક્ષિણમાં પેશ્વાનો મુખ્ય શત્રુ નિજામ હતો તેના ઉપર ચીમનાજી આપાના પુત્ર સદાશિવભાઉને જોગવર સૈન્ય આપી મોકલ્યો તેણે ઇ સ ૧૭૬૦ મા ઉદગીર આગળ નિજામને હરાવ્યો તથા તેની પાસેથી પુષ્કળ ધન તથા મુલક લઇને નબળો કરી નાખ્યો એ રીતે હિદમા અગ્રેજ પોતાની સત્તા સ્થાપવાનો પ્રયત્ન કરતા હતા, તે વખતે પેશ્વાની સત્તા પૂર્ણ રીતે જામી હતી.

**પાણીપતનું યુદ્ધ** ૩ અહમદ દુરાનીનો પજાબ પ્રાત પેશ્વાએ લીધો હતો, તથા પેશ્વાને સજા કરવાને બળવાન પઠાણ લશ્કર લઈ તે ભરતખડમા આવ્યો આ તરફ આખા ભરતખડમા પેશ્વાની સત્તા જામી

હતી. તેણે સઘળા નાના મોટા રાજા ને નવાબને હરાવી તાબેદાર બનાવ્યા હતા હવે તેઓ ભરતખંડમાંથી મુસલમાની રાજ્ય કાઢી હિંદુ રાજ્ય સ્થાપવાને તૈયારી કરતા હતા, તેથી મુસલમાનો અહમદશાહના પક્ષમા ભળવાને તૈયાર થયા ને હિંદુઓ પેશ્વાની સહાયે આવવાને તત્પર થયા મરેઠા ને અબદલ્લીની આ લઢાઇ તે હિંદુ મુસલમાનની લઢાઇ હતી હિંદની પાદશાહત કોને હાથ જશે એ નક્કી કરવાની આ લડાઇ હતી, તેથી બને પક્ષે એક મહાયુદ્ધ કરવાને જબરી તૈયારી કરી પેશ્વા પાસે ૧૫૦૦૦ કવાયતી લશ્કર હતું ને તેનો સરદાર ઈબ્રાહિમખા ગારદી હતો એ વગર ૨૦૦ તોપો, ૫૫ હજાર સવાર, ને બે લાખ લૂટારા તથા નોકરો હતા અહમદશાહ પાસે ૪૬૮૦૦ સવાર, ૩૮૦૦૦ પાયદળને ૭૦ તોપો હતી, તથા નજીબુદવલા ને અયોધ્યાનો નવાબ તેની મદદમા હતા, ને હોલ્કર સિંધિઆ, ગાયકવાડ વગેરે પેશ્વાના સરદારો સિવાય રજપૂત રાજાઓ ને જાટોનો રાજા સુરજમલ પેશ્વાની પક્ષમા હતા મરેઠી સૈન્ય પહેલાંના જેવું લૂટારા લોકોથી બનેલું નહોતું તે કવાયતી, કસાએલું ને નિજામને ઉદગીર આગળ હરાવી જીતમાં ઉન્મત્ત થએલું હતું એ સૈન્યનો સેનાપતિ સદાશિવ ભાઉ હતો તે ઉદગીરના યુદ્ધમા જય પામ્યાથી ઉન્મત થયો હતો તે અભિમાની, અવિચારી ને સ્વેચ્છાચારી હતો સદાશિવરાવે દીલ્હી જઈ રાજમહેલ લૂટ્યો તથા પેશ્વાના દીકરા વિશ્વાસરાવને પાદશાહની ગાદીએ બેસાડવાનો એણે વિચાર કર્યો પણ એ વિચાર એના સલાહકાર તથા મદદગારને ગમ્યો નહિ એમ ઉતાવળ કરી હિંદની આખી મુસલમાન કોમને ગુસ્સે કરવામા ડાહાપણુ નથી એવી સલાહ મળવાથી ભાઉ તેમ કરતો અટક્યો હવે લઢાઈ કેમ ચલાવવી તે બાબત વિચાર ચાલ્યો સુરજમલ, રજપૂતો ને કેટલાક મરેઠા સરદારોનો વિચાર એવો હતો કે, શિવાજીની પદ્ધતિ પ્રમાણે લઢાઇ કરવી અબદલ્લી સામા રણયુદ્ધ ન કરતા આસપાસનો મૂલક ઉજડ કરવો ને તેને ઘાસ દાણાનો ટોટો પાડવો એટલે તે આપોઆપ કાયર થઈ પાછો જશે. અબદલ્લી ચતુર લડવયો છે ને તેનુ લશ્કર કસાયલું ને બળવાન છે, તેના સામા આપણું સૈન્ય ટકી શકશે નહિ એવી વાજબી સલાહ ઉદગીરની લઢાઈના જયથી છકેલા ભાઉને ગમી નાહ તેણે તો રણક્ષેત્રમા અબદલ્લીને હરાવી રાજ્ય મેળવી અમર કીર્તિ કરવાનુ ઈચ્છયુ આ વખતે રાઘોબા જેવો અનુભવી ને ઠરેલ સરદાર મરેઠાને માથે ન હોવાથી ભાઉના અવિચાર ને ઉદ્ધતપણાનું ફળ તેમને મળ્યુ હિંદી સૈન્યમા મતભેદ પડ્યાથી સુરજમલ તથા રજપૂતો ગુસ્સે થઈ ચાલ્યા ગયા એક તો મરેઠા લૂટારા હતા ને તેમના તરફથી તેમને બહુ સોસવુ પડ્યુ હતું તેથી તેમના

ઉપર તેમને ભાવ થોડોજ હતો. તેમા ભાઉ જેવો અવિચારી ઉપરી હોવાથી જે સ્વદેશાભિમાનના આવેશથી તેઓ મરેઠાની મદદે આવ્યા હતા,તે અભિમાન જતુ રહ્યુ ને તેઓ મરેઠાથી દૂર જઈ તટસ્થ ઉભા. પાણીપતના રણક્ષેત્રમા જ્યા પહેલા પાડવ ને કૌરવ,શાહબુદ્દીન ને પૃથુરાજ, ઇબ્રાહીમ ને બાબર તથા હેમુ ને અકબર લઢ્યા હતા, ત્યાજ હિદુ મુસલમાનના સૈન્ય સામસામા થયા. સન ૧૭૬૧ ની સાલમા આ મહાભારત યુદ્ધ થયુ તેમા મરેઠાનો સરદાર ભાઉ તથા પેશ્વાનો દીકરો વિશ્વાસરાવ મરાયા ઇબ્રાહીમખા ને તેનુ કવાયતી લશ્કર તથા બીજા ઘણા મરેઠી સરદારો ને માણસો મરાયા. કૂલ બે લાખ મરેઠા રણમા પડયાને અબદલ્લી વિજયશાળી થયો, પણ તે વિજય મેળવી પાછો વળ્યો તે ફરી હિદમા આવ્યોજ નહિ મરેઠી સૈન્યનો એ પ્રમાણે નાશ થવાથી આખા મહારાષ્ટ્રમા ઘેર ઘેર રડારોળ થઇ રહી પેશ્વા પણ આ હારથી બહુ ખિન્ન થયો હિદમા હિદુ રાજ્ય સ્થાપવાની તેની આશા ભગ થઇ તેના મોટા મોટા સરદારો, ભાઈ ને દીકરા મરણ પામ્યા તેનું અનુભવી સૈન્ય નાશ પામ્યુ,હવે શુ થશે, એવી હાયવરાળમા તે પણ તેજ સાલમા મરણ પામ્યો.એ પેશ્વા બહાદુર, પહોચેલો, પણ આળસુ ને રડીબાજ હતો

સન૧૭૪૮નીસાલ હિદના ઇતિહા મા જાણવા લાયક થઈ, કેમકે તે સાલમાં દિલ્હીનો પાદશાહ મહમદશાહ,સતાગનો રાજા શાહુ, ને નિઝામુલમુલ્ક મરણ પામ્યા, ને અહમદશાહ અબદલ્લીએ પજાબ ઉપરસવારી કરી વળીતેસાલમાઅંગ્રેજને ફ્રચ વચ્ચેસલાહથવાથીમદ્રાસઅંગ્રેજો નેપાછુમળ્યુ એજરીતેઇસ ૧૭૬૧ નીસાલપણ હિદના ઇતિહાસમા જાણવાજોગથઇ એ સાલમા પાણીપતમા મરેઠા હાર્યા તથા હિના ધણીપણા માટે અગ્રેજને


માધવરાવ પેશ્વા

ફ્રેંચો હઠી ગયા. તેમા ફ્રેચ હાર્યા, ને નિઝામની ગાદીએ સલાબતજંગને મારી નીઝામઅલી બેઠો તથા +હિસુરમા હૈદર પાત્શાહ થયો.

માધવરાવ ૪ બાળાજીના મરણ સમયે તેના બે દીકરા હયાત હતા, માધવરાવ ને નારાયણરાવ. તેમાથી મોટો દીકરો માધવરાવપેશ્વા થયો. એ વખતે એની ઉમ્મર ૧૭ વરસની હતી, તેથી તેનો કાકો રાઘોબા રાજ્યનો સઘળો કારભાર કરવા લાગ્યો, પણ જુવાન પેશ્વા પોતાના કાકાના તાબામા રહેવાને ચહાતો નહતો, તેથી રાજ્યમા કુસંપ પેઠો. પાણીપતમા મરેઠી સૈન્યનો નાશ થવાથી હિંદમા તેમનું વજન ઘટ્યુ હતુ તેવામા તેમનામાં કુસંપ પેઠેલો જોઇ નિઝામે એ તકનો લાભ લેઇ પુના ઉપર ચઢાઇ કરી તે લૂટ્યુ તેથી મરાઠાઓએ માહોમાહેનો કુસંપ કાઢી નાખી નિઝામને હરાવી વેર લીધુ. એ યુદ્ધમા જુવાન પેશ્વાએ બહુ બહાદૂરી દેખાડી. એવામા મહસુરના હૈદરઅલીએ મરેઠી રાજ્ય ઉપર સવારી કરી, પણ માધવરાવે તેને પણ હરાવી તેની પાસેથી ૩૨ લાખ રૂપીઆ ખંડણી લીધી. ઇ સ ૧૭૬૪.

**મરેઠી સરદારો**, ૫. માધરાવ નાનો હોવાથી મરેઠા સરદારોએ બ્રાહ્મણ સત્તા તોડવાને ફરી યત્ન કર્યો તેમનો આગેવાન રાઘોજીની ગાદીએ થએલો જાનોજી ભોસલે હતો, પણ માધવરાવે તેને હરાવીને તાબે કર્યાથી વિરૂદ્ધ પક્ષનું બળ તૂટ્યુ રાઘોબાએ તેની સ્ત્રી આનંદીબાઇની શિખામણથી માધવરાવ પાસે અર્ધુ રાજ્ય માગ્યુ પણ પેશ્વાએ તેને હરાવીને કેદ કર્યો. રાણોજીનો પુત્ર જનકોજી સિંધિઆ પાણીપતના યુદ્ધમા મરાયાથી મહાદજી સિંધિઆને પેશ્વાએ ગાદી આપી મલ્હારરાવ હોલ્કર ઈ. સ. ૧૭૬૬ મા મરણ પામ્યો તેનો પુત્ર તેની પહેલાજ મરણ પામ્યોહતો તેથી તેનો પૌત્ર ગાદીએ બેઠો તે પણ તરતજ મરણ પામ્યાથી રાજ્યની હકદાર તેની મા અહલ્યાબાઇ હતી, તેણે પેશ્વાની પરવાનગીથી તુકાજીને દત્તક લીધો. એ તુકાજી લઢાઇનુ કામ કરતો ને અહલ્યાબાઇ રાજ્ય કારભાર ચલાવતી આ વખતે ગાયકવાડ તો માત્ર ગુજરાતના રાજ્યની વ્યવસ્થા કરવામા ધ્યાન આપતા તેમણે ગુજરાતની ઉપજ પેશ્વાને પહોચાડી ને તેમનું ઉપરીપણુ બહાલ રાખ્યુ હતુ એ રીતે

માધવરાવે ચપળતા, ચતુરાઇ ને યુદ્ધ કૌશલ્ય બતાવી મરેઠી સરદારો કબજે રાખી તેમના ઉપર દાબ બેસાડ્યો.

**અહલ્યાબાઇ.** ૬ અહલ્યાબાઇ બાળવિધવા છતાં બહુ પવિત્ર ને ધાર્મિક હતી. તેણે ઠામ ઠામ બંધાવેલાં ધર્મક્ષેત્રો હજુ સુધી તેની પવિત્રતા દર્શાવે છે. એ બાઇ ભણેલી, સદ્‍ગુણી, દયાળુ ને હિંમતવાન હતી. તેણે રૈયતને ન્યાય આપી, સંરક્ષણ કરી સુખી કરી તેનો પ્રેમ સંપાદન કર્યો. તેની રાજ્યધાની ઇંદોર એક નાના ગામડામાંથી વધીને આબાદ શહેર થયું વળી તેણે પોતાની પ્રજાને પુત્ર સમાન પાળ્યાથી તેના મરણ પછી તે દેવી તરીકે આજ પર્યંત પૂજાય છે. એણે પસંદ કરેલો સેનાપતિ તુકાજી પણ લડાઇમાં અનુભવી ને બહાદુર હતો.



અહલ્યાબાઇ

**મરેઠાની પુનઃ પૂર્ણ કળા.** ૭ મરેઠાઓનો માહોમાંહેનો વિગ્રહ પતાવ્યા પછી માધવરાવે ઉત્તર ભરતખંડમાં મરેઠાની ગએલી આબરૂ પાછી મેળવવા માટે યત્ન કર્યો તેણે પોતાના સરદાર વિસાજી કૃષ્ણને મરેઠી સૈન્ય આપી ઉત્તરમાં મોકલ્યો, તથા સિંધિઆ ને હોલ્કરને તેની સહાયે જવા હુકમ કર્યો ઇ સ ૧૭૬૯ તેમણે રજપૂત જાટ વગેરે પાસેથી ખંડણી લીધી, તથા રોહિલાનો મુલક લૂટીને ઉજ્જડ કર્યો વળી દિલ્હી તથા આગ્રા જીતીને શાહઆલમ પાદશાહ અંગ્રેજોને આશ્રયે હતો તેને પોતાના કબ્જ-

યમા લીધો. ઇ સ. ૧૭૭૧, એ પ્રમાણે મરેઠાએ ઉત્તર હિંદમાં જય મેળવી પોતાની ગયેલી આબરૂ પાછી મેળવી એવામા દક્ષિણમા હૈદરે ફરીને મરેઠા સાથે યુદ્ધ આરભ્યુ. પણ માધવરાવ તેના ઉપર ચઢાઇ કરી તેને હરાવીને તાબે કર્યો, ને પોતાને ફાવતી શરતો કરી સંધિ કરી તેજ સાલમા માધવરાવ ભર જુવાનીમા પડેલી પેશ્વાઇને ફરીથી સજીવન કરી મરણ પામ્યો ઇ શ ૧૭૭૨

**માધવરાવના ગુણ.** ૮ માધવરાવ પણ બાજીરાવની માફક માણસ પસંદ કરવામા ચતુર હતા. તે પોતાના સરદારોને તાબે રાખતો ને નહિ રહેનારને શાસન કરતો એણુ કેટલાક પ્રકારની વેઠ કરાવવાની બધ કરીને તથા પ્રજાનું રક્ષણ કરી, ન્યાય આપી જૂલમ અટકાવ્યો, તેથી મરેઠી પ્રજા એના વખાણ કરવા લાગી વળી તે યુદ્ધમા કુશળ, ચતુર ને શૂરો હોવાથી મરેઠી રાજ્યને તારી શક્યો, અને જો તે વધારે જીવ્યો હોત તો કદાચ મરેઠી રાજ્ય વધારે મજબુત કરી શિવાજી જેવો નામજાદો થાત પણ મરેઠી રાજ્યને કમનશીબે તેનુ અકાળ મૃત્યુ થયુ, ને એ રાજ્યની ખરાબી થઇ. માધવરાવનો દાબ જવાથી મરેઠામા લોભ ને દ્વેષ પ્રદિપ્ત થઇ, કુસંપ પેઠો, તેથી તેમની પડતી થઈ માધવરાવના સમયમા રામ શાસ્ત્રી કરીને ન્યાયાધીશ, ત્ર્યબકમામા ને હરિપત સરદારો તથા સખારામભાઉ ને નાનાફડનાવસ કારભારીઓ પ્રખ્યાત હતા.

---

## પ્રકરણ ૫ મું
## પેશ્વાઇની પડતી ને અંત.

**૧. નારાયણરાવ. ૨. રાઘોબા ૩. માધવરાય નારાયણ. ૪. સુરતની સંધિ. ૫. પુરંધરની સધિ ૬. મરેઠા સાથે પહેલું યુદ્ધ; ૭ લડાઈની પુનઃ શરૂઆત ૮ રાઘોબા ૯. મહાદજી સંધિઆ ૧૦ ખરડાની લડાઈ ૧૧ નાનાફડ-નવિસ, ૧૨. સવાઇ માધવરાવનો આપઘાત. ૧૩. બાજી-રાવ બીજો. ૧૪. નાનાફડનવિસનું મરણ. ૧૫ વસાઇની સંધિ. ૧૬. મરેઠી બીજું યુદ્ધ ૧૭ મરેઠી ત્રીજો વિગ્રહ.**

**નારાયણુરાવ** ૧. મોટા માધવરાવ પેશ્વાને કાંઇ સતાન ન હોવાથી તેનો ભાઇ નારાયણુરાવ પેશ્વા થયો માધવરાવના વખતમા રાઘોબામા પ્રદિપ્ત થયેલો રાજ્યલોભ પેશ્વાની ચાલાકીથી દબાઈ રહ્યો હતો, તે તેના મૂઆ પછી પાપી આનંદી બાઇએ જાગ્રત કર્યો. એ બાઈની શિખવણીથી રાઘોબાએ પોતાના ભત્રિજાનો ઘાત કરાવ્યો અને પોતે ગાદીએ બેઠો ઇ સ. ૧૭૭૪.

**રાઘોબા.** ૨. નારાયણુરાવના ખૂનમા રાઘોબાનો હાથ હોવાથી રામશાસ્ત્રી વગેરે કારભારી ને સરદારો એની વિરૂદ્ધ થયા એ સમયનો લાભ લેઇ હૈદ્રાબાદનો નિજામઅલી પેશ્વાઇ રાજ્ય ઉપર ચઢી આવ્યો; પણ રાઘોબાએ તેની સામા જઇ તેને હરાવ્યો

**માધવરાવ નારાયણ.** ૩. રાઘોબા નિજામઅલી સાથે રોકાયો હતો, એવામાં નારાયણુરાવની સ્ત્રીને એક પુત્ર અવતર્યો તેનું નામ માધવરાવ આપીને તેને ગાદીએ બેસાડી રાજ્ય ચલાવનાર એક મડળી ઠરાવી. તેનો આગેવાન નાનાફડનવિસ હતો. ઈ સ ૧૭૭૪ રાઘોબાના પક્ષમા કોઈ પણ ન થયુ. આખી મરેઠી પ્રજા તેના ઉપર કોપે ભરાઇ તેથી તે નાસીને સુરત ગયો

**સુરતની સધિ.** ૪ રાઘોબાએ રાજ્ય પાછુ મેળવવા માટે અંગ્રેજોની મદદ માગી, અને તેમને સાષ્ટી ને વસાઇ આપવાનું તથા લડાઈના ખર્ચ બદલ ભરૂચ ને તેની આસપાસનો મૂલક આપવાનું કબૂલ કર્યું પશ્ચિમ હિંદમાં અગ્રેજના તાબામા મુબઇ સિવાય બીજો મૂલક ન હોવાથી તે મેળવવાની તેમની ઈચ્છા હતી, તેથી મુંબઇ સરકારે રાઘોબાની શરતો કબૂલ કરી, તેને ગાદી આપવાનું ઠરાવીને સંધિ કરી. ઈ સ. ૧૭૭૫.

**પુરધરની સંધિ.** ૫.આ વખતે અગ્રેજ કપનીના બધારણમાં ફેરફાર થયો હતો.પ્રથમ મુબઈ,મદ્રાસ ને કલકત્તાના ગવર્નરો એકબીજાથી સ્વતંત્ર હતા પણ નવા ઠરાવથી મુબઈ ને મદ્રાસ કલકત્તાના ગવર્નર જનરલના તાબામા આવ્યાં હતા મુબઈ સરકારે કલકત્તાના ગવર્નર જનરલને પૂછ્યા સિવાય સુરતની સધિ કરી હતી,તેમણે તે નામજુર કરીને પેશ્વાના કારભારીમડળસાથે પુરધર મુકામે ફરીને સધિ કરી,ને રાઘોબાનો પક્ષ છોડી દીધો. ઈ. સ. ૧૭૭૬. એ સધિમા માત્ર સાષ્ટી અગ્રેજને મળવાનો ઠરાવ હતો,પણ કલકત્તા સરકાર ઇગ્લાડની કપનીના ડિરેકટ-

रोनी सभाना ताबामा हती, तेथी ए सभाए पुरधरनी संधि नाकबूल करी सुरतनी साथ मंजुर राखी

**मरेठा साथे पहेलुं युद्ध.** ६ एवामा अंग्रेज ने फ्रेंच वच्चे यूरोपमा लढाई ऊठवानो संभव होवाथी फ्रेंच सरकारे नानाफडनविसने पक्षमा लीधो नानाए फ्रेंच नायको राखी लश्करने कवायत शिखववा माडी ए उपरथी मुंबई सरकारे युद्धनी तैयारी करी. कंपनीना डिरेक्टरोनो हुकम सुरतनी संधि मंजुर राख्यानो आव्याथी तेमणे राघोबाने गादीए बेसाडवाने एक लश्कर मोकल्यु. मुंबई सरकारनी मदद माटे कलकत्तेथी नीकळेला लश्करनी राह नहि जोता मरेठानी साथे १ लुं युद्ध आरंभ्यु. ई. स. १७७८. पण नवा वरसनी शरूआतमा मरेठी लश्कर तेमना उपर तूटी पडवाथी तेमने पाछु हठवु पडयु, तेथी वडगाम मुकामे संधि करी,तेमा एवु ठर्युं के अंग्रेजोए लीधेलो मूलक पाछो आपवो, भरूच सिंधीआने आपवु, बंगाळेथी आवतुं लश्कर पाछु वाळवुं ने ए शरतो अमलमा लाववाने बे अधिकारीओ बाहेधरीमा आपवा. सन १७७९.

**लढाईनी पुनः शरूआत.** ७. एवामा मरेठा, निजाम ने हैदरअलीए अंग्रेजने हिंदमाथी काढवाने ऐकय कर्युं. अंग्रेजोने पण वडगामनी संधि पसंद पडी नहि. ए करनार अधिकारीओने संधि करवानो अधिकार नहोतो एम कही तेना मंजुर करी,तेमने बरतरफ कर्या, अने बंगाळेथी जनरल गार्डर्ड लश्कर लेई आवतो हतो तेने मरेठी राज्य उपर जवानो हुकम कर्यो. तेथीफरीने लढाइ शरू थई. गार्डर्ड सने १७८१ मा अमदावाद लीधु पण केटलीकवार बने पक्षनी हार जीत थया पछी ई. स. १७८२मां सालबाइ मुकामे संधि थइ तेमा एवु, ठर्युं के राघोबाए दर वर्षे त्रणलाख रूपीआ लेइ कोपर गाममा रहेवु. साष्टी अंग्रेजोए लेई बीजा जीतेला मरेठी मुलक उपरथी दावो छोडवो ने भरूच सिंधीआने आपवु. पेश्वाए पोर्तुगीझ सिवाय कोइ यूरोपीअन प्रजाने नोकर राखवी नहि,

**राघोबा.** ८. राघोबा शूरो पण राज्यलोभी ने खोटी कुमतथी चाल

નારો હતો. તેણે મરેઠામાં કલહ ઉત્પન્ન કરી રાજ્ય નબળુ કર્યું, તેથી મરેઠી સરદારોને કબજે રાખનાર કોઈ ન રહ્યુ તેઓ સ્વતંત્રપણે વર્તવા લાગ્યા. રાઘોબા ઈ. સ ૧૭૮૩ મા મરણ પામ્યો,

**મહાદજી સિંધીઆ.** ૯ સાલબાઈની સંધિ સિંધીઆના મધ્યસ્થપણાથી થઈ હતી, તેથી તેની મોટાઇ વધી. હોલ્કર તેની સરસાઇ કરવા લાગ્યાથી એ બંને વચ્ચે અજમેર પાસે યુદ્ધ થયુ, તેમા હોલ્કર હાર્યો, તેથી હોલ્કરને બદલે સિંધીઆએ રજપૂતસ્થાનમાથી ખંડણી લીધી,તથા ગોહદ (ધોળપુર) ના રાણા પાસેથી ગ્વાલિયર જીતી લીધુ. વળી ડી. બોઈન નામે ફ્રેંચ સરદારને નોકર રાખી પોતાના લશ્કરને કવાયતી બનાવ્યું.



મહાદજી સિંધીઆ

તેણે બુંદેલખંડ લૂટી લીધો એવામા રોહિલા સરદાર ગુલામકાદરે શાહઆલમ પાદશાહને અંધ કર્યાથી તે તેની મદદે ચઢયો તેણે દિલ્હી જીતીને પાદશાહને છોડાવી પોતાના આશ્રયમા લીધો એ પ્રમાણે ઉત્તરહિંદમા મહાદજી કરતો કારવતો થયો. દક્ષિણમા પેશ્વાએ ને નિજામે હૈદરના પુત્ર ટીપુને હરાવી તેની પાસેથી ૪૫ લાખ રૂપાઆ ખંડણી લીધી. ઇ સ. ૧૭૮૭. મહાદજી સિંધીઆ ચતુર, શૂરો ને બ્રાહ્મણોની સત્તાને ધિક્કારનારો હતો. તે ઇ. સ ૧૭૯૪ મા મરણ પામ્યાથી બ્રાહ્મણોનો ભય શાંત થયો. મહાદજી પછી તેનો ભત્રિજો દોલતરાવ સિંધીઆ થયો. એ પછી બીજે વરસે અહલ્યાબાઇ મરણ પામી.

**ખરડાની લઢાઇ.** ૧૦ ઉદગીરની લઢાઇમાં કબૂલ કરેલી ખંડણી નિજામે આપી નહોતી, તે વસૂલ કરવાને માટે પેશ્વાએ નિજામ ઉપર ચઢાઇ કરી મહાદજી મૂઆથી મરેઠી રાજ્યમા કરતો કારવતો નાનાફડનવિસ હતો તેના બોલાવ્યાથી આ સવારી કરવાને દોલતરાવ સિંધીઆ, તુકોજી હોલ્કર, ગોવિંદરાવ ગાયકવાડ વગેરે સરદારો ચઢી આવ્યા ખરડા આગળ યુદ્ધ થયુ તેમાં નિજામ હાર્યો ને તેણે ત્રણ કરોડ રૂપીઆ ને કેટલોક મૂલક આપી સંધિ કરી, મરેઠાનો આ છેલ્લોજ જય હતો તેમજ સઘળા મરેઠી સરદારો આ છેલ્લીજ વખતે પેશ્વાના વાવટા નીચે એકદિલથી લઢવાને આવ્યા હતા સખારામ, રામશાસ્ત્રી, હરિપંત, ત્ર્યંબકમામા ઇત્યાદિ ચતુર ને શૂરવીર માણસો મરણ પામ્યા હતા તેમની જગાએ તેવા બીજા પુરૂષો થયા નહિ,તેથી તથા મરેઠી સરદારો આપ અખત્યાર થઇ પોતપોતાની ચઢતી કરવાને માહેમાંહે લઢી નબળા પડવાથી મરેઠી રાજ્યની પડતી થઇ.

**નાનાફડનવિસ.** ૧૧ મરેઠી રાજ્યની પડતી જલદી થતી અટકાવનાર ચતુર પુરૂષ માત્ર નાના ફડનવિસ હતો રાજ્યનીતિજ્ઞ મરેઠામા એ છેલ્લો પુરૂષ હતો મરેઠી રાજ્યનુ ઐક્ય ને સ્વતંત્રતા સાચવવાને એ પુરૂષ મહેનત કરતો હતો મહાદજી તેમા આડે આવતો હતો, પણ તેના મરણ પછી પોતાના મરણ પર્યંત તેણે મરેઠી રાજ્યની પડતી થતી અટકાવી



નાનાફડનવિસ.

**સવાઇ માધવરાવનો આપઘાત.** ૧૨ પેશ્વાસવાઇ માધવરાવ કે નાનો માધવરાવ ૨૧ વરસનો થયો, પણ નાના ફડનવિસે તેને સ્વતંત્ર અધિકાર આપ્યો નહિ તેથી તથા રાઘોબાના દીકરા બાજીરાવ ને ચીમનાજીને અહમદનગરમા કેદ કર્યા હતા તેમને

છોડાવી પોતાની પાસે રાખવાની તેમની મરજી છતાં નાનો તેમ કરવા દેતો નહિ હતો, તેથી કંટાળીને માધવરાવે અગાસીમાંથી પડતું મૂકી આપઘાત કર્યો ઇ સ. ૧૭૯૫

**બાજીરાવ બીજો** ૧૩. હવે પેશ્વાઇનો હક્દાર માત્ર બાજીરાવ હતો કેમકે માધવરાવને કોઈ સંતાન્ નહોતું. બાજીરાવ બા ધલો, અવિચારી ને ઉતાવળીઓ હોઇ તેનામા પેશ્વાઇ ગુમાવવાનાં સઘળા અપલક્ષણ હતા, અને તેથીજ માધવરાવને તેનો ચેપ લાગશે એ દહેશતથી નાનો એ બનેને મળવા દેતો નહોતો નાનાએ બાજીરાવને પેશ્વાઈ નહિ આપવાને મહેનત કરી, પણ અંતે દોલતરાવ સિંધીઆ તથા પોતે મળીને તેને ગાદીએ બેસાડયો સન ૧૭૯૬



બાજીરાવ બીજો

**નાના ફડનવિસનું મરણ**

૧૪ પેશ્વાએ નાનાથી ને સિંધીઆથી છૂટવાને કાવતરા કરી એ બનેને લઢાવ્યા દોલતરાવે પુના જીતીને નાનાને અહમદનગરમાં કેદ કર્યો; તેની જગાએ દોલતરાવનો સસરો કારભારી થયો તેનાથી કંટાળીને બાજીરાવે નાનાને ફરીને કારભાર સોપ્યો, પણ તે ઇ સ. ૧૮૦૦ માં મરણ પામ્યો એ મૂઓ ત્યા સુધી મરેઠી સરદારો ઉપર જે કાંઇ પણ અંકુશ હતો, તે તેના મૂઆથી ગયો.

**વસાઈની સંધિ.** ૧૫ નાનાના મરણ પછી દોલતરાવ સિંધીઆ ને જશવતરાવ હોલ્કર લડી મૂઆ પેશ્વા સિંધીઆના પક્ષમાં હોવાથી હોલ્કરે પુના જીત્યુ, ને બાજીરાવના ભત્રિજાને પેશ્વા બનાવ્યો. ઇ સ. ૧૮૦૨. બાજીરાવ નાસીને વસાઇ આવ્યો, ને તેણે મુંબઇના અંગ્રેજો સાથે સંધિ કરી. તેમાં એવું ઠર્યું કે અંગ્રેજો બાજીરાવને ગાદીએ બેસાડે તેના બદલામાં તેણે પુનામાં અંગ્રેજી લશ્કર રાખી તેના ખર્ચ

બદલ ૨૬ લાખનો મૂલક આપવો, સુરત ઉપરનો દાવો છોડવો, અંગ્રેજના શત્રુને નોકર રાખવા નહિ, ને નિઝામ તથા ગાઈકવાડના વાંધા અંગ્રેજ મારફત પતાવવા.

**મરેઠી બીજુ યુદ્ધ.** ૧૬. વસાઈની સંધિ પ્રમાણે અંગ્રેજોએ સહાય કરી બાજીરાવને ગાદીએ બેસાડયો. પરંતુ એ રીતે પેશ્વા પરતંત્ર થયો, તે તેના સરદાર સિંધીઆ, ભોસલે ને હોલ્કરને ગમ્યુ નહિ માહોમાહેના મરેઠી વિગ્રહમા પડવાના અંગ્રેજોના હકનો તેમણે ઇનકાર કર્યો ને તેઓ અંગ્રેજો સામા લઢવાને ઉઠયા તેથી બીજીવાર વિગ્રહ થયો. તેમા મરેઠા હાર્યા ને અંગ્રેજ વિજયી થયા *

**મરેઠા સાથે ત્રીજો વિગ્રહ.** ૧૭ બાજીરાવે વસાઈની સંધિ કાંઈ ખુશીથી કરી નહોતી, તેણે અંગ્રેજના તાબામાથી નીકળી જવાને યુક્તિ પ્રયુક્તિ કરવા માડી, તેથી તેની સાથે વિગ્રહ થયો મરેઠા સાથે એ છેલ્લો વિગ્રહ થયો + તેમા ઈ સ. ૧૮૧૮ મા બાજીરાવ હાર્યો, ને તેનું રાજ્ય અંગ્રેજ સરકારે લઈ લીધુ, ને તે આઠ લાખ રૂપીઆ વર્ષાસન લેઇ બીથુરમા જઇ રહ્યો એ રીતે અઢાર વર્ષમા બાજીરાવ નાનાફડનવિસનું ભાખેલુ ભવિષ્ય ખરૂ કરી આપ્યુ તે ઇ સ ૧૮૫૩ મા મરણ પામ્યો તેનો દત્તપુત્ર ધોંડુપંત કે નાનાસાહેબ તેના બાપને મળતું આઠ લાખનું વર્ષાસન બંધ થવાથી સન ૧૮૫૭ ના બળ-વામા આગેવાન થયો ને હારીને નાસી ગયો.

---

## भाग ५ मो.

### બ્રિટિશ રાજ્ય.

### यूरोपी प्रजानुं व्यापारार्थे हिंदमां आगमन.

૧. હિંદમાં આવવાના જળમાર્ગની શોધ. ૨ હિંદમાં પ્રથમ પોર્તુગીઝ આવ્યા ૩ પોર્તુગીઝનું રાજ્ય. ૪. પોર્તુગીઝોની પડતી ૫ વલંદાઓ વેપાર કરવા આવે છે. ૬ વલંદાની ચડતી. ૭. વલંદાની પડતી. ૮ હિંદમાં અંગ્રેજ મુસાફર ૯ વેપાર કરનારી અંગ્રેજ કંપનીઓ.

---

* આ યુદ્ધની વિગત આગળ છઠ્ઠા પ્રકરણમા આવશે

\+ આ વિગ્રહની વિગત આગળ ૭ મા પ્રકરણમાં આવશે.

**१० अंग्रेज कंपनीनां थाणां ने वखारो. ११. फ्रेंच लोकोनी वेपारी कंपनी १२ बीजी यूरोपी वेपारी कंपनीओ १३ कंपनीना मूलकनो मालिक कोण ?**

**हिंदमां आववाना जळमार्गनी शोध** १ पंदरमा सैकानी आखर सुधी भरतखंडमांथी चोखा, रू, गळी, सुंठ, तेजाना, नाळीएर, मसमस, खांड, रेशमी ने सुतराउ कापड वगेरे माल अरबस्तान, तुर्कस्तान ने मिसरना वेपारीओ लेई जता, तेमनी पासेथी ग्रीस ने इटालीना वेपारीओ खरीद करी युरोपना बीजा देशोमा वेचता तेओ मो माग्या दाम लेता, तेथी ए माल त्यां बहु मोंघो पडतो ए समये यूरोपना बीजा देशोने भरतखंडमा वेपार करवा सारू आववानी इच्छा थई परंतु ते काळे सुवेजनी नहेर खोदाएली नहोती, तथा ए मार्ग लूटारानो ने माल बगडवानो भय तथा खर्च वधारे लागवानो संभव होवाथी तेओ आ देशमा आववाने जळमार्ग खोळवा लाग्या. दरीआई मुसाफरी करवामा पोर्टुगाल ने स्पेननी प्रजा आ सैकामा आगळ पडती हती वळी ए बंने देशना राजा पण भरतखंडमा आववानो जळमार्ग शोधवाने इन्तेजार हता पोर्टुगालनो राजा सरकारी वहाणो आपीने मोटा मोटा नाविकोने ए मार्ग शोधवानेमोकलतो हतो. पोर्टुगीजनाविको आफ्रिकानो पश्चिम किनारो शोधता आगळ चाल्या स्पेनना राजाने ईटालीना जीनोआ बंदरना वहाणु टी कोलंबसे आटलान्टिक ओळगीने भरतखंडमा आववानो टुंको मार्ग शोधी आपवानुं कह्याथी तेणे तेने वहाणो आपीने मोकल्यो तेणे ई. स. १४९२ मा अमेरिका खंड शोधी काढयो आ नवा मूलकनी शोध लाग्याथी स्पेनना लोकनुं ध्यान ते तरफ वळ्युं पोर्टुगाल ने स्पेनना राजाओनो दाखलो लेइ ईग्लांडना राजाए अमेरिकानी उतरमा थईने भरतखंडमा आववानो मार्ग शोधवा रोबर्ट हडसन, बारीन, डेवीस वगेरेने मोकल्या पण तेमा तेओ निष्फळ थया. ते पछी यूरोप ने

એશિઆની ઉત્તરમા થઇ બેહરીંગની સામુદ્રધુની પસાર કરી પાસિફિકમા થઇ ભરતખડનો માર્ગ ખોળવાને મર હુ નામે અંગ્રેજને મોકલ્યો પણ તે ઉત્તર મહાસાગરના બરફવાળા દરીઆમાં દુખી થઇ મરણ પામ્યો હોલાડના વલદા લોકોને પણ ભરતખડનો વેપાર કરી કમાવાનો લોભ થવાથી યૂરોપ ને એશિઆની ઉત્તરમા થઇ ભરતખડમા આવવાનો માર્ગ શોધવાને તેમણે પ્રયત્ન કર્યો, પણ તેમા તે ફતેહ પામ્યા નહિ

**હિંદમાં પ્રથમ પોર્તુગીઝ આવ્યા.** ૨ ભરતખડમા આવવાનો ટુકો જળમાર્ગ શોધવામા માત્ર પોર્તુગીઝ ફતેહ પામ્યા તેમનો વાસ્કોડીગામા નામે શૂરો નાવિક આફ્રિકાની દક્ષિણે કેપ આવ ગુડહોપની પ્રદક્ષિણા કરીને ભરતખડની દક્ષિણના કાલીકોટ બદરમા આવ્યો ઇ સ ૧૪૯૮ કાલીકોટમા આરબ ને મૂર લોકો વેપાર કરતા હતા, તેમને આ યૂરોપી વેપારીઓ ગમ્યા નહિ તેથી તેમણે પોર્તુગીઝ સાથે કજીઓ કર્યો પણ ગામા તેથી ડર્યો નહિ: તેણે ૭ માસ સુધી ત્યા રહી ત્યાના રાજા ઝામોરિનને મેળવી લીધો, ને તેની મદદથી હિંદી માલ લેઈને પોતાને દેશ ગયો ઈ સ ૧૪૯૯ એ વેપારમા ઘણો નફો થવાથી પોર્તુગાલના રાજાએ એજ ગામાને વીશ વહાણ આપીને ફરીથી મોકલ્યો ઇ સ. ૧૫૦૨ તે કોચીન ને કાનાનોરના રાજાની મદદથી કોચીનથી માલ ભરી લેઈ બીજે વરસે સ્વદેશ ગયો.

**પોર્તુગીઝનું રાજ્ય** ૩ હવે પોર્તુગાલના રાજાને વેપારની સાથે રાજ્યલોભ પણ થયો હિદમા ને તેની આસપાસના બેટોમા પોતાનું રાજ્ય સ્થાપવાની તેને ઇચ્છા થઇ તેથી તેણે આલ્બુકર્ક નામે સરદારને ગવર્નર ઠરાવીને હિદમા મોકલ્યો ઈ સ ૧૫૦૯. આલ્બુકર્ક આ કામને યોગ્ય પુરૂષ હતો તેની પહેલા આવી ગએલા પોર્તુગીઝ નાવિકો ચોર ને લૂટારાનું કામ કરતા, તેથી મલબાર કાઠાના હિદુ રાજાઓનો વિશ્વાસ તેમણે ગુમાવ્યો હતો, તેથી આલ્બુકર્કને તેમની તરફથી પ્રથમ અડચણ નડી, તોપણ તેણે બહાદુરીથી, ડહાપણ ને હોશિઆરીથી હિંદના પશ્ચિમ કાઠા ઉપર પો-

ર્તુગીઝની સત્તા બેસાડી. તેણે પ્રથમ ગોવા જીતીને ત્યા રાજધાની કરી. ઈ સ. ૧૫૧૦ ને તે પછી દીવ ને દમણ જીત્યા આગળ મલાક્કા જીતીને શિયામ ને મલાયાના બેટા જોડે વેપાર શરૂ કર્યો, તથા ઈરાની અખાતમાનો હોર્મજ બેટ જીતી તાબે કર્યો એ સરદાર ઈ. સ. ૧૫૧૫ મા ગોવામા મરણ પામ્યો એ પ્રમાણે સોળમા સૈકાની આખર સુધી યૂરોપી પ્રજામાં પોર્તુગીઝ લોકોજ હિંદમા વેપાર કરનારા હતા હિંદી મહાસાગરમા સો વરસ સુધી એજ પ્રજા બળવાન વેપારી હતી.

**પોર્તુગીઝની પડતી.** ૪ પોર્તુગીઝો ભરતખડમા રાજ્ય સ્થાપવાને યોગ્ય નહોતા તેઓ ધર્માંધ હોવાથી હિંદના મૂર્ત્તિ પૂજકોને ધિક્કારતા ને શત્રુ ગણતા, તેથી તેમણે જીતાયલી પ્રજાને મેળવી લેવાનો યત્ન કર્યાને બદલે તેમના ઉપર ક્રુરતા કરી તથા હિંદી રાજાઓ સાથે કજીઆ કર્યા, તેથી હિંદી રાજા ને પ્રજા તેમને દુશ્મન તુલ્ય ગણતા પોર્તુગીઝ ગવર્નરોમા માત્ર અલ્બુકર્કેજ પોતાની પ્રજાને રાજી કરી, તેથી તેની પ્રજા તેને પૂજ્યભાવથી માન આપી સંભારતી સોળમા સૈકાની આખરે પોર્તુગીઝોની માફક બીજી યૂરોપી પ્રજા પણ આફ્રિકા ફરીને ભરતખડમા વેપાર કરવાને આવવા લાગી તેમાં ડચ ( વલદા ) ફ્રેંચ ને અંગ્રેજ એ મુખ્ય હતી. એ લોકોને હિદી મહાસાગરમા આવતા અટકાવવાને પોર્તુગીઝોએ યત્ન કર્યો, પણ તેમા તેમનુ કાંઈ વળ્યુ નહિ એ સમયે નૌકાયુદ્ધમા પોર્તુગીઝો કરતા વલદા, ફ્રેંચ ને અંગ્રેજ ચઢીઆતા થયા હતા. તેમણે ધીરે ધીરે પોર્તુગીઝોના થાણા જીતી લીધા તથા તેમનો વેપાર તોડી પાડી પોતાને હાથ કરી લીધો. હાલમા પોર્તુગાલના રાજાને તાબે હિંદમા માત્ર દીવ, દમણ ને ગોવા એ ત્રણ ગામ છે.

**વલંદા લોક વેપાર કરવા આવે છે** ૫ પોર્તુગીઝ લોક હિદી માલ બ્રુજ, આન્ટવર્પ ને આમસ્તરડામમા વેચતા, ને એ ત્રણ શહેરોના વેપારીઓ યૂરોપમા વેચતા ફિરંગી લોકની કમાઈ જોઈ વલદાએ એક કંપની કરી, અને હિદમાં માલ લેવાને કાર્નિલિયસ હૌટમાનને મોકલ્યો તે આફ્રિકા ફરીને ઈ. સ ૧૫૯૬

માં સુમાત્રાના બત્તામ બંદરે આવ્યો આ સમયે ફિરંગીનું દરીઆઈ બળ કમી થયું ને વલંદા લોકની ઘણી કંપનીઓ હિંદી મહાસાગરમાં વેપાર કરવાને ઉભી થઈ. પણ તે સર્વ ઈ સ ૧૬૦૨માં જોડાઇ ગઇ, ને "ડચ ઇસ્ટ ઇંડિયા કંપની' ના નામથી ઓળખાઇ એ કંપનીના માણસોએ ઈ સ ૧૬૦૫ માં પોર્તુગાલના તાબાનું આબોયના બંદર જીતી લીધું પછી તેમણે પોર્તુગીઝ લોકોના કાર્મોમાં, મલાકા, લંકા-માનો જાફનાબાદ કીલ્લો, મકામર ને મલબાર કાંઠાના સંસ્થાનો જીતી લેઈ હિંદી મહાસાગરમાની પોર્તુગીઝ સત્તાનો અંત આણ્યો.

**વલંદાની ચઢતી** ૬ ડચ લોકોનો વેપાર હિંદ કરતાં મશાલાના બેટોમાં વધારે હતો તેમણે નવા નવા સંસ્થાનો વસાવ્યા તથા નવા મુલક ખોળી કાઢયા ઇ, સ ૧૬૧૯ માં તેમણે જાવામાં બતેવીઆ શહેર વસાવ્યું ને તેમના પૂર્વ તરફના સંસ્થાનોની રાજ્યધાની થઇ તે પછી તેમણે એક મોટો બેટ ખોળી કહાડયો તેનું નામ ન્યુહોલાંડ પાડયું તેને આજે આસ્ટ્રેલિયા કહે છે વળી ઉત્તર અમેરિકામાં તેમણે ન્યુઆમસ્ટરડામ નામે શહેર વસાવ્યું, તે આજે ન્યુયોર્ક કહેવાય છે. એ વગર સુમાત્રા, જાવા, સીલીબીસ વગેરે મશાલાના બેટોમાં તેમણે પોતાના થાણાં બેસાડી સત્તા જમાવી-આફ્રિકાની દક્ષિણે કેપ આવ ગુડહોપ પાસે તેમણે એક ડચ સંસ્થાન વસાવ્યું, તે હજી છે * ભરતખંડમાં તેઓ વેપાર કરતા હતા. દક્ષિણમાં પલાર નદીને કાંઠે સાદ્રસમાં તેઓ ૧૬૪૭માં વેપાર કરવાને આવ્યા ને તે પછી મદ્રાસ કાંઠે પાલીકોલ્લુમાં કોઠી કરી વળી બંગાળામાં હુગલી નદીને કાંઠે ચિન્સુરામાં ને ગુજરાતમાં સુરતમાં ને અમદાવાદમાં તેમની વખારો હતી.

**વલંદાની પડતી.** ૭ ડચ લોક પૂર્વ તરફના દેશોમાં વેપાર કરવાને આવ્યા, તે વખતે અંગ્રેજ પણ આવ્યા હતા વેપારની

---

* ટ્રાન્સવાલ ને ઓરેંજ નદીના કાંઠા ઉપરના સંસ્થાન ત્યાંના ડચ લોકોને બોઅર લોકો કહે છે, ને તે જીતાયાથી હાલ અંગ્રેજ સરકારના તાબામાં રહી સ્વરાજ્ય ભોગવે છે

ચડમાચડસીમા એ બે પ્રજાને લડાઇઓ ચાલી આમ્બોયનીમા અંગ્રેજનુ થાણુ હતુ ત્યાના અંગ્રેજોની ડચ લોકે કતલ કરાવી. ઈ. સ ૧૬૨૩ તેથી અંગ્રેજો મલાક્કાના બેટોમા વેપાર કરવાનું છોડી દેઇ ભરતખંડમા આવ્યા ને માત્ર ત્યાજ વેપાર કરવા લાગ્યા તોપણ હિંદ મહાસાગરના ધણીપણા માટે એ બને પ્રજા ઘણાં વરસ સુધી લડતી હતી એ લડાઇઓ ૧૬૮૯ સુધી ચાલી. એ સાલમા ઓરેંજનો વિલિયમ બંને દેશનો પાદશાહ થયો, ત્યારે બંને વચ્ચે સમાધાની થઈ આગળ જતા બંને દેશ જૂદા પડવાથી વળી લડાઇઓ ચાલુ થઇ તેમ અંગ્રેજોએ વલંદાની સત્તા બિલકુલ તોડી નાખી હિંદમા વલંદાનુ મુખ્ય સંસ્થાન ચિન્સુરામા હતુ, તે ૧૭૫૮ મા અંગ્રેજે જીત્યુ આગળ જતા ફ્રાંસના મહાન પાદશાહ નેપોલિયન બોનાપાર્ટે હોલાંડ દેશ જીત્યો, ત્યારે હોલાંડના સંસ્થાનો ફ્રેંચોના તાબામા આવ્યા, પણ અંગ્રેજોએ તે સર્વ જીતી લીધા, પરંતુ ફ્રેંચ ને ઇંગ્લાંડ વચ્ચે ૧૮૧૬ મા સંધિ થઇ ત્યારે જાવા બેટ હોલાંડને પાછો મળ્યો. સન ૧૮૨૪ મા સુમાત્રા વલંદાને આપી મલાક્કા અંગ્રેજોએ લીધુ. આજે વલંદાનુ એકે સંસ્થાન હિંદમા નથી.

**હિંદમાં અંગ્રેજ મુસાફર** ૮. કેપ આવ ગુડહોપને રસ્તે અંગ્રેજો ભરતખંડમાં વેપારાર્થે આવવાને ઉશ્કેરાયા, તે પહેલા કેટલાક મુસાફર આ દેશમા આવી ગયા હતા અકબર પાદશાહના વખતમા ટામસ સ્ટીવન્સ નામે અંગ્રેજ ૧૫૭૯ માં પહેલ વહેલો હિંદમા આવ્યો હતો. તે પછી ચોથે વરસે ફીચ, ન્યુબરી ને લીડસ નામે ત્રણ અંગ્રેજો આવ્યા પણ પોર્તુગીઝોએ તેમને કેદમા નાખ્યા. તેમાથી છુટીને ન્યુબરીએ ગોવામાં દુકાન માડી લીડસ અકબરશાહ પાદશાહ પાસે નોકર રહ્યો, ને ફીચ બંગાળા, પેગુ, લંકા વગેરે ઠેકાણે મુસાફરી કરતો ઇગ્લાંડ પાછો ગયો

**વેપાર કરનારી અંગ્રેજ કંપનીઓ.** ૯. હિંદમા અકબરશાહ રાજ્ય કરતો હતો તે વખતે ઇગ્લાંડમા ઇલિઝાબેથ રાણી રાજ્યકરતી હતી; તેના વખતમા લંડનના કેટલાક વેપારીઓએ સભા બોલાવી ભરતખંડ સાથે વેપાર કરવાને એક કંપની ઊભી કરી; તેનુ નામ

'ઇસ્ટ ઇંડિયા કંપની" પાડયુ ઇ. સ. ૧૫૯૯ ને છેલ્લે દિવસે ઇલિ-ઝાબેથ રાણીએ કંપનીને સનદ આપી. તે પછી ૧૬૩૫, ૧૬૫૦, ૧૬૫૫ ને ૧૬૯૮ મા જૂદી જૂદી કંપનીઓ ઉભી થઇ તેમને માંહોમાંહે ઘણી ચડસાચડસી ચાલતી હતી, તેથી એ સર્વ કંપનીઓ ૧૭૦૯ મા જોડાઇ ગઇ, ને "યુનાઇટેડ ઇસ્ટ ઇંડિયા કંપની" ને નામે વેપાર કરવા લાગી.

**અંગ્રેજ કંપનીનાં થાણાં ને વખારો** ૧૦. ઇસ્ટ ઇંડિયા કંપનીના વહાણો પ્રથમ સુમાત્રાના આચીન બંદરમા આવ્યા વળી તેમણે બંતામ બંદરમાં પણ કોઠી ઘાલી. ત્યા તેમના દુશ્મન વલંદા તેમને નડતા હતા ઇ સ. ૧૬૨૩મા આંબોયનામાં વલંદાએ અંગ્રેજોની કતલ કરાવ્યાથી તેઓ એ તરફના બેટોમા વેપાર કરવો બંધ કરી ભરતખંડમાં આવ્યા પશ્ચિમ કાંઠે પોર્તુગીઝો તેમને કનડતા, તોપણ ૧૬૧૧ મા તેમના મીડલ્ટન નામે કપ્તાને ખંભાતથી માલ ભરી લીધો તથા તેમણે ૧૬૧૫ મા સુરતમા વખાર ઘાલી તાપીના મુખથી થોડે દૂર સુવાળીબેટ પાસે કપ્તાન બેસ્ટે પોર્તુગીઝોને દરીઆઇ યુદ્ધમા હરાવ્યા ઇ. સ ૧૬૨૫. ઇંગ્લાંડમા એ સાલમા પહેલો જેમ્સ પાદશાહ હતો; તેણે સર ટામસ રોને જહાંગીર પાદશાહ પાસે વકીલ ઠેરાવીને મોકલ્યો તેણે કંપનીના વેપારને લગતી કેટલીક લાભકારી શરતો પાદશાહ પાસેથી કરાવી લીધી હિંદને પૂર્વ કાંઠે અંગ્રેજ વેપારીઓનો અટકાવ કરનાર કોઇ નહોતું. તેથી પ્રથમ તેમણે મછલીપટ્ટણમાં આડત બાંધી ઇ સ ૧૬૧૦. ૧૬૩૨ મા ગોવળકોંડાના પાદશાહની પરવાનગીથી વખાર કરી પહેલા આર્માગામમા ૧૬૨૬ મા વખાર કરી હતી, ત્યાના ઉપરી ફ્રાન્સીસ ડેએ ચંદ્રગીરીના રાજા પાસેથી મદ્રાસની જમીન વેચાતી લીધી ને ત્યા ગામ વસાવી ફોર્ટ સેન્ટ જ્યોર્જ નામે કિલ્લો બાંધ્યો. ૧૬૩૯. એજ પ્રમાણે હિંદના બીજા ભાગોમાં પણ તેમણે વખારો કરી હતી, અજમેર, આગ્રા ને પટણામા પણ સુરતની શાખાઓ સ્થાપી હતી શાહજહાની પરવાનગીથી તેમણે હુગલીમા ને બાલાશોરમાં પણ કોઠી ઘાલી હતી શાહજહાંની શા-

હજાદી દાઝયાથી તેની દવા કરવાને સુરતથી અંગ્રેજ ડાકટર બોલાવ્યો. તેણે આરામ કર્યાથી ડા બાઉટનની માગણીથી પાદશાહે અંગ્રેજ કંપની એકલીને જ બંગાળામાં વેપાર કરવાની સનદ આપી,તેથી તેમણે હુગલી,કાશીમબજાર,માલ્દા, ઢાકા વગેરે ઠેકાણે દુકાનો કરી ઇ.સ.૧૬૮૬ મા બંગાળાના નવાબ સાહિસ્તખાએ અંગ્રેજ વેપારીઓ ઉપર ગુસ્સે થઇ સર્વ દુકાનો જપ્ત કરી.તેથી હુગલીના અંગ્રેજ વેપારીઓ નદીના મુખ તરફ સુસાતી નામે ગામમા ગયા ને ત્યા જમીન વેચાતી લઇ ફોર્ટ વિલિયમ નામે કિલ્લો બાંધ્યો ઈ સ ૧૬૯૯ એ સુસાતી હાલમા કલકત્તાનું એક પરૂ છે કિલ્લો બાંધ્યા પછી શાહજાદા આઝીમ પાસેથી સુસાતી, કાલિકટ ને ગોવિંદપુર એ ત્રણે વેચાતા લીધા પશ્ચિમકાંઠા ઉપર તેમનુ મુખ્ય મથક સુરતમા હતું. ત્યાથી તેઓ ખંભાત, અમદાવાદ વગેરે ઠેકાણે વેપાર ચલાવતા ઇ સ. ૧૭૬૧ મા પોર્તુગાલના રાજાએ પોતાની કન્યા ઇગ્લાંડના રાજાને દીધી તેની પહેરામણીમા મુબઈ બેટ આપ્યો એ બેટ ઈ. સ ૧૬૬૮ મા રાજાએ દર વરસે સો રૂપીઆ લેવાના ઠરાવી કંપનીને આપ્યો. ઇ. સ. ૧૬૬૪ મા શિવાજીએ સુરત લૂટ્યુ ત્યારે સુરતની વખાર મુબઈ લઇ જવાનું ઠરાવી સન ૧૬૬૭ માં મુબઇમા કોઠી ઘાલી. મુબઇ બેટ હોવાથી મરેઠી ઘોડેસ્વાર ત્યા લૂટવાને જઇ શકે તેમ નહોતું, તેથી એ જગા સુરત કરતા વધારે સલામત હતી. આ વખતે મુબઈ એક નાનું ગામડું હતું, ને ત્યાનાં હવાપાણી સારા ન હતા. એ પ્રમાણે જે કંપની આગળ જતા ભરતખંડની માલિક થઇ તે કંપની બીજી નાની નાની ઘણી વખારો છતાં મુબાઇ, મદ્રાસ ને કલકત્તામા મુખ્ય વખારો કરી વેપાર કરવા લાગી. એ સમયે તેની પાસે કોઇ પણ સસ્થાન નહોતું હિંદના ફરોખશીર પાદશાહે ડોકટર હેમિલ્ટનની માગણી ઉપરથી કંપનીને બંગાળાના ૩૭ તાલુકાની જમીદારીની સનદ આપી, તથા બંગાળામા કંપનીના માલ ઉપર જે દાણ લેવાતું તે માફ કર્યું, તેથી ત્યાં તેમનું બળ વધ્યુ ને તેમના વેપારને ઉત્તેજન મળ્યુ.

**ફ્રેંચ લોકની વેપારી કંપની** ૧૧ અંગ્રેજ કંપની થયા પછી તરત જ ૧૬૦૪ મા ફ્રેંચ લોકની એક કંપની હિંદના વેપાર માટે ઉભી થઇ. તે પછી ૧૬૧૧,૧૬૧૫, ૧૬૪૨ ને ૧૬૪૪માજૂદી જૂદી ફ્રેંચ કંપનીઓ થઇ. પણ તે સર્વ ૧૭૧૯ મા જોડાઇ ગઈ એ કંપનીએ મલબાર કાંઠે માહિમ, કારોમાંડલ કાંઠે પાંદીચેરી, કારીકલ, યાનાન ને બંગાળામા ચંદ્રનગરમા કોઠીઓ ઘાલી હતી એ કંપની ૧૭૯૬મા વેપાર કરતી બિલકુલ બંધ પડી

**બીજી યૂરોપી વેપારી કંપનીઓ.** ૧૨ ઇ સ ૧૬૧૨ મા એક ને ૧૬૭૦ મા બીજી એવી ડેન લોકોની બે કંપનીઓ થઇ તેમણે બંગાળામા શ્રીરામપુર, પૂર્વ કાંઠે ત્રાંકવીબાર ને પોર્ટોનોવો ને મલબાર કાંઠે ઇડાવા ને હોલ્ચેરીમા સસ્થાનો કર્યાં હતા, તે ૧૭૪૫ માં એ અંગ્રેજ કંપનીએ વેચાતા લીધાં.વળી ૧૭૨૩ મા ઓસ્ટન્ડ શહેરમ એક કંપની થઇ હતી,પણ તેણે ૧૭૮૪ મા દેવાળુ કાઢવાથી તે બંધ પડી, પૂર્વ તરફના બેટોમા વેપાર કરવાને સ્વીડનના સ્ટાકહોમમા એ કંપની થઈ હતી,તથા ફિલિપાઈન સાથે વેપાર કરવાને સ્પેનના લોકોને એક કંપની થઇ હતી,પણ તેમણે ભરતખંડમા કોઈ સંસ્થાન કર્યાં નહોતા

**કંપનીના મૂલકનો માલીક કોણ?** ૧૩ પોર્તુગીઝો આ દેશમા આવ્યા તે રાજાના નોકર હતા રાજા તરફથી તેઓ મા લઇ જતા, ને લીસ્બોનમા વેચતા. તે લીસ્બોનના વેપારીઓ યૂરોપન બીજા બંદરોમા લેઇ જતા, તેથી પોર્તુગીઝોએ હિંદમા મેળવેલે મૂલક રાજાનો હતો ડચ લોક કંપનીને નામે માલ લઇ જતા,પા મૂલક રાજાને નામે મેળવતા, તેથી તનકનો માલિક રાજા હતે અંગ્રેજ ને ફ્રેંચ કંપની પોતાને નામે વેપાર કરતીને મૂલક મેળ વતી, તોપણ તેઓ મૂલકના સંબંધમા રાજાની સંભાળ નીચે હત

---

## પ્રકરણ ૨ જું.

૧. વેપારીઓનો રાજ્ય મેળવવાનો યત્ન ૨. દિલ્હી ;

જય ૩ કર્ણાટિકના નવાબો.૪ ડુપ્લેના ગુણ. ૫. અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે પ્રથમ વઢવાડ. ૬. નિજામની ને કર્ણાટિકની ગાદી માટે વાંધો. ૭. ફ્રેંચોની ચઢતી ૮, રોબર્ટ ક્લાઇવ ૯ ક્લાઇવનો જય અને મહમદઅલીનો છૂટકો. ૧૦. ફ્રેંચ સત્તાનો નાશ.

**વેપારીઓનો રાજ્ય મેળવવાનો યત્ન.** ૧ પોર્તુગીઝ પછી રાજ્ય સ્થાપવાનો યત્ન કરનાર ફ્રેંચ અને અંગ્રેજ એ બે કંપનીઓ હતી, તેમણે અઢારમા સૈકાની અધવચમા હિંદમા રાજ્ય મેળવવાને દક્ષિણના રાજ્યોના વઢવાડમા વચ્ચે પડી લઢાઇઓ કરી તેમા અંતે અંગ્રેજ ફતેહ પામ્યા ને ફ્રેંચ કંપનીનો અંત આવ્યો.

**હિંદી રાજ્ય** ૨ અઢારમા સૈકાની અધવચમા દિલ્હીમા મહમદશાહ પાદશાહ હતો, તેની નબળાઇને લીધે પાદશાહી સુબાઓ સ્વતંત્ર જેવા હતા તેમા અયોધ્યાનો સફદરજંગ, બંગાળાનો અલીવર્દીખાન, દક્ષિણમાં નિજામઉલ્મુલ્ક, ને કર્ણાટિકનો દોસ્તઅલી મુખ્ય હતા. વળી ઉત્તર હિંદમા રોહિલા લોકોએ બળવાન થઇ પોતાનુ સ્વતંત્ર સંસ્થાન સ્થાપ્યુ હતું. મરેઠાનો રાજા શાહુ સતારામાં હતો પણ એ રાજ્યનો કરતા હરતા પેશ્વા બાલાજી બાજીરાવ હતો. તંજાવરમાં વ્યંકાજીના વંશજો રાજ્ય કરતા હતા, મહિસૂર ને ત્રિચિનાપલ્લીમા હિંદુ રાજા રાજ્ય કરતા હતા, તે સિવાય વિજયનગરમા હિંદુ રાજ્ય સમયના પોલિગાર કે નાયર લોક અર્ધા સ્વતંત્ર જેવા હતા અંગ્રેજોના કારોમંડળ કાંઠે મદ્રાસ ને ફોર્ટડેવિડ, પશ્ચિમ કાંઠે મુંબઇ, બંગાળામાં કલકત્તા, એ મુખ્ય થાણાં હતા. ફ્રેંચોએ વિજાપુરના સુલતાન પાસેથી જમીન વેચાતી લઇ મદ્રાસની દક્ષિણે પોદીચેરીમાં થાણું કર્યું હતું. વળી ઔરંગજેબ પાસેથી જમીન વેચાતી લઇ બંગાળાના ચંદ્રનગરમા પણ થાણુ કર્યું હતું. એ વખતે રાજ્યસ્થાનના રાજાઓ મરેઠાના વારવાર હુમલા થવાથી નબળા થઇ ગયા હતા.

**કર્ણાટિકના નવાબો.** ૩. કર્ણાટકના નવાબ દોસ્તઅલીને ચંદાસાહેબ નામે જમાઇ હતો, તે પોદીચેરીના ગવર્નર ડુમાસનો મિત્ર

હતો તેમણે ત્રિચિનાપલ્લીનું રાજ્ય જીત્યુ તથા તંજાવરના રાજા કનેથી કારીકલ બંદર જીતી ફ્રેંચને આપ્યુ. તે ઉપરથી રઘોજી ભોસલે અને મોરારીરાવ નામે મરેઠી સરદારોએ કર્ણાટક ઉપર ચઢાઇ કરી અંબુર આગળ નવાબ દોસ્તઅલીને હરાવીને માર્યો, તથા ચંદા સાહેબને પકડી સતારે મોકલી દીધો, અને દોસ્તઅલીના દીકરા સફદર અલીને નવાબ ઠરાવ્યો. ઇ સ ૧૭૪૧ એજ સાલમા ડુપ્લે નામે નવો ગવર્નર આવ્યો સફદરઅલીને તેના કોઇ સરદારે માર્યાથી તેની બેગમ અને કુવર મદ્રાસના અંગ્રેજોને આશ્રયે ગયા, પણ દક્ષિણના સુબા નિજામઉલમુલ્કે કર્ણાટકમા આવી એ છોકરાને નવાબ ઠરાવી તેના રક્ષક તરીકે પોતાના અનવરૂદ્દીન નામે સરદારને નીમ્યો, પણ એ બાળક નવાબ થોડી મુદતમા મરણ પામ્યાથી અનવરૂદ્દીન નવાબ થયો

**ડુપ્લેના ગુણ.** ૪. પાદીચેરીના નવા ગવર્નર ડુપ્લેના મનમા હિંદમા ફ્રેંચ રાજ્ય સ્થાપવાનો પ્રથમ વિચાર ઉત્પન્ન થયો. ડુપ્લે સાહસિક, ચતુર, ઉત્સુક અને કપટી હતો, પણ તેનામા યુદ્ધકૌશલ્ય નહોતું. એના હાથ નીચે બુસ્સી નામે એક સરદાર હતો, તે લઢાઇનુ કામ કરતો દેશી લોકોને યૂરોપી લોકોની માફક કવાયત શીખવ્યાથી તેઓ યૂરોપી લોકોની પેઠે યુદ્ધ કરી શકે એવા છે, એવુ તેને જણાયાથી પ્રથમ તેણે દેશી સિપાઇઓને કવાયત શીખવીને એક લશ્કર તૈયાર કર્યું યૂરોપીય કરતાં દેશીલશ્કર સસ્તુ પડતું તેથી એ યુક્તિ વડે પોતાની ઉમેદ પાર પડશે એમ તેને પ્રથમ જણાયુ.



ડુપ્લે

**અંગ્રેજ ને ફ્રેન્ચ વચ્ચે પ્રથમ વઢવાડ.** ૫ એ સમયે યૂરોપમાં અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે લડાઈ ચાલતી હતી એ લડાઈ ડુપ્લેએ હિંદમા ઘાલીને હિંદમા ફ્રેંચ રાજ્ય સ્થાપવાનો વિચાર કર્યો, પણ તેમા આડે આવનાર અંગ્રેજ તેમના મુખ્ય દુશ્મન હતા, તેમને હાંકી કાઢયા વગર પોતાની ઉમેદ પાર પડે તેમ એને જણાયું નહિ, તેથી તેણે અંગ્રેજ કંપની સાથે લઢાઈ જોડી તેણે પ્રથમ અંગ્રેજના મુખ્ય મથક મદ્રાસ ઉપર હુમલો કર્યો એ વખતે હિંદી મહાસાગરમા બુર્બો વગેરે બેટો ફ્રેંચોને તાબે હતા. ત્યાનો ગવર્નર લાબોર્દોન ડુપ્લેની સહાયે આવ્યો તેણે મદ્રાસ જીત્યુ, તેથી અંગ્રેજો શરણે આવ્યા ૧૭૪૫ ડુપ્લે ને લાબોર્દોનની વચ્ચે સપ ન હોવાથી તેમણે ઐક્યથી પોતાનુ કામ ચલાવ્યુ નહિ ડુપ્લેનો વિચાર હિંદમાથી અંગ્રેજોનુ મૂળ કાઢવાનો હતો તેથી તે અંગ્રેજોને મદ્રાસ પાછું આપવાની વિરૂદ્ધ હતો,પણ લાબોર્દોન ૪૪ લાખ રૂપીઆ લેઈ મદ્રાસ પાછુ આપવાની શરત કરી બુર્બો ગયો નવાબ અનવરૂદીને મદ્રાસ માગ્યુ, તે ડુપ્લેએ ના આપ્યુ. ત્યારે તે દશ હજાર સૈન્ય સાથે મદ્રાસ લેવા આવ્યો, પણ તેને ફ્રેંચના હજાર માણસે હરાવ્યો તેથી નવાબ અંગ્રેજોને પક્ષે ગયો અંગ્રેજોને ઇગ્લાડથી નવી કુમક આવી, તે વડે તેમણે પોદીચેરી જીતવા મથન કર્યું પણ તે વ્યર્થ ગયુ એવામા યૂરોપમા બને પ્રજા વચ્ચે સલાહ થઇ, તેથી સૌને પોતાનો મૂલક પાછો મળ્યો. ૧૭૪૮.

**નિઝામની ને કર્ણાટકની ગાદી માટે વાંધો.** ૬. એજ સાલમા મહમદશાહ, નિઝામઉલમુલ્ક ને શાહુ રાજા મરણ પામ્યા નિઝામનો પાટવી કુવર ગ્યાસુદીન પાદશાહ બનાવનાર વજીર હતો. તેણે પોતાના બાપની જગા લેવાની ના કહી તેથી તેનો પુત્ર મુજફરજગ વારસ હતો, પણ તેનો કાકો નાસિરજગ તેની સામે થયો ને ગાદીએ બેઠો એ સમયે તેની ગાદી ઔરંગાબાદમા હતી. મુજફરજગ મરેઠાની સહાય મેળવવા સતારે ગયો ત્યા શાહુની જગાએ રામરાજા ગાદીપતિ હતો, પણ તેના રાજ્યની કૂલ લગામ બાલાજી

પેશ્વાના હાથમા હતી સતાગમા મુજફ્ફરજંગને ચંદાસાહેબ સાથે પ્રીતિ થઈ નિઝામના રાજ્યનો ઉમેદવાર મુજફ્ફર, ને કર્ણાટકની નવાબીનો ઉમેદવાર ચંદાસાહેબ હતા. તેમણે પાદીચેરના દુપ્લેની મદદ માગી. દુપ્લેએ સાત લાખ રૂપીઆ આપી ચંદાસાહેબને છોડાવ્યો હવે મુજફ્ફરજંગ ચંદાસાહેબ ને ફ્રેંચના લશ્કર કર્ણાટક ઉપર ચાલ્યા.

**ફ્રેંચોની ચડતી.૭.** કર્ણાટકનો નવાબ અનવરૂદ્દીન અંબુર આગળ ચંદાસાહેબની સામે લડ્યો, તેમા તે મરાયો ને તેનો જીજીગઢ ફ્રેંચ સરદાર બુસ્સીએ જીત્યો.૧૭૪૯ તેથી દુપ્લેએ ચંદાસાહેબને કર્ણાટકનો, ને મુજફ્ફરને દક્ષિણનો સુબેદાર ઠરાવ્યો તેના બદલામા ચંદાસાહેબે પાદીચેરી પાસેના ૮૧ ગામ ફ્રેંચને આપ્યા

અનવરૂદ્દીનનો દીકરો મહમદઅલી ત્રિચિનાપલ્લીમા ભરાઈ બેઠો આ સમાચાર સાભળી દક્ષિણના સુબેદાર નાસિરજંગે બળવાન લશ્કર સાથે દક્ષિણમા આવીને મુજફ્ફરને હરાવીને કેદ પકડ્યો. એવામા બુસ્સી ફ્રેંચ ફોજ લઇને આવ્યો ને તેણે નાસિરજંગને હરાવી મુજફ્ફરને છોડાવ્યો બુસ્સી તેને લેઇને ઔરંગાબાદ જવાને નીકળ્યો. ત્યા માર્ગમા મુજફ્ફર મરાયાથી બુસ્સીએ નિઝામઉલમુલ્કના બીજા કુંવર સલાબતજંગને ઔરંગાબાદની ગાદીએ બેસાડ્યો ૧૭૫૧ ને તે ફ્રેંચ ફોજ સાથે તેના રક્ષણાર્થે ત્યા રહ્યો.એ નોકરીના બદલામા નિઝામે ઉત્તર સરકાર પ્રાંત તથા મછલીપટ્ટણ ફ્રેંચને આપ્યા એ રીતે દક્ષિણ હિંદમા ફ્રેંચ સત્તાનો સૂર્ય માથે આવ્યો. કર્ણાટક ને ઔરંગાબાદના બે મોટા નવાબો તેમના તાબામા આવ્યા,તથા તેમની પાસેથી તેમને કેટલોક મૂલક પણ મળ્યો અંગ્રેજની પાસે માત્ર મદ્રાસ ને ફોર્ટ ડેવિડ હતં. તેમનો મિત્ર મહમદઅલી ત્રિચિનાપલ્લીમા ચંદાસાહેબના લશ્કરથી ઘેરાઈ પડ્યો હતો,એટલે દુપ્લેએ ધાર્યું કે આપણી ધારણા ફળીભૂત થવાને હવે વાર નથી. ઈ. સ ૧૭૫૧.

**રોબર્ટ ક્લાઈવ ૮.** એવામાં હિંદમા અંગ્રેજી સત્તાનો ઉદય કરનાર ને અંગ્રેજી રાજ્યનો પાયો નાખનાર વીર પુરૂષ મદ્રાસમા ઉત્પન્ન થયો. એ પુરૂષ તે રોબર્ટ ક્લાઇવ નામે જુવાન અંગ્રેજ

હતો. પ્રથમ તે વેપાર ખાતામા કપનીના તાબામા કારકુન હતો, પણ એનો ઉઠાછળો સ્વભાવ કલમ કરવા બરદીને વધારે યોગ્ય હતો તેણે આજીજી કરીને લશ્કરી ખાતામાં નોકરી માગી લીધી. લારેન્સ નામે સેનાપતિ એની લશ્કરી કળાનો ગુરૂ હતો કલાઇવ પણ ડુપ્લેની માફક સાહસિક, ચતુર, બુદ્ધિવાન ને કપટી હતો પણ ડુપ્લેમા યુદ્ધકૌશલ્ય ને ધૈર્ય નહોતા, તે કલાઇવમા હતા, ફ્રેંચની ચઢતી ને અંગ્રેજોની પડતી વખતે તથા મહમદઅલી ત્રિચિનાપલ્લીમા ઘેરાઇ પડયો હતો, તે વખતે કલાઇવ મદ્રાસમા હતા તેણે મદ્રાસના ગવર્નરને સૂચવ્યુ કે મહમદઅલીને ઉગારવાનો માત્ર એકજ ઉપાય કે જો આપણે ચદાસાહેબની રાજધાની ઉપર હુમલો લઈ જઇએ તો તેનો બચાવ કરવાને તે આવશે, એટલે મહમદઅલી છૂટો થશે આ કામ જો તમો મને થોડુ લશ્કર આપી મોકલો તો હું બજાવુ

**કલાઇવનો જય ને મહમદઅલીનો છૂટકો** ૯ કલાઇવના બોલ ઉપર ગવર્નરને હિંમત તો ન આવી, પણ "વાગ્યુ તો તીર નહિ તો તુકો" કરી જોવાનો નિશ્ચય કરી ૨૦૦ ગોરા ને ૩૦૦ કાળા સિપાઈનુ લશ્કર આપી તેણે કલાઇવને મોકલ્યો તે પાધરોજ આર્કાટ ઉપર આવ્યો ત્યાનું લશ્કર નાસી ગયુ ને કર્ણાટકની રાજધાની કલાઇવને હાથ આવી. ૧૭૫૧ તે પછી તરતજ તેણે કિલ્લો સમો કરાવી ઘેરો ખમવાની તૈયારી કરી આ સમાચાર સાભળી ચદાસાહેબને પોતાના પુત્ર રાજાસાહેબને દશ હજાર ફોજ આપી આર્કાટ લેવને મોકલ્યો બાવન દિવસ ઘેરો રહ્યો, પણ કલાઇવ તાબે થયો નહિ, કલાઇવને લાલચો પણ આપી, પરતુ તે કશાથી ડગ્યો નહિ,ત્યારે રાજાસાહેબે એક જબરો હલ્લો કર્યો, પણ તેમાં તેના ૪૦૦ માણસ મરાયાથી તે હિંમત હારી ગયો, ને ઘેરો ઉઠાવી ચાલ્યો ગયો કલાઇવને મદ્રાસથી નવી મદદ આવી મળી કે તે રાજાસાહેબની પુઠે પડયો ને તેને હરાવીને તેના લશ્કરનો નાશ કર્યો એવામા ઈગ્લાડથી સૈન્ય લઈ લોરેન્સ આ દેશમા આવ્યો, એટલે ગુરૂ ને શિષ્ય મહમદઅલીને છોડાવવા ત્રિચિનાપલ્લી

ગયા તેમાં ચંદાસાહેબ હાર્યો ને મરાયો. એટલે અંગ્રેજે મહમદ-અલીને કર્ણાટકની ગાદીએ બેસાડયો. એ રીતે કર્ણાટકમા ડુપ્લેની ધારણા ધૂળ મળી, તોપણ હિંમત નહિ હારતા તેણે ફરીને ત્રિચિ-નાપલીને ઘેરો ઘાલ્યો. લોરેન્સે ફ્રેંચોને હરાવ્યા. આ લઢાઇથી કંટાળીને ફ્રેંચ સરકારે ડુપ્લેને બોલાવી લઈ તેની જગ્યાએ ગોડ્યુ નામે શાંત પ્રકૃતિનો ગવર્નર મોકલ્યો. તેણે હિંદમા આવી સંધિ કરી કે કર્ણાટકનો નવાબ મહમદઅલી ખરો છે. એક બીજાનો લીધેલો મુલક પાછો આપી હવેથી બેમાથી એક પ્રજાએ હિંદની માહોમાહેની લઢાઈમા માથુ મારવુ નહિ, એવુ ઠર્યું ૪ સ ૧૭૫૫.

**ફ્રેંચ સત્તાનો નાશ** ૧૦ ગોડ્યુએ કરેલી સધિ લાબી મુદત ચાલી નહિ બંને પ્રજાને હાડવેર બધાયા હતાં, ને બંનેને રાજ્ય મેળવવાનો લોભ હતો તેથી ૧૭૫૬ મા વળી બંને વચ્ચે લઢાઈ ચાલી. અંગ્રેજોએ ક્લાઈવને મદ્રાસનો ગવર્નર ઠરાવી નૌકા સૈન્યા-ધિપતિ વાટસન સાથે હિંદમા મોકલ્યો ફ્રેંચોએ લાલી નામે સર-દારને લશ્કર આપી મોકલ્યો એ લાલી બહાદુર, ચપળ, ઉત્સુક, પણ અવિચારી હતો તે સમયે કર્ણાટકના દરબારમા ફ્રેંચ સત્તા બિલકુલ ન-હોતી, પણ નિઝામના દરબારમા બુસ્સી ફ્રેંચ વર્ગ, સાચવી રહ્યો હતો, તેને લાલીએ અવિચારીપણાથી બોલાવી લીધો બુસ્સીનો વિચાર તેથી વિરૂદ્ધ હતો પણ અંગ્રેજને ભરતખંડમાથી બિલકુલ હાકી કાઢવાની હો-શમા બુસ્સીનો વિચાર તેણે લક્ષમા લીધો નહિ. બુસ્સી નિઝામના દરબાર-માથી ગયો તેની સાથે ત્યાથી ફ્રેંચ સત્તાનો નાશ થયો લાલીને બુસ્સી બંને એક વિચારના ન હોવાથી તથા બંને વચ્ચે મતભેદ પડવાથી તેઓ ઐકયથી વર્ત્યા નહિ તેમણે ફોર્ટ ડેવિડ લીધો ને મદ્રાસને ઘેરો ઘાલ્યો. એવામા અંગ્રેજને વિલાયતથી કુમક આવી એટલે લાલી અને બુસ્સીએ મદ્રાસનો ઘેરો ઉઠાવી ૧૭૫૯ મા વાંદીવાસને ઘેરો ઘાલ્યો તે વ-ખતે અંગ્રેજ સેનાપતિ આયરકૂટ હતો. તેણે ફ્રેંચને હરાવ્યા ને બુસ્સી કેદ પકડાયો આથી ફ્રેંચ નિરાશ થયા ને અંગ્રેજોમા જુસ્સો આવ્યો, એટલે તેમણે ૧૭૬૧ સુધીમા એક પછી એક એમ ફ્રેંચાના

પાંડિચેરી સુદ્ધાંત સર્વ થાણા લીધા. ક્લાઇવે બંગાળાનું ચંદ્રનગર જીત્યુ, તથા કર્નલ ફોર્ડે નિજામે આપેલો ઉત્તર સરકાર તથા મછ્છીપટ્ટણનો મૂલક જીત્યો. એ રીતે હિંદમાની ફ્રેંચ સત્તાનો ૧૭૬૧ મા અંત આવ્યો એ પ્રમાણે હિંદનું ધણીપણું મેળવવ ની અણીઉપર આવેલા મરેઠાને જે સાલમા અહમદશાહ અબદલીએ પાણીપતના રણમા હરાવીને તેમની સત્તાની ખાખાવીખી કરી નાખી, તેજ સાલમા હિંદમા રાજ્ય સ્થાપવાની ઉમેદ રાખનાર ફ્રેંચોની સત્તાનો અંગ્રેજે નાશ કર્યો એ પછી સલાહ થઇ, ત્યારે ફ્રેંચોના થાણા તેમને પાછા મળ્યા, પણ તેમણે ફરીને હિંદમા રાજ્ય સ્થાપવાને વધારે યત્ન કર્યો નહિ. કંપનીની રાજ્યસત્તા રાજાએ લઇ તેમના થાણા ખાલસા કર્યા, ને ૧૭૯૬મા એ કંપની હિંદમા વેપાર કરતી બંધ પડી હવે યૂરોપી પ્રજામા માત્ર અંગ્રેજ રહ્યા તેમણે હિંદમા કેવી રીતે મહાન રાજ્યની સ્થાપના કરી તે આગળ આવ.

## પ્રકરણ ૩ જું.

## बंगाळामां अंग्रेजी राज्यनी स्थापना.

**૧. સિરાજઉદ્દવલ્લા. ૨ નવાબની કલકત્તા ઉપર ચઢાઇ. ૩ અંગ્રેજ કલકત્તા પાછુ લે છે. ૪. પ્લાસીનું યુદ્ધ. ૫. મીરજાફર નવાબ થાય છે ૬. એ વખતે હિંદની સ્થિતિ. ૭. ક્લાઇવ બંગાળાનો ગવર્નર થાય છે. ૮. મીરજાફરને પદભ્રષ્ટ કરે છે. ૯. નવાબ મીરકાસમ. ૧૦. મીરકાસમ સાથે અણબનાવ. ૧૧. મીરકાસમ સાથે લઢાઈ ૧૨ ક્લાઇવ બીજીવાર ગર્વનર થઇને આવે છે ૧૩. ક્લાઇવ મંદોબસ્ત કરે છે. ૧૪ બંગાળાની ફોજદારી કંપની લે છે ૧૫. કામદારોનો બંદોબસ્ત. ૧૬ નવી રાજ્યપદ્ધતિ ને તેની અસર. ૧૭. હિંદના બીજા ભાગોના બનાવ**

**સિરાજઉદ્દવલ્લા.** ૧. હિંદનુ ધણીપણુ મેળવવાને અંગ્રેજોએ તૈયાર થઇ બંગાળામા પ્રથમ તેનો પાયો નાખ્યો તે વખતે ત્યાનો નવાબ અલીવર્દિખાન ગુજરી ગયાથી તેની જગાએ તેનો દોહિત્ર સિરાજઉદ્દવલ્લા થયો હતો. ૧૭૫૬. આ જુવાન નવાબ બીકણ,

બાયલો, ક્રૂર, જુલમી ને દુરાચારી હતો રાજ્ય સાચવવાનુ એક પણ લક્ષણ એનામા નહોતુ.

**નવાબની કલકત્તા ઉપર ચઢાઇ.** ૨. નવાબને એક સગો નાસીને કલકત્તે અંગ્રેજોને આશ્રયે જઇ ભરાયો, તેને એ અંગ્રેજોએ પાછો નહિ આપ્યાથી તેણે કલકત્તા ઉપર ચઢાઇ કરી ને તે જીતી લીધુ ત્યાં કેટલાક અંગ્રેજ નાસી ગયા ને ૧૪૬ કેદ પકડાયા નવાબે ને તેઓને એક નાની કોટડીમા પૂર્યા ૧૭૫૬ ઉનાળાના તાપની ગરમીથી તથા હવા આવવાના બે નાના જાળીઆ સિવાય બીજુ કાઇ પણ સાધન ન હોવાથી અને પીવાને પુરતું પાણી ન મળ્યાથી સવાર સુધીમા ૧૪૬માના ૨૩ જીવતા રહ્યા તે પણ અર્ધા મુઆ જેવા હતા નવાબે મરનારની દયા ખાધા વગર કેકારણુ જાણવાની ખણખોદ કર્યા વગર માત્ર ધનની ખોળ કરવા માડી, તે ઉપરથી તેનો નિર્દય સ્વભાવ જણાઇ આવે છે

**અંગ્રેજ કલકત્તા પાછું લેછે** ૩. આ માઠા સમાચાર મદ્રાસપહોચ્યા ત્યારે નૈકાસૈન્યપતિ વાટસન સાથે બન્યુતેટલુસૈન્યજમાવીક્લાઇવ વેર લેવાને બંગાળે આવ્યો, ને કલકત્તાજીતીલીધુ નવાબ ફરીને કલકત્તા લેવાને આવ્યો પણ ક્લાઇવે તેને પાછો હઠાવ્યો. પણ ચતુર ક્લાઈવને લાગ્યુ કે કળ વગર એકલા બળથી કામ થાય તેમ નથી, તેથી સમયવર્તી તેણે નવાબ સાથે સંધિકરી નવાબે અંગ્રેજનુ જે લીધુ હતું તે પાછુ આપ્યુ



ક્લાઇવ.

દક્ષિણમા ફ્રેંચોએ કર્ણાટકને નિજામની ગાદીએ પોતાના મળતીઆનેબેસાડી જે રીતે પોતાની સત્તાનોપાયોનાખ્યો

કતો, તે રીતે ક્લાઇવે બંગાળામાં પોતાની સત્તા બેસાડવાનો યત્ન કર્યો; સિરાજઉદ્દવલ્લાને તેના નોકર કે પ્રજામાંથી કોઇ ચહાતું નહોતુ. તેથી ક્લાઇવે તેમને લલચાવ્યા. તેનો સેનાપતિ મીરજાફર પાછલા નવાબ અલીવર્દિખાનનો બનેવી હતો, તેને નવાબની ગાદી આપવાની લાલચ આપી નવાબનો ખજાનચી રાયદુર્લભ ને મુર્શિદાબાદનો જગતશેઠ એ બંને એ સંકેતમાં ભળ્યા મીરજાફરને ગાદી મળે તેના બદલામાં તેણે કંપનીને, ક્લાઇવને, ગવર્નરને, અને બીજા અંગ્રેજ અધિકારીઓ અને સૈન્યને નાણું આપવાનું કબૂલ કર્યું તથા કંપનીને અને કલકત્તાની પ્રજાને થયેલું નુકસાન ભરી આપવાનું સ્વીકાર્યું આ ઠરાવ નક્કી થયા ત્યારે અંગ્રેજોનો એક દલાલ અમીચંદ કરીને હતો. તેણે માગણી કરી કે મીરજાફર જેટલી રકમ આપે તે ઉપર સેંકડે પાંચ ટકા મને દલાલીના આપવા એ રીતે ગણતા ૩૦ લાખ રૂપીઆ દલાલી થતી હતી. એવડી મોટી રકમ આપવાની ક્લાઇવની ઇચ્છા નહોતી અમીચંદે કહ્યું કે જો મારી દલાલી કબૂલ નહિ કરો તો હું સઘળી વાત નવાબને જાહેર કરી દઇશ પણ કલાઇવ જેવો શઠ હતો તેવોજ વિચારવાળો પણ હતો, તેથી તેણે અમીચંદનુ તરતને માટે મન મનાવ્યુ

પ્લાસીનું યુદ્ધ. ૪.આ વખતે બંગાળામાં ત્રણ યૂરોપી પ્રજાનાં થાણા હતા. કલકત્તામાં અંગ્રેજોનું, ચંદનગરમાં ફ્રેંચોનું, ને ચિન્સુરામાં વલંદાનું તેમાથી અંગ્રેજોને હિંદમાંથી કાઢી મૂકવાને દક્ષિણમાં ફ્રેંચોનો આગેવાન લાલી તથા બુસ્સી મંડયા હતા. નવાબ ફ્રેંચોને મળીને બંગાળામાંથી અંગ્રેજોને કાઢી મૂકવાની તૈયારી કરવા લાગ્યો, તેથી ક્લાઇવે ફ્રેંચોનું ચંદનગર જીતી લીધું નવાબે તેમ કરવાની મના કરી, ને કહ્યું કે મારા રક્ષણમાં રહેલી પ્રજા ઉપર તમારે હુમલો કરવો નહિ તેનો જવાબ આપવાને ક્લાઇવે તૈયારી કરેલી જ હતી. તે પોતાનું સૈન્ય લેઇ મુર્શિદાબાદ ઉપર ચઢ્યો નવાબ પણ પોતાનું લશ્કર લેઈ તેની સામે આવ્યો નવાબ પાસે ૫૦ હજાર લશ્કર ને ૫૦ તોપો હતી, અને ક્લાઇવ પાસે ૩ હજાર લશ્કર ને ૮ તોપો હતી આવા મોટા લશ્કર સામા આટલા થોડા

લશ્કરથી જવું કે નહિ, તેની ક્લાઈવને ગડભાંગ થવા લાગી. મીરજાફર હજુ ફૂટીને ક્લાઇવને આવી મળ્યો નહોતો માત્ર એકલે હાથે લઢવાનું હતું ક્લાઇવે એકાંતમાં જઈ લઢવાનો નિશ્ચય કરી બપોરે નવાબનાં માણસો રાંધવામાં રોકાયા હતા, તે વખતે પ્લાસીના રણમાં તેની છાવણી ઉપર હુમલો કર્યો, તેમાં નવાબનો સરદાર મીરમદન મરાયો, ને મીર જાફર તટસ્થ જઈ ઉભો, એટલે નવાબ ગભરાયો, ને લડવાને ઉભો નહિ રહેતાં નાઠો, ને તેનું લશ્કર પણ નાઠું એ રીતે ક્લાઇવને વિજય મળ્યો ૧૭૫૭. તે પછી મીરજાફર તેને આવી મળ્યો -

**મીરજાફર નવાબ થાય છે** ૫ મીરજાફરને લેઈ ક્લાઇવ મૂર્શિદાબાદ ગયો, ને તેને ગાદીએ બેસાડયો તેના બદલામાં નવાબે ખજાનો ઉઘાડી, રૂપીઆ વહેચવા માડયા પણ તેમાથી જોઇએ તેટલું નાણું મળ્યુ નહિ. તેથી સર્વેએ વરાડ પ્રમાણે વહેચી લીધું અમીચંદે પોતાની દલાલી માગી પણ ક્લાઇવે કાંઈપણ ન આપ્યાથી તે ગાડો થઈ મરણ પામ્યો એ સમયે નવાબે કલકત્તાની આસપાસ ૮૮૨ ચોરસ મૈલ જમીનની જમીનદારી એટલે વસુલાત લેવાનો હક કંપનીને આપ્યો. એ જમીનને હાલ ૨૪ પરગણા કહે છે નવાબ સિરાજઉદવલા પકડાયો ને તેને મીરજાફરના દીકરા મીરાને મારી નાંખ્યો

**એ વખતે હિંદની સ્થિતિ.** ૬. હવે કર્ણાટકનો નવાબ મહમદઅલ્લી ને બંગાળાનો નવાબ મીરજાફર ક્લાઈવના પરાક્રમથી અંગ્રેજના આશ્રાગત થયા. દિલ્હીનો પાદશાહ બીજો આલમગીર ગ્યાસુદ્દીન વજીરના હાથમા રમકડા જેવો હતો પંજાબ પ્રાંત દુરાનીના તાબામા હતો, ને હિંદ ઉપર દુરાની સવારીઓ કરી ખરાબી કરતો હતો. મરેઠામા પેશ્વા બાળાજી પૂર જોરપર હતો. એજ વરસમા તેણે દક્ષિણમા સવારી કરી, કર્ણાટકના નવાબ ને મહિસુરના હિંદુ રાજા પાસેથી ખંડણી લીધી હતી, ને તેના સરદારો ઉત્તર હિંદમા મરેઠી સત્તા જમાવતા હતા દક્ષિણમા ફ્રેંચોએ અંગ્રેજોને હાંકી કાઢવાને જબરી બાથ ભીડી હતી, ને મહિસુરમાં હૈદરઅલી મુસ-

લમાની રાજ્ય સ્થાપવાને પોતાનું બળ જમાવતો હતો એ પ્રમાણે સર્વત્ર કુસંપ ને દ્વેષથી માહોમાહે લડીને હિંદી સત્તા નબળી થતી હતી તે વખતે ક્લાઇવે સિરાજઉદ્દવલાને હરાવી બંગાળામાં અંગ્રેજી સત્તાનો પાયો નાખ્યો હવે તે ઉપર ઇમારત ચણવાનું કામ ચલાવ્યું

**ક્લાઈવ બંગાળાનો ગવર્નર થાય છે** ૭ પ્લાસીના રણમાં વિજય મેળવ્યાથી ક્લાઈવ કલકત્તાનો ગવર્નર થયો એવામાં દિલ્હીના પાદશાહ શાહઆલમે બંગાળા ઉપર સવારી કરી પાદશાહની સવારીથી મીરજાફર ડર્યો, પણ પોતાના બેસાડેલા નવાબની મદદે ક્લાઈવ આવ્યો. તેણે મોગલોને પૈસા આપી પાછા કાઢયા. તે પછી ક્લાઇવે ફ્રેંચ તાબાના ઉત્તરસરકાર તથા મચ્છલીપટ્ટણ જીતવાને કર્નલ ફોર્ડને મોકલ્યો.તેણે ૧૭૫૮ માં એ મૂલક જીતી લીધો અંગ્રેજે મચ્છલીપટ્ટણ પોતાની પાસે રાખી બાકીનો મૂલક પોતાના મળતીઆ વિજાગાપટ્ટણના રાજાને આપ્યો હવે મીરજાફર અંગ્રેજથી ડરવા લાગ્યો,તથા તેમનાથી છૂટો થવાને ઇચ્છવા લાગ્યો પણ તેને મદદ કરે એટલી ફ્રેંચોની સત્તા બંગાળામાં નહોતી માત્ર ચિન્સુરામાં વલંદા નવાબને મદદ આપવાને તૈયાર થયા આ વાત સાભળતા જ ક્લાઇવે કર્નલ ફોર્ડને ચિન્સુરા ઉપર મોકલ્યો તેણે તે થાણું જીતી લીધું આ પ્રમાણે ક્લાઇવ પોતાના દેશની સેવા બજાવી ૧૭૬૦ માં ઈંગ્લાંડ ગયો. તેની જગાએ વાસીતાર્ત નામે ગવર્નર થયો

**મીરજાફરને પદ ભ્રષ્ટ કરે છે** ૮ મીરજાફર પાસેથી ધાર્યા જેટલું નાણું મળ્યું નહિ, તથા બાકી રહેલું તે આપી શક્યો નહિ તેણે ઇજારદાર ને અમલદાર ને શાહુકાર લૂટયા, પણ તેથી પૂરૂં થયું નહિ. તે વખતના કલકત્તાના અંગ્રેજો પણ લોભી અને લાચીઆ હતા; અંગ્રેજના નામને લજવે તેવા પૈસાના લાલચુ તેઓ હતા, તેઓ મીરજાફરનાં આપેલા નાણાથી ધરાયા નહિ તેથી તેમણે પૈસા આપી શકે એવા નવાબને ગાદી આપવાનો વિચાર કર્યો મીરજાફરનો જમાઈ મીરકાસમ ધનવાન હતો તેની પાસેથી પૈસા લેઇ તેને ગાદી આપી, ને મીરજાફરને પદભ્રષ્ટ કર્યો. ૧૭૬૦. મીરકાસમે

કંપનીના દેવાને પેટે ૫૦ લાખની ઉપજનાં મિદનાપુર. ચિતાગાંગ ને મરદ્દવાન એ ત્રણ પરગણા તથા પાચ લાખ રૂપીઆ આપ્યા તથા તેણે ગવર્નરને ૭ લાખ ને બીજા અમલદારોને ચૌદ લાખ મળીને કુલ વીશ લાખ રૂપીઆ આપ્યા.

**નવાબ મીરકાસમ** ૯ એ નવાબ બહાદુર,હોશિયાર,પોતાનુ માન સમજનાર ને રૈયતની દાઝ જાણનારો હતો તેણે ખર્ચ કમી કર્યું, ને ન્યાય ડહાપણ ને ચચળાઇથી ચાલી રાજ્ય આબાદ કરી ખજાનો ભર્યો તેણે કલકત્તેથી દૂર મોગીરમા રાજ્યધાની કરીને લશ્કરને કવાયત શીખવવા સમરૂ નામે આર્મિનિયનને રાખ્યો તેણે કવાયતી સૈન્ય તૈયાર કર્યું એવામા શાહઆલમ પાદશાહ બહારપ્રાત ઉપર ચડી આવ્યો અગ્રેજે તેને હરાવ્યો પણ તેને મેળવી લેઇ પટણે બોલાવ્યો ને બગાળાના નવાબ પાસે શાહઆલમ આગળ નજરાણુ મૂકાવ્યુ તથા તાબેદારી કબૂલાવી પાદશાહે તે સ્વીકારી બગાળા,બહાર ને ઓઢીઆની નવાબીનો તેને શિરપાવ આપ્યો એ રીતે મીરકાસમ પાદશાહી પરવાનાથી બગાળાનો નવાબ થયો

**મીરકાસમ સાથે અણબનાવ** ૧૦ બગાળામાં કંપનીના શાહદારી દાણની માફી હતી, તેથી કંપનીના સઘળા નોકરો એ માફીનો લાભ લેઇ પોતાનો ખાનગી વેપાર કરતા, તથા કંપનીના તાબાના દેશી વેપારીઓ પણ એ છૂટનો લાભ લેતા તેથી નવાબને દાણનું બહુ નુકસાન થયુ તથા તેની રૈયતનો વેપાર બધ પડ્યો, કેમકે દાણ વગરના કંપનીના વેપારીઓના માલ કરતા દાણવાળા વેપારીઓનો માલ મોંઘો પડવાથી તે ખપતો નહિ, ને ઉલટી ખોટ જતી આ અન્યાય માટે રૈયતે નવાબને ફરિયાદ કરી, તેથી નવાબે શાહદારી દાણ બધ કરી નાકા ઉપાડી મૂક્યા પણ એ કામ કંપનીના નોકરોને પસદ પડ્યુ નહિ, કેમકે તેથી તેમના માલ ખપતની ને નફો ઘટી નુકસાન થયુ તેથી તેમણે નવાબ જોડે લડાઇ જોડી. ૧૭૬૩

**મીરકાસમ સાથે લડાઈ** ૧૧ અંગ્રેજોએ મીરજાફરને મુર્શિદાબાદમા ફરીને ગાદીએ બેસાડ્યો તથા પટણા કબજે કર્યું. પણ કાસમના સુબાએ પટણા પાછુ જીતી લીધુ અને ત્યાના સર્વ અગ્રેજોને

કેદ કર્યા, તથા અંગ્રેજ પક્ષના દેશીઓને પણ લૂટી લઇ કેદ કર્યા, એટલે અંગ્રેજી સૈન્ય લેઇ મેજર આદમ્સ કાસમ ઉપર ચાલ્યો. તેણે ઘેરીઆ આગળ સમરૂના કવાયતી સૈન્યને હરાવ્યુ, તેથી કાસમ નાસીને પટણે ગયા અંગ્રેજી સૈન્ય તેની પાછળ પટણે આવ્યું પટણામા ૧૫૦ અંગ્રેજ કેદ હતા કાસમે કહાવ્યુ કે જો તમે પટણા ઉપર આવશો તો આ કેદીઓનો જીવ લઇશ પણ એ ડરથી નહિ ગભરાતા અંગ્રેજ પટણા ઉપર ચઢી આવ્યા, એટલે કાસમે તે કેદીઓના જીવ લેવરાવ્યા, હવે કાસમ નાસી ગયો ને અંગ્રેજ પટણાના ધણી થયા કાસમે અયોધ્યાના નવાબ સુજાઉદ્દ-દૌલા ને શાહઆલમ પાદ-શાહની મદદ માગી એ ત્રણે એકઠા થઇ બંગાળાઉપર ચઢયા. એવામા અંગ્રેજ લ-શ્કરમા બળવો થયો બળવા-ખોરોના ૨૦ આગેવાનેને તોપને માઢે ડાઢી હેક્ટર મનરોએ એ બળવો શમાવ્યો, ને અંગ્રેજ લશ્કરવડે ત્રણે મોગલોના એકત્ર સૈન્યને બ-કસર આગળ હરાવ્યુ, સુ-જાઉદ્દૌલા મરેઠાની મદદ


સુજાઉદ્દૌલા

લેઈ ફરીને લઢવા આવ્યો અંગ્રેજે અલ્લાહાબાદ જીતીને કાલ્પી આગળ સુજાને ૧૭૬૪ મા હરાવ્યો આથી પાદશાહ અને સુજા અંગ્રેજને શરણે આવ્યા. આ લઢાઇઓથી મોગલો ઉપર અંગ્રેજી બળની છાપ એવી સજ્જડ બેઠી કે તેમના લશ્કરનુ નામ સાભળી તેઓ નાસવા લાગ્યા

કલાઇવ બીજીવાર ગવર્નર થઈ આવ્યો. ૧૨ બંગાળાનો ઘરડો નવાબ મીરજાફર ૧૭૬૫ મા મરણ પામ્યાથી તેના દીકરા

નજમુદ્દૌલાને અગ્રેજોએ ગાદીએ બેસાડી પુષ્કળ ધન લીધુ આ પ્રમાણે કપનીના નોકરો વેપાર કરતા હતા, પૈસા લઈ એક પછી એક નવાબને બેસાડતા હતા, જૂલમ કરતા હતા ને કપનીને નુકસાન કરતા હતા આ બધી વાત કપનીના વહીવટદારોના જાણવામા આવ્યાથી તેનો બદોબસ્ત કરવાનો તેઓ વિચાર કરતા હતા,તેવામા મીરકાસમના બળવાની અને અયોધ્યાના નવાબ ને શાહઆલમ પાદશાહની બગાળા ઉપર સ્વારીની ખબર તેમને મળી,તેથી તેમણે કલકત્તાની કૌન્સિલથી સ્વતત્ર અધિકાર આપી કલાઈવને કલકત્તાનો ગવર્નર ઠરાવી મોકલ્યો ૧૭૬૫ મા તે કલકત્તે આવ્યો ત્યારે મીરકાસમ નાસી ગયો હતો પાદશાહને અયોધ્યાનો નવાબ અગ્રેજ છાવણીમાં કેદી તરીકે પડેલા હતા, ને બગાળામા અગ્રેજની પુન સ્થાપના થઇ હતી.

**કલાઈવ બદોબસ્ત કરે છે** ૧૩ કલાઇવને બગાળામા આવી બે કામ કરવાના હતા ૧ કપનીના નોકરો લાચ લઈ અન્યાય કરતા તથા ખાનગી વેપાર કરી કપનીને નુકસાન કરતા તે બધ કરવાનુ, અને ૨ દિલ્હીનો પાદશાહ કંપનીને શરણે આવ્યો હતો તેનો લાભ લેઈ બગાળામા કપનીની સત્તા કાયમ કરવાનું કપનીના વહીવટદારોએ હુકમ કર્યો હતો કે કપનીના કોઈ પણ નોકરે નજરાણાને નામે લાચ લેવી નહીં કલાઇવે કલકત્તે આવીને તે હુકમ અમલમા લાવવાની સખ્ત્ત નોકરોને તાકીદ કરી,ને અલ્લાહાબાદ ગયો ત્યા જનરલ કાર્નાક અયોધ્યા, કરા ને અલ્લાહાબાદ પ્રાત જીતીને છાવણી નાખી પડેલો હતો પાદશાહ ને સુજા તેને શરણે આવ્યા હતા કલાઇવે એ બને સાથે સધિ કરી અલ્લાહાબાદ ને કરા પ્રાત પાદશાહને આપ્યા, તેના બદલામા પાદશાહે બગાળા, બહાર ને ઓઢીઆ પ્રાતની વસુલાત લેવાનો અધિકાર કંપનીને આપ્યો, ને બગાળાનો નવાબ ફોજદારી અધિકાર ભોગવે એવુ ઠરાવ્યુ તે બદલ કપનીએ દર સાલ પાદશાહને ૨૬ લાખ રૂપીઆ ખડણી આપવી એમ ઠર્યું તે પહેલા બગાળાના નવાબ પાદશાહને દર સાલ એક કરોડ રૂપીઆ ખડણી ભરતા.આ પ્રમાણે

કંપનીને ચાર કરોડની ઉપજના ત્રણ પ્રાંતો પાદશાહ તરફથી મળ્યા, એ વગર પાદશાહે ઉત્તરસરકાર પ્રાંતની વસૂલાત ઉઘરાવવાનો અધિકાર પણ આપ્યો હતો

**બંગાળાની ફોજદારી કંપની લે છે** ૧૪ એ સમયથી બંગાળામાં દીવાની કામ કરનાર કંપની અને ફોજદારી કામ કરનાર નવાબ એમ બે રાજ્યકર્તા થવાથી બેદાદી ચાલી તેથી ક્લાઈવે નવાબને પચાસ લાખનું પેન્સન બાંધી આપી એ પ્રાંતો ખાલસા કર્યાં પણ એ નવાબ મૂઆથી નવો નવાબ થયો, ત્યારે બાંધેલું પેન્સન ઘટાડીને ૪૫ લાખનું કર્યું તેના મરણ સમયે નાના નવાબને ૧૭૬૯ માં ૩૫ લાખ આપવા ઠરાવ્યા બંગાળાનું ખર્ચ ઘટાડવાને મીષે હેસ્તિંગ્સે એ પેન્સનની રકમ અરધી કરી નાખી

**કામદારોનો બંદોબસ્ત.** ૧૫ હવે ક્લાઇવે કંપનીના નોકરોનો બંદોબસ્ત કરવાનું કામ હાથમાં લીધું કંપનીના નોકરો નજરાણું લેતા, ખાનગી વેપાર કરતા, અને ધનલોભથી અન્યાય ને જૂલમ કરતા. વળી લડાઇઓ ચાલવાથી લશ્કરી ખર્ચ વધી પડયું હતું, ને લઢાઈ વખતે તેમનું બેવડું ભથ્થું આપવું પડતું ક્લાઈવે નજરાણું લેવાનું બંધ કરી તથા ઉપદેશ કરી ખાનગી વેપાર નહીં કરવાની તાકીદ આપી, ને તેના બદલામાં તેમનો પગાર વધારી આપ્યો લશ્કરને બેવડું ભથ્થું મળતું તે બંધ કર્યું, તેથી ઘણે લશ્કરી અમલદારોએ રાજીનામાં આપ્યાં. એવામાં મરેઠાની સવારી આવવાની બૂમ ચાલી, તોપણ ક્લાઇવે નહિ ડરતાં તેમનાં રાજીનામાં મંજુર કર્યાં ને એ અમલદારોને કેદ કરવાનો હુકમ કર્યો. તે હુકમ અંગ્રેજી સિપાઇઓએ માન્યો નહિ, ત્યારે તેણે દેશી લશ્કરની સ્હાયથી અંગ્રેજ લશ્કરની શુદ્ધ ઠેકાણે આણી તેમાંના કેટલાકને બરતરફ કર્યા ને કેટલાકને રજા આપી, તેમની જગા મદ્રાસથી નવા માણસ બોલાવીને પૂરી. એ રીતે ક્લાઇવે દઢતા અને સખ્તાઈથી બળવો સમાવી પોતાના સુધારા અમલમાં આણ્યા. ૧૭૬૬ તે પછી તે પોતાની તન્દુરસ્તી સુધારવાને છેલ્લીવારનો વિલાયત ગયો, ૧૭૬૭. એ એક ગરીબ કાર-

કુન તરીકે ઇ સ ૧૭૪૪ મા હિંદમા આવ્યો હતો. ત્યાથી લશ્કરનો સરદાર થઇ એણે હિંદમા અગ્રેજી રાજ્યનો મજબૂત પાયો નાખ્યો ક્લાઇવ શૂરો, બહાદૂર, સાહસિક, દઢ મનનો ને ચચળ હતો પણ તે પોતાની મતલબ સાધવાને ગમે તેટલુ કપટ કરવાને અચકાય તેવો નહોતો

**નવી રાજ્ય પદ્ધતિ** ૧૬ ક્લાઇવના ગયા પછી ૧૭૬૭થી ૧૭૭૨ સુધીમા બગાળામા અધેર ચલ્યુ કપનીના અગ્રેજ નોકરો બેદરકાર થયા ક્લાઇવનો કરેલો બદોબસ્ત તૂટ્યો ક્લાઇવે બગાળાનો દીવાની વહીવટ નવાબના સમય જેવાજ રાખ્યો હતો, એટલે દેશી ઇજારદારો ને નોકરો વહીવટ કરતા તેમની પાસેથી કપનીના નોકરો પૈસા લેવા લાગ્યા દેશમા અન્યાય, જૂલમ ને ત્રાસ વર્તી રહ્યો કપનીના વહીવટદારો પણ પોતાના સગા સ્નેહીનેજ મોટી મોટી નોકરીઓ આપતા વહીવટ ઉપર દેખરેખ રાખવાનું કે નોકરોની લાયકી જોવાનુ કામ કરતાજ નહિ, તેથી તેઓ ગમે તેમ વર્તી ગમે તેવા ઉપાયથી પોતાના ખીસ્સા તર કરતા એવામા ૧૭૭૦ મા બગાળામા મોટો દુકાળ પડ્યો ને લાખો માણસ મરણ પામ્યા આ પ્રમાણે કેર વર્તાતો જોઇ કપનીના વહીવટદારોએ બગાળાનો વહીવટ ચલાવવાને નવી યોજના કરી, તેની રૂએ દેશી અધિકારીઓ કહાડી તેમની જગાએ અગ્રેજ કલેકટરો ને બીજા રેવન્યુ અધિકારીઓ નીમ્યા તેથી જૂલમ અને અન્યાય બધ પડયા, આ નવી પદ્ધતિ દાખલ કરવાને કપનીના વહીવટદારોએ વાર્ન હેસ્તિગ્સને કલકત્તાનો ગવર્નર ઠરાવ્યો

**હિદના બીજા ભગોના બનાવ.** ૧૭ આ પ્રમાણે બગાળામા કપનીના રાજ્યની સ્થાપના થઇ એ મુદ્દતમાં ( ૧૭૫૭ થી ૧૭૭૨ સુધીમા ) હિદના બીજા ભાગમા જે બનાવ બન્યા તે તપાસીએ પાણીપતના યુદ્ધમા મરેઠા હાર્યા ને બાલાજી પેશ્વા મરણ પામ્યો, તેની જગાએ માધવરાવ પેશ્વા થયો તેણે પોતાના પરાક્રમે કરી પેશ્વાઇ સજીવન કરી, સિંધીઆની ગાદીએ મહાદજી ને હોલ્કરની ગાદીએ અહલ્યાબાઇ ને સેનાપતી તુકોજી થયા તેમણે ઉત્તર હિદમા રજપૂત રાજ્યોમા લુટફાટ કરીને તથા ખડણી લેઇને

પોતાની સત્તા બેસાડી. દક્ષિણમા ફ્રેચ કપની હારી, ને નિજામના રાજ્યમાથી પણ તેમની સત્તાનો અત આવ્યો ને નિજામની ગાદીએ સલાબતજંગને મારીને તેનો ભાઈ નિજામઅલી બેઠો મહિસૂરના હિંદુ રાજા પાસેથી રાજ્ય લઇ હૈદરઅલ્લી નામે શૂરો મુસલમાન ત્યા પાદશાહ થઈ પડયો. આગળ જતા એ રાજ્ય બહુ બળવાન થયુ.

---

## પ્રકરણ ૪ થું.

## મહિસૂરનું મુસલમાની રાજ્ય.

**૧. હૈદરઅલ્લી. ૨. હૈદર રાજા થાય છે. ૩. હૈદર બળવાન થાય છે. ૪. અંગ્રેજ સાથે યુદ્ધ. ૫. હૈદરનો મરેઠા સાથે વિગ્રહ. ૬. અંગ્રેજ સાથે બીજુ યુદ્ધ. ૭. હૈદરનુ મરણ. ૮. ટીપુ સાથે સલાહ. ૯. ટીપુ સાથે ૧ લો વિગ્રહ ૧૦. ટીપુ સાથે બીજો વિગ્રહ.**

**હૈદરઅલ્લી.** ૧. મહિસૂરમા પ્રથમ હિંદુ રાજાનું રાજ્ય હતું અઢારમા સૈગાનૌં શરૂઆતમા ત્યાંના રાજાના લશ્કરમા એક પજાબી ફકીરનો છોકરો ફતેહમદ નામે નાયક હતો એ નાયકને બે છોકરા હતા મોટો શાબાશઅલ્લી ને નાનો હૈદરઅલ્લી હૈદરઅલ્લીનો જન્મ ઈ. સ ૧૭૦૨ મા થયો હતો. તે મોટો થયો ત્યારે રાજાની ચાકરીમા રહ્યો ત્યા તેણે પોતાની બહાદુરી ને હોશિયારીવડે નામ કાઢયુ. એક સાગ સરદારમા જેવા ગુણો જોઇએ તેવા ગુણો તેનામા હતા. એ ગુણોવડે રાજાના દિવાન નદરાજની પ્રીતિ મેળવીને પાયરીએ ચઢયો.

**હૈદર રાજા થાય છે.** ૨ કર્ણાટકની લઢાઇઓ વખતે હૈદરને પોતાની ટુકડીમાં માણસો વધારવાની સત્તા મળી, તેથી તેણે શિવાજીની પેઠે પરાક્રમી ને સાહસિક લૂટારા એકઠા કર્યા તેમનો પગાર ઠરવ્યો નહોતો, પણ અરધી લૂટ તેઓ વહેચી લે ને અરધી હૈદરને આપે એવો ઠરાવ હતો, એ રીતે એણે લશ્કર જ-

માર્યું ને લૂટફાટથી ધનસંગ્રહ કર્યો. એણે કેટલીક વાર નંદરાજનો બચાવ કરી વિશ્વાસ મેળવ્યો, ને પછી વિશ્વાસઘાત કરી તેની જગા પોતે લીધી. આગળ જતા પોતાનુ બળ જમાવી રાજાને પદભ્રષ્ટ કરી કેદ કર્યો ને રાજ્યનો ધણી પોતે થયો. ઇ. સ. ૧૭૬૧



હૈદરઅલી

**હૈદર બળવાન થાય છે ૩.** હવે તેણે આસપાસના નાના રાજ્યો જીતવા માડયા. પ્રથમ તેણે બેદનૂરના હિંદુ રાજા ઉપર સવારી કરી તે શહેર લૂટયુ, તેમા તેને પુષ્કળ ધન મળ્યું. એજ પ્રમાણે બીજા ઘણા નાના રાજ્ય જીતી રાજ્ય વધાર્યું, ને ધનસંગ્રહ કર્યો એવામા માધવરાવ પેશ્વાએ તેના ઉપર સવારી કરી તેની પાસેથી ૩૨ લાખ રૂપીઆ ખંડણી લીધી ઇ સ ૧૭૬૪. તેના ગયા પછી બીજે વર્ષે હૈદરે કાલીકટના ઝામોરીન રાજા ઉપર સવારી કરી તેને હરાવ્યો હૈદર બળવાન થવાથી પેશ્વાએ નિઝામ સાથે ઐકય કરીને તેને બળહીન કરવાનું ધાર્યું. નિઝામના પેટામા અંગ્રેજ પણ સામેલ થયા, એ વાત પેશ્વાને ગમી નહિ એ સમયે અંગ્રેજો પેશ્વાની કાંઈ ગણત્રીમા નહોતા તેથી પેશ્વાએ એકલે હાથે હૈદરને હરાવીને તેની પાસેથી ૩૫ લાખ રૂપીઆ ખંડણી લેઇ સલાહ કરી હૈદરે નિઝામને પૈસા આપીને ફોડયો ને પોતાના પક્ષમાં લીધો.

**અંગ્રેજ સાથે યુદ્ધ ૪ મરેઠા ને નિઝામ સાથે સંધિ કરી** હૈદરે અંગ્રેજ સાથે યુદ્ધ આરંભ્યુ અંગ્રેજ સરદાર સ્મિથ સાહેબ

હતો ને તેની પાસે ૭ હજાર લશ્કર હતું હૈદર પોતાનુ ૭૦ હજાર સૈન્ય લેઇ કર્ણાટક ઉપર ચઢયો ત્રીનોમાલી આગળ તેને સ્મિથ સાથે લડાઈ થઇ, પણ તેમા હૈદર હાર્યો હૈદરના કુવર ટીપુએ ચુટી કહાડેલા સવારો લઇ કર્ણાટકમા લૂટ ચલાવી. એવામા બ ગાળેથી એક લશ્કર પગવાટે નિજામના મૂલક ઉપર ચઢયુ, તેથી નીજામે ગભરાઇને અગ્રેજ સાથે સલાહ કરી, પણ હૈદર તેથી હિમત હાર્યો નહિ તેણે લઢાઇ જારી રાખી. મુબાઇથી એક અગ્રેજ લશ્કર જળમાર્ગે હૈદરના રાજ્ય ઉપર આવ્યુ ને માગલૂર જીત્યુ એવામા ચગામ આગળ હૈદર બીજીવાર હાર્યો, તેથી તે સલાહ કરવાને ઇચ્છિવા લાગ્યો પણ અગ્રેજોની સખત માગણી તેનાથી કબુલ થઈ નહિ, તેથી વળી યુદ્ધ ચાલ્યુ એ વખતે અંગ્રેજ સેનાપતિની જગોએ જનરલ વુડ થયો તેણે સ્મિથના જેવી ચચળાઈ નહિ બતાવ્યાથી હૈદર ફરીને તેજીપર આવ્યો તેથી જનરલ સ્મિથની નીમણુક થઈ તેની નજર ચૂકાવી પોતાના વીણી કાઢેલા સવારો લેઈ હૈદર લાબી મજલો કરી સાડાત્રણ દિવસમા મહિસુરથી મદ્રાસ આવી પહોચ્યો. તે વખતે સ્મિથ મદ્રાસ છોડીને દૂર ગયો હતો. હૈદર આવ્યો ત્યારે મદ્રાસનો બચાવ કરવાને લશ્કર નહોતું, તેથી ત્યાના ગવર્નરે ડરીને હૈદર સાથે સન્ધિ કરી તેમા એવુ ઠર્યું કે એક બીજાનો જીતેલો મૂલક પાછો આપવો તથા સકટ સમયે એક બીજાને સહાય કરવી ઈ, સ ૧૭૬૯ મદ્રાસના ગવર્નરે આ સધિ કરવામા મોટી ભૂલ કરી, કેમકે તેણે જાણવુ જોઇતું હતું કે હૈદર આપણી સાથે સધિ કરી તરતજ મરેઠા સાથે યુદ્ધ કરશે ને તે વખતે મરેઠાની વિરૂદ્ધ હૈદરને સહાય થશે નહિ. મુબાઇની આસપાસ મરેઠી રાજ્ય અને મરેઠાની વસ્તી હતી મરેઠા સાથે દોસ્તી છતા કલહ કરવાથી મરેઠા મુબાઇ ઉપર ચઢી આવે તો મુબાઇનો બચાવ કરવાને ત્યાના ગવર્નર પાસે કાઈ સાધન નહોતું, તેથી મુબાઇ મોટા જોખમમા આવી પડે આવો વિચાર કરી એક બીજાને સહાય કરવાનો કરાર કરવો જોઇતો નહોતો, પણ લાચારીથી એ સધિ કરી હતી.

**હૈદરનો મરેઠા સાથે વિગ્રહ.** ૫.ઉપર પ્રમાણે અંગ્રેજ સાથે પોતાને ફાવતી સરતો થવાથી હૈદરે પેશ્વાને ખંડણી આપવી બંધ કરી,તેથી માધવરાવ પેશ્વાએ હૈદર ઉપર ચડાઈ કરી,ને ચીરકુલીના રણમા તેને હરાવી તેની પાસેથી ખંડણી લીધી,તથા તેના રાજ્યનો ઉત્તર ભાગ મરેઠી રાજ્ય સાથે જોડી દીધો ૧૭૭૨ તે પછી માધવરાવ મરણ પામ્યો ને નારાયણરાવ મરાયો તથા મરેઠી રાજ્યમા કુસંપ થયો એ તકનો લાભ લઈ હૈદરે ખોએલો મૂલક પાછો લીધો.

**અંગ્રેજ સાથે બીજું યુદ્ધ** ૬. સન ૧૭૬૯ મા થયેલી મદ્રાસની સલાહ પ્રમાણે ૧૭૭૨ મા જ્યારે પેશ્વા હૈદર ઉપર ચઢયો ત્યારે હૈદરે અગ્રેજોની સહાય માગી,તે તેમણે આપી નહિ, તેથી તે અગ્રેજ ઉપર વેર લેવાનો લાગ તપાસતો હતો તેણે ફ્રેંચ સરદારો ગખી કવાયતી લશ્કર બનાવ્યુ હતુ એવામા અંગ્રેજોને મરેઠા સાથે લઢાઈ સળગી. એ તકનો લાભ લઇ હૈદર, મરેઠાને નિજામ ત્રણેએ અકય કરી અગ્રેજોને હિંદમાથી હાકી કાઢવાનો ઠરાવ કર્યો ૧૭૮૦ એ ઠરાવ પ્રમાણે હૈદર પોતાનું કવાયતી સૈન્ય લેઈ કર્ણાટક ઉપર ચઢયો, તે વખતે તેની પાસે ૯૦ હજાર લશ્કર ને સો તોપો હતી હૈદરની વય ૭૮ વરસની હતી છતા તે એક જુવાન જોદ્ધા જેવી ચચળાઈ રાખતો હતો સર હેકટર મનરો જે પૂર્વે બંગાળામા સિપાઈઓનો બળવો સમાવી બકસર આગળ મોગલોને હરાવી પ્રખ્યાત થયો હતો,તે મદ્રાસના અગ્રેજી સન્યનો સેનાપતિ હતો પણ આ વખતે એનામા તે વખત જેવી ચચળાઈ નહોતી. કર્નલ બેલી ૨૮૦૦ માણસનુ સૈન્ય લેઈ ગતુર જતો હતો, તેવામા હૈદરે પોલીલોરના રણમા તેના ઉપર હલ્લો કર્યો જનરલ મનરો ત્યાથી બે મજલ દૂર હતો, તોપણ તે ડરીને બેલીની સહાયે નહિ આવતા મદ્રાસ જતો રહ્યો બેલીનું ઘણું સૈન્ય કપાઇ ગયાથી અંતે તેને પોતાના ૨૦૦ માણસો સાથે હૈદરને શરણ થવુ પડયુ. ઈ. સ ૧૭૮૦ કર્નલ ફ્લાથલેટના સૈન્યની પણ એજ દશા થઈ. આ સમાચાર કલકત્તે પહોચ્યા કે ત્યાના ગવર્નર જનરલ હેસ્તિંગ્સે

સર આયર કૂટને સૈન્ય આપી મદ્રાસ મોકલ્યો ને એક બીજું સૈન્ય કર્નલ પીઅર્સને આપીને પગરસ્તે મોકલ્યો તેવામા વરાડનો રાઘોજી ભોસલે ૩૦ હજાર લશ્કર લઈ ઓઢીઆમા થઈ બંગાળા જીતવાને ચાલ્યો. તેને કર્નલ પીઅર્સના સૈન્ય સાથે ભેટ થઈ પણ અગ્રેજ સેનાપતિએ તેને પૈસા આપીને પાછો વાળ્યો આ પ્રમાણે ધનલોભી ભોસલે ઐકયમાથી તૂટયો સન ૧૭૮૧ મા સર કૂટ હૈદર સામે યુદ્ધે ચઢયો હૈદરે અર્કાટ જીતી લીધુ, ને તેના પુત્ર ટીપુએ વાદીવાસને ઘેરો ઘાલ્યો ચીદબરમ આગળ હૈદરનો અને સર કૂટનો મેળાપ થયો,તેમા અગ્રેજ સૈન્ય પાછુ હઠયુ તેથી તે કડલોર ભણી ચાલ્યુ હૈદરે પોર્તોનોવો આગળ તેને ઘેરી લેઈ લઢાઈ જોડી, પણ તેમા તેના ૧૦ હજાર માણસ મરાયા ને તેથી હાર્યો, તેથી ટીપુ વાદીવાસનો ઘેરો ઉઠાવી તેના બાપને આવી મળ્યો એવામાં કર્નલ પીઅર્સનુ સૈન્ય પણ આવી પહોચ્યુ પોલીલોર કે જ્યા ગઇ સાલમા બેલીએ માર ખાધો હતો ત્યા સર કૂટ. હૈદર સામો આવ્યો બને લશ્કર બહુ બહાદૂરીથી લઢયા પણ અતે હૈદરને પાછુ હઠવુ પડયુ વળી સોલીગર આગળ પણ તે હાર્યો એ પ્રમાણે ૧૭૮૧ ની સાલ પુરી થઈ, પણ લઢાઈ બધ પડી નહિ આ હારથી હૈદર કાઈ નાઉમેદ થયો નહોતો ફ્રેંચો તેની કૂમકમા હતા સન ૧૭૮૨ મા કૂટ વિલાયત ગયે ને હૈદરની સહાયે યૂરોપથી ફ્રેંચ સૈન્ય આવ્યુ ઇગ્લાડમાથી અગ્રેજી લશ્કર આવ્યુ ને લઢાઇ ચાલી હૈદરે કર્ણાટકમા ને ટીપુએ મલબાર કાઠે યુદ્ધ ચલાવ્યા.

**હૈદરનું મરણ** ૭. એ સાલમા હૈદર ૮૦ વરસની ઉમ્મરે મરણ પામ્યો, તે વખતે તેના ખજાનામા ત્રણ કરોડ રૂપીઆ તથા લાખો રૂપીઆનુ જવાહિર હતુ હૈદર શૂરો, બહાદૂર, યુદ્ધમા કુશળ, ચચળ, દઢ ને ઉમગી, પણ કપટી ને ક્રૂર હતો તેના મરણના સમાચાર ટીપુને મોકલ્યા ને લશ્કરમા બેદિલી ન ફેલાય માટે પૂર્ણિઆ ને કૃષ્ણરાય નામે તેના કારભારીઓએ હૈદરના મરણની વાત છૂપી રાખી તેનું મૂડદુ મ્યાનામા બધ રાખી ફેરવ્યુ. એવામા ટીપુએ આવી રાજ્યની લગામ હાથ કરી ઈ સ ૧૭૮૨.

**ટીપુ સાથે સલાહ.** ૮ હૈદરના મૂઆ પછી ટીપુએ લઢાઈ જારી રાખી બુસ્સી ફ્રેંચ ફોજ લઇ તેની કૂમકે આવ્યો ફૂટ પછી અંગ્રેજ સેનાપતિ સ્ટુઅર્ટ હતો, તે ફૂટ જેવો ન હોતો બે વરસ સુધી ટીપુએ લઢાઈ ચલાવી, તેમા કોઈવાર ટીપુનો જય થનો ટીપુએ અંગ્રેજ કેદીઓને બહુ દુ ખ દીધુ ને કેટલાકને રીબાવી રીબાવીને માર્યા અંગ્રેજો ટીપુને મહિસૂરના સિંહને નામે ઓળખે છે લશ્કરની ને ધનની ખરાબીથી કંટાળીને ગવર્નર જનરલની મરજી વિરૂદ્ધ મદ્રાસના ગવર્નરે માગલુર મુકામે ટીપુ સાથે સલાહ કરી



ટીપુ

તેમા એકબીજાનો લીધેલા મૂલક પાછો આપવો એમ ઠર્યું ઈ. સ ૧૭૮૪.

**ટીપુ સાથે ૧ લો વિગ્રહ.** ૯ સલાહ કર્યા પછી ટીપુ પોતાનુ બળ જમાવતો ચાલ્યો તેણે પાદશાહ પદ ધારણ કર્યું, તથા અંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજા ઉપર સન ૧૭૮૯ મા હલ્લો કર્યો તે રાજાએ અંગ્રેજોની સહાય માગી અંગ્રેજોએ ટીપુને ત્રાવણકોર ઉપર હલ્લો નહિ કરવાને કહ્યુ, પણ તેણે તે નહિ ગણકાર્યાથી અંગ્રેજોએ તેના ઉપર યુદ્ધે ચડવાની તૈયારી કરી સન ૧૭૯૦ મા જનરલ મેદોસ અંગ્રેજી સૈન્ય લેઇ ટીપુના રાજ્ય ઉપર ચઢયો, પણ ટીપુએ તેના લશ્કરનો બે ઠેકાણે પરાભવ કર્યો તે સમયે કલકત્તાનો ગવર્નર જનરલ લોર્ડ કાર્નવાલિસ હતો તેણે ટીપુનો નાશ કરવાને નિજામ તથા મરેઠા સાથે સંધિ કરી, તેમા એવુ ઠર્યું કે ટીપુ પાસેથી જે ફાયદો થાય તે ત્રણેએ સરખો વહેચી લેવો એ રીતે તેમની સહાય મેળવી કાર્નવાલિસ પંડે મહિસૂર ઉપર ચઢયો.

૧૭૯૨ પરશુરામ ભાઉ પટવર્ધન અને હરિપતકૂડકે મરેઠી સૈન્ય લઈ આવ્યા એ સૈન્યનો અટકાવ કરવાને ટીપુએ યત્ન કર્યો, પણ તે હાર્યાથી તેણે ભયભીત થઇને સલાહ કરી તેમા એવુ ઠર્યું કે ટીપુએ અર્ધું રાજ્ય ને ૩ કરોડ રૂપીઆ અગ્રેજને અને ૩૦ લાખ રૂપીઆ મરેઠાને આપવા, ને એ શરતો પળતા સુધી તેના બે છોકરા બાહેધરીમા આપવા અર્ધા રાજ્યમાથી તુગભદ્રાની ઉત્તરનો પ્રાત મરેઠાને, ગજકોટ ને કડપા નિજામને આપી, બારમહાલ, મલબાર ને ડીડીગલ અગ્રેજે લીધા

**ટીપુ સાથે બીજો વીગ્રહ** ૧૦ ટીપુને થયેલુ નુકસાન ભારે હતુ તેનુ અર્ધું રાજ્ય ગયુ ને ખજાનો ખાલી થયો, એ તેનાથી ખમાયુ નહિ એ વખતે યુરોપમા ફ્રેંચોનો રાજા નેપોલિઅન બોનાપાર્ટ વિજય મેળવતો હતો, તેની સાથે તથા કાબુલના અમદલી રાજા ઝમાનશાહ સાથે પત્રવ્યવહાર ચલાવી અગ્રેજને હિદમાથી હાકી કાઢવાની તૈયારી કરવા તે લાગ્યો. આ વાત માલમ પડતાજ ગવર્નર જનરલ માર્કવીસ વેલેસ્લી મદ્રાસ આવ્યો તેણે નિજામના રાજ્યમાથી અને અર્કાટથી લશ્કર બોલાવી સુમારે ૩૦ હજાર સૈન્ય જમાવી જનરલ હારિસની સરદારી નીચે મહિસૂર ઉપર મોકલ્યુ નિજામના સૈન્યનો ઉપરી ગવર્નર જનરલનો ભાઇ આર્થર વેલેસ્લી, ને મુમઈના લશ્કરનો ઉપરી જનરલ સ્ટુઅર્ટ હતો હારિસે માલવલ્લી આગળ, ને સ્ટુઅર્ટ સીંદાસુર આગળ ટીપુના સૈન્યનો પરાભવ કર્યો, તેથી તે શ્રીરગપટ્ટણમા ભરાયો અગ્રેજી સૈન્યે શ્રીરગપટ્ટણને ઘેરો ઘાલ્યો સન ૧૭૯૯. ટીપુએ બહાદૂરીથી લડાઇ કરી પણ તેમા તે મરાયો. તેથી હૈદરે ઉઠાડી મૂકેલા રાજા કૃષ્ણરાયના વશમા એક કુવર હતો, તેને થોડુ રાજ્ય આપીને અગ્રેજોએ મહિસૂરની ગાદીએ બેસાડ્યો, ને એ રાજા મોટો થતા સુધી રાજ્ય ચલાવવાને પોતાના તરફથી કમિશનર નીમ્યો બાકીના રાજ્યમાથી થોડુ નીજામને આપી, બીજુ કપનીએ લીધુ. સન ૧૮૦૦. અગ્રેજોએ ટીપુના પુત્રોને વેલોરના કિલ્લામા કેદ રાખ્યા ટીપુ પણ એના બાપના જેવા બહાદૂર અને ઘાતકી હતો

# પ્રકરણ ૫ મું.

## અંગ્રેજી રાજ્યનો વધારો ને વ્યવસ્થા.

૧. હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નર ૨. રેગ્યુલેટિંગ આક્ટ ૩. રોહિલાનો નાશ. ૪ હેસ્ટિંગ્સનાં કામો. ૫ હેસ્ટિંગ્સ ને તેના કૌન્સિલરો ૬. અયોધ્યાનો નવાબ અસોફઉદૌલા ૭ નંદકુમાર ૮ કૌન્સિલમા હેસ્ટિંગ્સનું બળ વધ્યું ૯ હેસ્ટિંગ્સને નાણાંની તાણ પડવાનાં કારણ ૧૦. ધન મેળવવ ને હેસ્ટિંગ્સના અન્યાય. ૧૧ મરેઠા ને ટીપુ સાથે સંધિ ૧૨. પીટનો કાયદો ૧૩. હેસ્ટિંગ્સની રાજ્યપદ્ધતિ ૧૪. લોર્ડ કાર્નવાલિસ. ૧૫ જમીનદારી. ૧૬ અર્કાટના નવાબ સાથે કરાર ૧૭ કંપનીનો નવો પટો ૧૮ સર જાન શોરની રાજ્યનીતિ ૧૯ અયોધ્યાનો નવાબ.

હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નર ૧ બંગાળામા ચાલતી ગરબડ મટાડીને સાબંદોબસ્ત કરવા માટે ક્લાઈવના હાથ નીચે કેળવાયલા હેસ્ટિંગ્સ સાહેબને કલકત્તાનો ગવર્નર ઠરાવીને મોકલ્યો એ ક્લાઈવના જેવાજ સ્વભાવનો હતો, પણ તેનામા યુદ્ધ કૌશલ્ય નહોતું તોપણ ક્લાઈવે અંગ્રેજી રાજ્યનો પાયો નાખ્યો તે ઉપર હેસ્ટિંગ્સે રાજ્યની મજબૂત ઇમારત ચણી



હેસ્ટિંગ્સ

રેગ્યુલેટિંગ આક્ટ ૨ વિલાયતની પાર્લામેન્ટમા હિંદને

રાજ્ય વહીવટ બરાબર ચલાવવા માટે એક કાયદો મંજૂર થયો, તેને "રેગ્યુલેટિંગ આકટ" કહે છે તેમા એવુ ઠરાવ્યુ કે ૧ કલકત્તાના ગવર્નરને ગવર્નર જનરલ કહેવો અને મુબઈ અને મદ્રાસના ગવર્નરોને તેના તાબામા રાખવા ૨. ગવર્નર જનરલને સલાહ આપવાને ચાર કૌન્સિલરો (સલાહકાર) આપવા ૩ કલકત્તામા એક સુપ્રિમ કોર્ટ (સદર અદાલત) સ્થાપવી, તે ન્યાયનું કામ કરે તેમા એક મુખ્ય ને ત્રણ મદદગાર જડજ (ન્યાયાધિશ) નીમવા ૪ એ બધાની નીમણુંકો ઇગ્લાડનો રાજા કરે ૫. કપનીના કોઇપણ કામદારોએ વેપાર કરવો નહિ કે નજરાણા લેવા નહિ. આ કાયદાની રૂએ હેસ્ટિગ્યસ પહેલો ગવર્નર જનરલ થયો ઈ સ. ૧૭૭૩

રોહીલાનો નાશ ૩ હેસ્ટિગ્સ હિદમા આવ્યો તે પહેલા માધવરાવ પેશ્વાએ પોતાના સરદાર મહાદજી સિધિઆ તથા તુકાજી હોલ્કરને ઉત્તર ભરતખડમા મોકલ્યા હતા તેમણે ઇ સ. ૧૭૭૧ મા શાહઆલમને દિલ્હીની ગાદીએ બેસાડયો તેથી પાદશાહે અલ્લાહાબાદ ને કરા પ્રાતો મરેઠાને આપ્યા મરેઠા સને ૧૭૭૩ મા રોહિલખડ ઉપર ચઢયા, તેથી રોહિલા લોકોના સરદારે અયોધ્યાના નવાબ સુજાઉદૌવલ્લાનો આશ્રય માગ્યો ત્યારે અગ્રેજોની મારફત એવી સલાહ કરી કે અયોધ્યાનો નવાબ મરેઠાના હુમલાથી રોહિલાનું રક્ષણ કરે, તેના બદલામા રોહિલા લોક દશ લાખ રૂપીઆ રોકડા ને દશ લાખ રૂપીઆ ત્રણ વરસ સુધી બીજા આપે, પરતુ તે વરસે મરેઠા લઢાઇ કર્યા વગરજ ચાલ્યા ગયા, અને બીજી વાર આવ્યા ત્યારે રોહિલાના સરદારે તેમને દ્રવ્ય આપીને પાછા કાઢયા તેથી નવાબની મદદની તેમને જરૂર નહિ પડવાથી તેમણે તેને કરાર પ્રમાણે પૈસા આપ્યા નહિ નવાબે તે પૈસા વસુલ કરવાને અગ્રેજોની મદદ માગી ને ૪૦ લાખ રૂપીઆ કંપનીને આપવા કબૂલ કર્યા હેસ્ટિગ્સ ઉપર ઈગ્લાડથી વારવાર નાણાની માગણી થતી હતી તે પૈસાની ખાતર તેણે રોહિલાઓનો નાશ કરવામા સહાય કરી સન ૧૭૭૪ મા બનેના એકત્ર સૈન્યે ૨૦૦૦ રોહિલાનો નાશ કર્યો, ને એ પ્રાત નવાબે ખાલસા કર્યો, ને રોહિલાના નવાબના એક છોકરાને થોડુ રાજ્ય આપી ગાદીએ બેસાડયા તેના

વંશજો હજુ પણ રામપુરાના નવાબ કહેવાય છે

**હેસ્ટિંગ્સનાં કામો.** ૪ આ વિના હેસ્ટિંગ્સે બીજા નિંદ્ય કામો કરીને નાણાની માગણી પૂરી પાડી ડિરેક્ટરોને રાજી રાખવા માટે એ કામો કરવાની તેને ફરજ પડી ખર્ચ ઘટાડવાને નિમિત્તે તેણે બંગાળાના નવાબને મળતુ પેન્શન અર્ધું કરી નાખ્યુ તથા નવો નવાબ બાળક હોવાથી તેની માને વાલી ઠરાવી તેની પાસેથી કેટલુંક ધન લીધુ વળી સન ૧૭૭૧ થી દિલ્હીનો પાદશાહ મરેઠાને આશ્રયે ગયો હતો તેથી તેને આપેલા અલ્લહાબાદ ને કરા પ્રાંતો લઇને ૫૦ લાખ રૂપીઆ માટે અયોધ્યાના નવાબને વેચાતા આપ્યા લોર્ડ કલાઇવે બંગાળાની ઉપજમાથી દર વરસે ૨૬ લાખ રૂપીઆ પાદશાહને આપવા ઠરાવ્યા હતા તે બંધ કર્યા

**હેસ્ટિંગ્સ અને તેના કૌન્સિલરો,** ૫ સને ૧૭૭૩ મા હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ થયો, ને તેના ચારે કૌન્સિલરો આવ્યા. તેમાના ત્રણ કૌન્સિલરોના વિચાર ગવર્નર જનરલના વિચારથી કેવળ વિરુદ્ધ હતા, તેથી કૌન્સિલમા હેસ્ટિંગ્સનું ધાર્યું થતુ નહિ. વિરુદ્ધ પક્ષનો આગેવાન ફ્રાંસિસ હતો

**અયોધ્યાના નવાબ અસોફઉદ્દૌલ્લા** ૬ સને ૧૭૭૬મા અયોધ્યાનો નવાબ સુજાઉદ્દૌલ્લા મરણ પામ્યાથી તેની ગાદીએ તેનો પુત્ર અસોફઉદ્દૌલ્લા નવાબ થયો. તેની સાથે હેસ્ટિંગ્સે સન્ધિ કરી તેની પાસેથી કાશી પ્રાંત લીધો વળી તેના રક્ષણાર્થે અંગ્રેજ ફોજ રાખી ખર્ચ બદલ દર વર્ષે ૩૨ લાખ રૂપીઆ લેવાના ઠરાવ્યા કાશી પ્રાંત અંગ્રેજના તાબામા આવ્યાથી ત્યાના રાજા પાસેથી દર વર્ષે ૨૨॥ લાખ રૂપીઆ ખંડણી લેવાની ઠરાવી વળી અસોફદ્દૌલ્લા પાસે પાછલા લહેણાની હેસ્ટિંગ્સે ઉઘરાણી કરી, પણ તેનો ખજાનો ખાલી હોવાથી તે આપી શક્યો નહિ તેની મા પાસે બે કરોડ રૂપીઆ હતા, પણ કૌન્સિલરોની સહાયથી તેણે ન આપ્યા

**નંદકુમાર** ૭ કૌન્સિલમા હેસ્ટિંગ્સનું વજન ઘટવાથી તેના ઉપર સુપ્રિમ કોર્ટમા લાંચની ફરિયાદો થવા માંડી. નંદકુમાર નામે જાગીરદાર મુખ્ય ફરિયાદ કરનાર હતો. તેની તપાસ કૌન્સિલમાં

થવા લાગી એવામા નદકુમારે ઘણા વર્ષ ઉપર કોઇ જૂઠો દસ્તાવેજ બનાવ્યો હશે તે બાબત સુપ્રિમ કોર્ટમા કામ ચાલ્યુ. હેસ્ટિગ્સની સલાહથી વિલાયતના કાયદા લાગુ પાડી તે કાયદાની રૂઇએ નંદકુમાર ઉપર ગુન્હો સાબિત થતા જડજોએ તેને ફાસી દીધી, તેથી હેસ્ટિગ્સનું દુ ખ ટળ્યુ

**કૌન્સિલમાં હેસ્ટિંગ્સનું બળ વધ્યું.** ૮. તે પછી થોડી મુદ્દતમાં વિરૂદ્ધ પક્ષમાનો એક કૌન્સિલર મરણ પામ્યાથી કૌન્સિલમા ગવર્નર જનરલનુ બળ વધ્યુ છેવટે ફ્રાંસિસ વિલાયત જવાથી હેસ્ટિગ્સનુ ધાર્યું થવા લાગ્યુ

**હેસ્ટિંગ્સને નાણાંની તાણ પડવાનાં કારણ.** ૯ ૧૭૭૬મા મરેઠાઓએ પુરધર મુકામે સધિ કર્યા પછી તેઓ ફ્રેંચ સરદારો રાખી મરેઠી લશ્કરને કવાયત આપવા લાગ્યા, એ સમાચાર મળ્યાથી હેસ્ટિગ્સે મુબાઇના લશ્કરને મરેઠા ઉપર મોકલવા હુકમ કર્યો વળી સિંધિઆએ ગોહદના રાણા પાસેથી ગ્વાલિયર જીતી લીધુ હતુ તેથી રાણાએ અંગ્રેજની મદદ માગી હેસ્ટિગ્સે જનરલ પોફામ તથા ગોદર્દને તે તરફ મોકલ્યા મુબઇનું લશ્કર પુના ઉપર ચાલ્યુ વડગામ આગળ તે લશ્કરને હરાવ્યુ ને પોતાને ફાવતી શરતો કબૂલ કરવાની તેને ફરજ પાડી. ઇ. સ ૧૭૭૯ પરતુ હેસ્ટિગ્સે તે શરતો નાકબૂલ કરી લડાઇ જારી રાખી બીજે વર્ષે હૈદર, મરેઠા ને નિઝામે સપ કરી અગ્રેજને ભરતખડમાથી મારી કાઢવાનો ઠરાવ કર્યો એ રીતે સપ થવાથી તેજ સાલમા હૈદર કર્ણાટક ઉપર, ભોસલે કલકત્તા ઉપર ને પેશ્વા મુબઇ ઉપર ચઢયા તેથી હેસ્ટિગ્સને નાણાની ને સૈન્યની વધારે તાણ પડી.

**ધન મેળવવાને હેસ્ટિંગ્સના અન્યાય** ૧૦ નાણાની તાણ મટાડવાને ગવર્નર જનરલે અન્યાય ને જૂલમના કામ કર્યા કૌન્સિલમા એનું બળ વધ્યાથી તથા ફ્રાન્સિસ વિલાયત ગયાથી એવા કામ કરવામા તેને અતરાય નડયો નહિ પ્રથમ તો તેણે કાશીના રાજા ચૈતસિગ પાસેથી પહેલા ઠરાવેલી ૨૨ાા લાખ રૂપીઆ ખડણી ઉપરાત પાચ લાખ રૂપીઆ વધારે માગ્યા રાજાએ તે ન આપ્યાથી

તેનો પચાસ લાખ રૂપીઆ દંડ કર્યો, ને તે વસુલ કરવાને હેસ્ટિંગ્સ કાશી ગયો. એ અંગ્રેજોના દુશ્મનો સામે પત્રવ્યવહાર રાખે છે એવું આળ મૂકી તેને ઉઠાડી મૂક્યો, ને તેના ભાણેજને ગાદી આપી તેની પાસેથી દર વર્ષે ૪૦ લાખ રૂપીઆ ખંડણી લેવી ઠરાવી, તેનો દીવાની ફોજદારી અધિકાર લેઈ લીધો. ચૈતસિંગને કેદ કર્યાથી કાશીના લોકે બંડ કરી હેસ્ટિંગ્સને ઘેરી લીધો એટલે રાજા નાશી ગયો ને હેસ્ટિંગ્સ મહા મુશ્કેલીથી બચી શક્યો. ૧૭૮૧ એણે બીજો જૂલમ અયોધ્યાની બેગમો ઉપર કર્યો. નવાબ પાસે ખંડણીનું લહેણું ચઢયું હતું, પણ તે આપવાને તેની પાસે નાણું નહોતું હેસ્ટિંગ્સે તેની મા પાસેથી બળાત્કારે એક કરોડ વીશ લાખ રૂપીઆ કઢાવ્યા

**મરેઠા ને ટીપુ સાથે સંધિ ૧૧.** આ પ્રમાણે તેણે નાણાંની તાણ મટાડી મરેઠા ને હૈદર સાથે યુદ્ધ જારી રાખ્યું જનરલ પોફામે ગ્વાલિયર જીત્યું કર્નલ પીઅર્સે ભોસલેને લાંચ આપીને ફોડયો, ને નિઝામ પાસેથી ગંતુર પરગણું લીધું ગોદર્દે અમદાવાદ ને ડભોઈ જીત્યા, પણ વસાઈ આગળ તેને પાછું હઠવું પડયું એ પ્રમાણે બે વર્ષ સુધી લઢાઈ ચાલુ રહી, તેમાં કેટલીકવાર મરેઠાને તો કેટલીકવાર અંગ્રેજોને જય મળ્યો. છેવટે હૈદરનું બળ વધેલું જોઈને તથા ફ્રેંચ સેના તેની કૂમકે આવ્યાથી મરેઠા સાથે સન ૧૭૮૨ મા સાલ્પા (સાલબાઈ) મુકામે તહ કર્યો તેમા એવું ઠર્યું કે એકબીજાનો લીધેલો મૂલક પાછો આપવો, ફ્રેંચ વગેરે યૂરોપી લોકને મરેઠી રાજ્યમા નોકર રાખવા નહિ, ભરૂચ સિંધિઆને આપવું હૈદર સામે લઢવામા અંગ્રેજને સહાય કરવી ને રાઘોબાને દર સાલ ત્રણ લાખ રૂપીઆ આપવા આ પ્રમાણે એકઅંપમાથી લોભના માર્યા મરેઠા ફૂટયા. તે પછી હૈદર મરણ પામ્યાથી બે વરસ સુધી ટીપુએ લઢાઈ ચલાવી સન ૧૭૮૪ મા એણે સંધિ કરી.

**પીટનો કાયદો. ૧૨** કંપનીના રાજ્યનો વહિવટ ડિરેક્ટરો પાસેથી લેઈ પાર્લામેન્ટના અમલદારોને સોંપવો, એવો કાયદો ફોકસ નામે પ્રધાને કર્યો પણ તે પાર્લામેન્ટમાં નામંજુર થયો. તે

પછી બીજે વરસે પીટ્ટ નામે પ્રધાને એનેજ મળતો એક કાયદો મંજુર કરાવ્યો ઇ સ ૧૭૮૪ મા એવો ઠરાવ થયો કે ડિરેક્ટરોમાના ત્રણ જણની છૂપી મંડળી ડિરેક્ટરોને નામે, રાજાના મંત્રીઓમાથી ૭ જણાની નીમેલી સભાના હુકમ પ્રમાણે કામ કરે. એ છમાનો પ્રમુખ હિંદ ખાતાનો પ્રધાન કહેવાય. હિંદની કૌન્સિલમાંમાથી એક મેમ્બર (સભાસદ) કમી કરી, મદ્રાસ ને મુંબઇના ગવર્નરને પણ એક એક કૌન્સિલ આપી વળી પાર્લામેન્ટની રજા સિવાય કંપની સરકાર હિંદના કોઈપણ રાજા સામે લઢાઇ કિંવા સંધિ કરે નહિ એવુ ઠર્યું

**હેસ્ટિંગ્સની રાજ્યપદ્ધતિ ૧૩** હેસ્ટિંગ્સે વસુલાત ઉઘરાવવાને કલેક્ટરો નીમ્યા, ને દેશીઓ પાસેથી મોટા કામ લેઈ લીધા એણે દઢતા, ચંચળાઇને ઉત્સાહથી અંગ્રેજી રાજ્યની મજબૂતી કરી એ ખરૂ, પણ લઢાઇઓનુ ખર્ચ અને ડિરેક્ટરોની નાણાંની માગણી પૂરી પાડવાને કારણે ખંડણી વધારી, ને રોહિલાનો નાશ કરાવ્યો. હેસ્ટિંગ્સ સને ૧૭૮૫ માં વિલાયત ગયો, ત્યા એના ઉપર ફ્રાન્સિસ ને બીજાઓએ પાર્લામેન્ટમા ફરિયાદ કરી એ કામ ૧૭૮૮ થી ૧૭૯૫ સુધી ચાલ્યુ, તેમા જો કે તે છૂટયો, પણ તેને દશલાખ રૂપીઆ ખર્ચ થયુ

**લોર્ડ કાર્નવાલિસ ૧૪** હેસ્ટિંગ્સ પછી લોર્ડ કાર્નવાલિસ સને ૧૭૮૬ મા



લોર્ડ કાર્નવાલિસ

ગવર્નર જનરલ થઇને આવ્યો તેણે પ્રથમ કામદારોને લાંચ લેતા અટકાવી તેનો પગાર વધારી આપ્યો, તથા લાચ લેનારને નિષ્પક્ષપાતે શિક્ષા કરી તેથી તેઓ સુધર્યા પછી નિજામ સાથે સલાહ કરી તેની સહાય માટે અગ્રેજી સૈન્ય રાખ્યુ અને ગતુર પરગણુ લીધુ. અંગ્રેજી સૈન્ય અગ્રેજોના મિત્રો સામે ન વાપરવુ એમ ઠરાવી તેમની યાદી કરી, તેમા ટીપુનુ નામ ન લખ્યુ, તેથી ટીપુને રીસ ચઢી તેથી તેણે કુર્ગ ને કાનડા પ્રાત જીતીને ત્યાના એક લાખ માણુસને બળાત્કારે મુસલમાન કર્યા એવામા મરેઠાએ ને નિજામે ટીપુના રાજ્ય ઉપર સવારી કરી તેમા ટીપુ હાર્યો તેથી તેણે ચઢેલી ખડણી આપવાનુ કબૂલ કર્યું તે પછી ટીપુએ મલબાર ઉપર સવારી કરીને ત્યાના લોકોને મુસલમાન કર્યા ને હિદુઓના દેવળો તોડયા. એ રીતે એણે ક્રુરતા ને જૂલમ કરવા માડયા. છેવટે તેણે ત્રાવણકોર ઉપર ચઢાઇ કરી, ત્યારે કાર્નવાલિસે મહિસૂર ઉપર ચઢાઇ કરી, તેમા ટીપુ હાર્યો ને સને ૧૭૯૨ મા તેણે સલાહ કરી

**જમીનદારી** ૧૫. કાર્નવાલિસે આવીને કલેકટરો ને જડજો નીમ્યા, તથા ફોજદારી ને દિવાની કાયદા બનાવ્યા પણ એ મોટા હોદ્દા ઉપર દેશી અમલદારો રાખ્યા નહિ. સને ૧૭૯૩ મા એણે બગાળામા જમીનદારીનો ધારો દાખલ કર્યો પાદશાહી વારામા પ્રગણાં ઇજારે અપાતા અગ્રેજીની શરૂઆતમા એ ઇજારા દશ વર્ષ માટે આપ્યા, કાર્નવાલિસે એ ઇજારદારોને વશપરપરાના પટા કરી આપ્યા ને તેની પાસેથી દરવર્ષે અમુક રકમ લેવાની ઠરાવી ખેડુતો પાસેથી જમીનદારો વેરો લે, તેમા કપનીને વચ્ચે પડવાનુ નહોતુ, તેથી ખેડુતો ઉપર જમીનદારો જૂલમ કરવા લાગ્યા, એ પટાથી બગાળામા મોટા મોટા જમીનદારો થયા, તે આજ પર્યંત છે.

**અર્કાટના નવાબ સાથે કરાર.** ૧૬ લોર્ડ કાર્નવાલિસે અર્કાટના નવાબ મહમદઅલી સાથે નવા કરારો કર્યા, તેમા એવુ ઠર્યુ કે નવાબે દરવર્ષે નવ લાખ રૂપીઆ ખડણી આપવી, તે રોકડ નહિ આપતા તેટલી ઉપજનો મૂલક આપવા તથા લડાઈ વખતે તેના મૂલકની વ્યવસ્થા અગ્રેજને સોપવી એવામા અંગ્રેજ ને ફ્રેંચ

વચ્ચે યરોપમા લઢાઈ ચાલ્યાથી ગવર્નર જનરલે હિંદના સઘળાં ફ્રેંચ થાણુા જીતી લીધા ઇ. સ ૧૭૯૩

**કંપનીનો નવો પટો.** ૧૭ સને ૧૭૯૩ મા કંપનીને મળેલા પટાની મુદત પૂરી થવાથી એ સાલમા ૨૦ વર્ષની મુદતની નવી સનંદ મળી, તેમા મુખ્ય ફેરફાર એ થયો કે આજ સુધી હિંદમા માત્ર કપનીજ વેપાર કરતી, પણ હવે ૩૦૦ ટન સુધીનો વેપાર કરવાને બીજા વેપારીઓને છૂટ મળી એજ સાલની આખરે કાર્નવાલિસ ગયો ને તેની જગાએ સર જાન શોર થયો

**સર જાન શોરની રાજ્યનીતિ** ૧૮. એનો વિચાર એવો હતો કે, દેશી રાજ્યના માહો માહેના વધરામા હાથ ઘાલવો નહિ. તેના આ ઠરાવથી મરેઠા અને ટીપુ નિરંકુશ થયા મરેઠાએ નિજામ ઉપર સવારી કરી ખરડાની લઢાઈમા તેને હરાવી નરમ પાડયો આ લઢાઇ વખતે નિજામને અંગ્રેજોએ સહાય નહિ કર્યાથી નિજામે ફ્રેંચ સરદારો રાખીને પોતાના લશ્કરને કવાયત આપવા માડી, ને ટીપુ પણ અગ્રેજો સાથે લઢવાને તૈયારી કરવા લાગ્યો. સન ૧૭૯૫ મા કર્ણાટકનો નવાબ મહમદઅલી મરણ પામ્યાથી તેના દીકરને ગાદી મળી. તેના બાપના વખતનું દેવુ હતુ, તે અંગ્રેજ સરકારે વચમા પડીને પતાવ્યુ.

**અયોધ્યાનો નવાબ.** ૧૯ અયોધ્યાનો નવાબ અસોફઉદૌલા સન ૧૭૯૭ મા મરણ પામ્યો, તેથી તેની ગાદીએ તેના પુત્ર વજીરઅલીને બેસાડયો, પણ એ નવાબનો ખરો પુત્ર નથી એવો બુમાટો ચાલ્યાથી સર જાન શોરે અયોધ્યે જઇ તેને ગાદીએથી ઉઠાડયો ને અસોફઉદૌલાના ભાઇ સાદતઅલ્લીને બેસાડયો. વજીરઅલીને કાશીમાં નજરકેદ કર્યો, ત્યા તેણે બળવો કર્યો પણ તેમા તે હાર્યો ને ફરીથી કેદમા પડયો. સન ૧૭૯૮. એજ સાલમા સર જાન શોર વિલાયત ગયો ને તેની જગાએ લોર્ડ માર્નિંગ્ટન અથવા લોર્ડ વેલેસ્લી ગવર્નર જનરલ થયો

## પ્રકરણ ૬ ઠું.

## અંગ્રેજી રાજ્યનો વધારો.

૧ વેલેસ્લીની રાજ્યનીતિ. ૨. ૧૭૯૮ માં અંગ્રેજી રાજ્યસત્તા ૩ નિજામ સાથે તહ ૪ ટીપુ સાથે લઢાઇ. ૫ મરેઠી રાજ્ય ૬ વગર લઢાઇએ રાજ્ય પ્રાપ્તિ. ૭. મરેઠી ખટપટ અને વસાઇનો તહ ૮ મરેઠા સાથે બીજો વિગ્રહ ૯. હોલકર સાથે લઢાઈ ૧૦ વેલેસ્લી વિલાયત જાય છે. ૧૧ લોર્ડ કાર્નવાલિસ. ૧૨ સર જયોર્જ બાલો ૧૩ વેલોરનું બંડ. ૧૪ લોર્ડ મિન્ટો. ૧૫. પરદેશી રાજ્યો સાથે સંબંધ ૧૬ ફ્રેંચ થાણાં જીતી લેવા. ૧૭ કંપનીની સનંદ. ૧૮ લોર્ડ મિન્ટોની વિદાયગીરી.

**વેલેસ્લીની રાજ્ય નીતિ** લોર્ડ કાર્નવાલિસ તથા સર જાન શોરનો અભિપ્રાય એવો હતો કે દેશી રાજ્યના માહોમાહેના કજીઆમા ન પડતા આપણે આપણું સાચવી ને સ્વસ્થ રહેવું, પરંતુ લોર્ડ વેલેસ્લીનો વિચાર એથી વિરૂદ્ધ હતો એનો વિચાર એવો હતો કે દેશીરાજ્યોને અંગ્રેજી સૈન્યની સહાય આપી તેમને કંપનીના રક્ષણ નીચે લેઇ હિંદમા અંગ્રેજી સત્તા સર્વોપરી કરવી આ વિચાર તેણે દ્રઢતાથી અને બહાદુરીથી અમલમા આણ્યા, તેથી રાજાઓ માહોમાહે લડી સૈન્યતની ને રાજ્યની પાયમાલી કરતા તે બંધ પડી તેમના જાન માલનું રક્ષણ થયુ.



માર્કિવસ ઓફ વેલેસ્લી

૧૭૯૮ માં અંગ્રેજી રાજ્યસત્તા ૨, વેલેસ્લી આવ્યો ત્યારે હિંદમા અંગ્રેજી રાજ્ય થોડુ હતુ, બંગાળા, બહાર ને ઓઢીઆ તેમને તાબે હતા તે સિવાય મદ્રાસ ને મુંબઇની આસપાસનો દરીઆ કાંઠાનો ને મહિસુરની દક્ષિણનો થોડો મૂલક હતો, પણ હિંદમા મરેઠા, નિજામ ને ટીપુ એ મુખ્ય જોરાવર રાજા હતા અયોધ્યાનો નવાબ અંગ્રેજોનો આશ્રિત હતો મરેઠા, નિજામ ને ટીપુએ ફ્રેંચ નાયકોની સરદારી નીચે કવાયતી સૈન્ય તૈયાર કર્યું હતુ, અને ફ્રેંચો અંગ્રેજોના કદા શત્રુ હતા તેમનો મહાન સેનાપતિ નેપોલિયન બોનાપાર્ટ-યૂરોપમા વિજય મેળવી મિસર દેશ ઉપર ચઢી આવ્યો હતો. ત્યાથી ભરતખંડ ઉપર આવવાને ટીપુ તેને નોતરતો હતો, વળી કાબુલના રાજા ઝમાનશાહને પણ હિન્દ ઉપર ચઢાઇ કરવાને તે ઉશ્કેરતો હતો,



નેપોયલિન બોનાપાર્ટ

**નિજામ સાથે તહ.** ૩. વેલેસ્લીએ અંગ્રેજી સત્તા પડી ભાગેલી જોઈ પોતાની રાજ્યનીતિ અખત્યાર કરી તેણે પ્રથમ નિજામને પોતાને આશ્રયે આવવાને લખ્યુ, નિજામે તે કબૂલ કરી ફ્રેંચ નાયકોને રજા આપી ને અંગ્રેજ સૈન્ય પોતાના રક્ષણાર્થે રાખી તેનું ખર્ચ આપવાને કબૂલ કર્યુ. ઇ સ. ૧૭૯૮,

**ટીપુ સાથે લડાઇ.** ૪ નિજામ તાબે આવ્યા પછી વેલેસ્લીએ તે પ્રમાણે કબૂલ કરવાને ટીપુને લખ્યુ, પણ તેણે તે માન્ય કર્યું નહિ, તેથી તથા ઝમાનશાહને નેપોલિયન સાથે પત્રવ્યવહાર ચલાવ્યાથી તેણે એના રાજ્ય ઉપર ચઢાઈ કરીને ટીપુને હરાવી માર્યો, એ વાત પાછળ આવી છે.

**મરેઠી રાજ્ય ૫** આ પછી તેણે મરેઠાને અગ્રેજી સહાયકારી સૈન્ય રાખવાને લખ્યુ આ સમયે મરેઠી રાજ્યની મુખ્ય પાચ શાખા હતી ગુજરાતમા ગાયકવાડ, મહારાષ્ટ્રમા પેશ્વા, મધ્ય પ્રાતોમા ભો-સલે ને માળવામા સિધિઆ ને હોલ્કર એ વખતે મરેઠી રાજ્યોમા ચતુર પુરુષ નાનાફડનવિસ જીવતો હતો અગ્રેજી સહાયકારી સૈન્ય રાખવુ એ મરેઠી રાજ્યની સ્વતત્રતા ખોવા બરાબર છે, એમ તે સમજતો હતો તેથી મરેઠાએ વેલેસ્લીની માગણી સ્વીકારી નહિ, પણ સન ૧૮૦૦ મા નાનાના મરણ પછી વેલેસ્લીને પોતની ઉમેદ બર લાવવાનો યોગ મળ્યો

**વગર લડાઇએ રાજ્ય પ્રાપ્તિ. ૬** સન ૧૭૯૯ મા તજાવરનો રાજા તુળજાજી મરણ પામ્યો. તેને એક અમરસિગ નામે ઔરસ ને સરફોજી નામે દત્તપુત્ર હતા અગ્રેજે અમરસિગને ગાદી આપી, પણ તે તેમની સલાહ પ્રમાણે નહિ ચાલ્યાથી તેને ઉઠાડી સરફોજીને વર્ષાસન બાધી આપી તેનુ રાજ્ય ખાલસા કર્યું ૧૭૯૯ એજ સાલમા સુરતનો નવાબ મરણ પામ્યો, તેથી તેના વારસ મીર નાસરૂદ્દીનને એક લાખ રૂપીઆની નેમણુક બાધી આપી તે રાજ્ય ખાલસા કર્યું ટીપુ સાથે લડાઇ ચાલી, ત્યારે કર્ણાટકના નવાબ ઉમદતઉલ ઉમરાવે તેને સહાય કરી, એવુ એના ઉપર આળ આ-વતા તેની તપાસ ચાલી ઇ સ ૧૮૦૦ પણ સન ૧૮૦૧ મા તે મરણ પામ્યાથી તેનો પુત્ર અલીહુસેન ગાદીએ બેઠો તેને વર્ષાસન લેઇ રાજ્યાધિકાર છોડવાને કહ્યુ, પણ તે કબૂલ નહિ કર્યાથી તે ન વાબના પુત્રજ નથી એમ ઠરાવી, ઉમદતઉલ ઉમરાવના ભાઈ અજી-મઉદ્દૌલ્લાને ગાદી આપી તેણે ખર્ચ જતા બાકી રહે તેટલી ઉપજનો ⅕ વર્ષાસન કબૂલ કરી કર્ણાટકનુ રાજ્ય અગ્રેજને સ્વાધીન કર્યું ઈ સ ૧૮૦૧ એજ પ્રમાણે ફરૂકાબાદના નવાબનો ૧૦॥ લાખ રૂપીઆની ઉપજનો મૂલક ખાલસા કરી નવાબને ૮૦ હજારનુ સાલીયાણુ બાધી આપ્યુ ૧૮૦૧ અયોધ્યાના નવાબને આપેલુ સહાયકારી સૈન્ય સારી સ્થિતિમા નહોતું, તેથી એ સૈન્યના ખર્ચ બદલ નવાબે અગ્રેજને હાલ જેને વાયવ્ય પ્રાતો કહેછે તેનો ઘણોખરો ભાગ આપ્યો વળી નિજામને આપેલા સહાયકારી સૈન્યના

ખર્ચ બદલ ટીપુ પાસેથી નિજામને મળેલો મૂલક અગ્રેજે લીધો

**મરેઠી ખટપટ ને વસાઈનો તહ.** ૭ મરેઠી રાજ્ય દિલ્હીથી કાવેરી ને ઓઢીઆથી ગૂજરાત સુધીમા હતું, પણ તેમના બળને એકત્ર કરનાર નાનાફડનવિસ જેવો ચતુર પુરૂષ કે બાજીરાવ, માધરાવ કે મહાદજી જેવા શૂરા સરદારો તે વખતે નહોતા તુકોજીમા મરણ પછી હોલ્કરની ગાદીએથી તેના ઔરસ પુત્ર કાશીરાવને ઉઠાડી અનૌરસ પુત્ર જશવતરાવ ગાદીએ બેઠો. સિધિઆ તથા પેશ્વા કાશીરાવના પક્ષમા હતા, તેથી ઈ સ ૧૮૦૧ મા જશવંતરાવ ને સિધિઆ વચ્ચે ઇંદોર આગળ યુદ્ધ થયુ, તેમા હોલ્કર હાર્યો બીજે વરસે હોલ્કરે લશ્કર જમાવી પુના ઉપર સવારી કરી બાજીરાવને નમાડયો, ને તેની જ- ગાએ તેના ભત્રિજાને બેસાડયો તથા પોતે પુના લૂટીને પાછો ગયો આ તરફ બાજીરાવ નાસીને વસાઈ આવ્યો ત્યા રહી તેણે ગાદી મેળવવા માટે અગ્રેજની સહાય માગી. ઈ. સ. ૧૮૦૨, અગ્રેજ સાથે તહ થયો, તેમાં એવુ ઠરાવ્યુ કે બાજીરાવે અગ્રેજી ૬ પલટણ પુનામા રાખી તેના ખર્ચ બદલ ગૂજરાત કે કર્ણાટકમાથી ૨૬ લાખની ઉપજનો મૂલક આપવો, અગ્રેજની રજા વગર કોઈ સાથે લડાઈ કે સધિ કરવી નહિ, સુરત ઉપરનો દાવો છોડવો ને નિજામ તથા ગાયકવાડ સાથેની તકરારનો નિકાલ અગ્રેજ મારફતે કરાવવો, એના બદલામાં અગ્રેજે તેને પુનાની ગાદી અપાવવી એ સંધિની રૂએ આર્થર વેલેસ્લીએ પુને જઈ બાજીરાવને ગાદીએ બેસાડયો. ઈ. સ. ૧૮૦૩

**મરેઠા સાથે બીજો વિગ્રહ** ૮. વસાઈ મુકામે બાજીરાવે જે સલાહ કરી તે સઘળા મરેઠા સરદારોએ માન્ય કરી નહિ તેમણે વાંધો ઉઠાવ્યો કે બાજીરાવ મરેઠી રાજ્યનો ઉપરી છે, માલિક નથી, તેથી તેને મરેઠી રાજ્યની સ્વતત્રા વેચવાનો ને મરેઠી સ- રદારોની રજા વગર મરેઠી રાજ્યના કારભારમા ત્રાહિતને મેળવ- વાનો હક નથી; તેમ અંગ્રેજને વચ્ચે આવવાની જરૂર નથી. અમારી ભાંજગડ અમેજ કરીશું અમને બાજીરાવનુ કરેલું માન્ય નથી, માટે અંગ્રેજી સૈન્ય પુના છોડી ચાલ્યા જવુ. સિધિઆ ને

ભોસલે અંગ્રેજી સૈન્ય પુના છોડીને ન જાય તો તેને જોરાવરીથી કાઢવાને તૈયાર થયા, તેમની સામે થવાને ચારે તરફથી અંગ્રેજી સૈન્યને ચઢવાને ગવર્નર જનરલે હુકમ કર્યો આર્થર વેલેસ્લી મહિસૂરનુ ૯૦૦૦ સૈન્ય લેઇ અહમદનગર આગળ પડયો નિઝામનું ૮ હજાર સૈન્ય ગોદાવરી ઉપર આવ્યુ મદ્રાસનુ ૭૮૦૦ લશ્કર કૃષ્ણા ને તુગભદ્રા વચ્ચે આવી પહોચ્યુ ગુજરાતમા ૭ હજાર બુંદેલખડમા ૩૫૦૦ ને કટક ભણી ૫ હજાર લશ્કર તૈયાર રાખ્યું કાનપુર આગળ ૧૦૫૦૦ લશ્કર લેઈ જનરલ લેક આવ્યો આ પ્રમાણે આખા મરેઠી રાજ્યને ચારે તરફથી અંગ્રેજી લશ્કરે ઘેરી લીધુ હોલ્કર આ વખતે ત્રાહિતની માફક જોઇ રહ્યો, લોર્ડ લેકે દિલ્હી લીધુ ને શાહઆલમ પાદશાહને સિંધિઆના કબજામાથી છોડાવ્યો ત્યાથી આગ્રા જીતી રજપૂતસ્થાનમા આવ્યો, ને લાસવારી આગળ સિંધિઆની કવાયતી પલટણોને હરાવી. દક્ષિણમા આર્થર વેલેસ્લીએ અહમદનગર જીતી આસામ આગળ સિંધિઆને અને આરગામ આગળ ભોસલેને હરાવ્યા આ વખતે મુઠીભર અંગ્રેજોથી ડરીને હજારો કવાયતી લશ્કર છતા દોલતરાવ સિંધિઆ ને રાઘોજી ભોસલે નાસી ગયા, નાયકો નાઠા, તોપણ તેમની કવાયતી પલટણો બહાદુરીથી લઢી, પણ અન્તે તેમની હાર થઈ. ગુજરાતના લશ્કરે ભરૂચ ને પાવાગઢ જીત્યા ને ગોદાવરી પરના લશ્કરે જાલના લીધુ વેલેસ્લીએ આસીરગઢને બુરાનપુર જીત્યા, કટકવાળા સન્યે કટક, ને બુંદેલખડના લશ્કરે બુંદેલખડ હાથ કર્યા આ પ્રમાણે ચારે તરફ અંગ્રેજ કંપનીને વિજય મળવાથી પ્રથમ દેવગામ આગળ ભોસલેએ સલાહ કરી તેમા કટક ને બાલાસોર અંગ્રેજને તથા વરાડપ્રાંત નીઝામને આપ્યો વળી નીઝામને પેશ્વા સાથે જે વાધા હોય તે અંગ્રેજ મારફત પતાવવા, તથા કોઇ બીજા યુરોપિયન નોકર રાખવા નહિ, એવો ઠરાવ થયો ઈ સન ૧૮૦૩, તે પછી તરતજ એજીનઘાટ મુકામે સિંધિઆએ પણ સલાહ કરી તેમાં ગગા ને જમના વચ્ચેનો મૂલક ને ભરૂચ અંગ્રેજને મળ્યા. એજીનઘાટથી ગોદાવરી સુધીનો મૂલક

નિઝામને તથા અહમદનગર પેશ્વાને આપ્યા, વળી તેણે શાહઆલમ, પેશ્વા, નિઝામ ને ગાયકવાડ ઉપરના દાવા છોડવા, ને બીજા કોઇ યુરોપિયનને નોકરીમા રાખવા નહિ એમ કબૂલ કર્યુ આ રીતે મરેઠાના બીજા વિગ્રહનો અંત આવ્યો. ઇ સ ૧૮૦૩

**હોલ્કર સાથે લઢાઇ** લૉર્ડ વેલેસ્લીની સહાયકારી સૈન્ય આપવાની રાજનીતિ હજુ હોલ્કરે કબૂલ કરી નહોતી તે હજુ ઉત્તર હિંદમા લૂટફાટ કરતો હતો, જ્યારે અંગ્રેજો સિંધિઆ ને ભોસલે સાથે લઢવામા રોકાયા હતા, ત્યારે હોલ્કર રજપૂતસ્થાનમા ચોથ ઉઘરાવતો હતો તે વખતે રજપૂતો બળહીન થયેલા હતા તેથી તેઓ હોલ્કરની સામા થઇ શકે તેમ નહોતુ રજપૂત રાજ્યો સાથે અંગ્રેજોએ સંધિ કરી તેમને પોતાના આશ્રયમા લીધા હતા તેથી વેલેસ્લીએ રજપૂતસ્થાનમા લૂટ નહિ ચલાવતા પોતાના રાજ્યમાં પાછા જવાને હોલ્કરને લખ્યું, પણ હોલ્કરે તે નહિ માન્યાથી તેની સાથે લઢાઈ થઇ અંગ્રેજ સરદાર મોન્સન તેની પાછળ પડ્યો ૧૮૦૪ માળવામા આવતા કોટાની દક્ષિણે તેનુ બધુ લશ્કર ઘેરાઇ ગયુ ને પોતે મહા મુશ્કેલીથી બચ્યો, હોલ્કર આ વિજય મેળવી દિલ્હી ઉપર ચઢ્યો, પણ ત્યા તે હાર્યો પછી જનરલ લેકે ફરૂકાબાદ આગળ, ને મોનમન તથા ફ્રેંજરે દીગ આગળ તેને હરાવ્યો. ભરતપુરનો રાજા હોલ્કરના પક્ષમા હોવાથી લેકે ભરતપુરને ઘેરો ઘાલ્યો અંગ્રેજી લશ્કરના સઘળા હલ્લા રાજાએ પાછા હઠાવ્યા તેથી એ કિલ્લો લેવાયો નહીં પણ અંતે રાજાએ રૂ ૨૦ લાખ આપી અંગ્રેજ સરકાર સાથે સલાહ કરીને હોલ્કરનો પક્ષ તજ્યો. ઈ સ ૧૮૦૫

**વેલેસ્લી વિલાયત જાય છે.** હોલ્કર સાથે યુદ્ધ પૂરૂ થયું નહોતુ, તેવામા વેલેસ્લી વિલાયત ગયો, એ બહુ બહાદુર અને દૃઢ મનનો હતો એણે અંગ્રેજી રાજ્યમાં ઘણો વધારો કર્યો તથા મરેઠા, નિઝામ અને અયોધ્યાના નવાબને તાબેદાર બનાવ્યા




વેલેસ્લીના વખતનુ હિદ

રાજ્યનું ગૌરવ વધાર્યું, પણ તેથી ઉપજ કરતા ખર્ચ વધ્યું, લડાઇઓ ચાલી, ને કંપનીનુ રાજ્ય જોખમમા આવી પડયુ હોલ્કર હજુ લડતો હતો ને સિંધિઆ તેની કૂમકે ચઢવાની તૈયારી કરતો હતો. તેથી ઇંગ્લાંડમા કંપનીના ડિરેકટરોને વેલેસ્લીના મહાન કૃત્યો પસદ પડયા નહિ, તે કારણથી લોર્ડ કાર્નવાલિસને સઘળા દેશી રાજ્યો સાથે સંધિ કરી લડાઈ પતાવી દેવા મોકલ્યો. તે કલકત્તે આવી જનરલ લેકની છાવણીમા આવવાને નીકળ્યો. રસ્તામા આવતા ગાજીપૂરમા તે મરણ પામ્યો. ઈ ૧૮૦૫

**સર જ્યોર્જ બાર્લો.** ૧૨ કાર્નવલિસના મરણથી સર જ્યોર્જ બાર્લો તેનું કામ કરવા લાગ્યો તેનો વિચાર પણ લોર્ડ કાર્નવાલિસ જેવોજ હતો તેથી તેણે લેકની મરજી વિરૂદ્ધ સિંધિઆ સાથે સંધિ કરી તેમા એવુ ઠરાવ્યું કે, ગ્વાલિયર ને ગોહદ સિંધિઆને આપવા, તથા બીજો જે મૂલક સન ૧૮૦૩ માં અંગ્રેજે લીધો હતો, તે પાછો આપવો, પણ તેના બદલામા સિંધિઆએ દર સાલ ત્રણ લાખ રૂપીઆ કંપનીને આપવા સને ૧૮૦૫. તે પછી એક મહિનામા હોલ્કર સાથે પણ સલાહ કરી તેમા એવો ઠરાવ કર્યો કે ચંબલ નદીની ઉત્તરનો મૂલક, બુંદેલખંડ ને પુના એ ત્રણે ઉપરનો દાવો હોલ્કરે છોડવો, તથા અંગ્રેજી રાજ્યને ઉપદ્રવ કરવો નહિ. આ રીતે ત્રીજા મરેઠી વિગ્રહનો અંત આવ્યો; પરંતુ બાર્લોની ઢીલી રાજ્યનીતિથી સિંધિઆ ને હોલ્કર રજપૂત રાજ્યમા લુટ કરી ત્રાસ વર્તાવવા લાગ્યા

**વેલોરનું બંડ** ૧૩. સન ૧૮૦૬ મા મદ્રાસની દેશી પલટણોને હુકમ કર્યો કે તેમણે અમુક પ્રકારની પાઘડી બાંધવી. તથા દાઢી આટલી લાંબી રાખવી આથી આપણને ખ્રિસ્તિ કરવાના છે એવી બૂમ ચાલતા વેલોરની દેશી પલટણોએ બંડ કરી ૧૧૩ અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા આ વાત અર્કાટ પહોચતાંજ જનરલ ગિલેસ્પી ત્યાંથી ૪૦૦ માણસોનું લશ્કર લેઇ આવ્યો ને તેણે બંડ સમાવ્યુ. આ બંડમાં ટીપુના છોકરા સામેલ હોવાનો શક જવાથી તેમને કલકત્તે કેદમા રાખ્યા

**લોર્ડ મીન્ટો** ૧૪. સન ૧૮ ૭ મા લોર્ડ મિન્ટો ગવર્નર જનરલ થઇને કલકત્તે આવ્યો. એ બહુ ચતુર અને દીર્ઘદર્શી પુરૂષ હતો. એના સમયમા નિજામના રાજ્યમા ચંદુલાલ કરીને હિસાબી ખાતાનો દિવાન પોતાના કામમા હોશિયાર હતો. એણે અંગ્રેજોની સાથે સંબંધ કરી લશ્કરનો પગાર બરાબર ચુકાવી સારો બંદોબસ્ત રાખ્યો. એ બહુ પુણ્યશાળી ને કાણુવાળો હતો

**પરદેશીરાજ્યો સાથે સંબંધ.** ૧૫. એ સમયે ફ્રેંચ લોક ભરતખંડ ઉપર ચઢાઈ કરશે એવી ધાસ્તી પેડાથી, લોર્ડ મિન્ટોએ ઇરાનના શાહને ત્યા માલ્કમને એલચી તરીકે મોકલી ઠરાવ કર્યો કે અંગ્રેજોના દુશ્મનો પોતાના મૂલકમા થઇને આવવા દેવા નહિ.

તેજ પ્રમાણે પંજાબના બળવાન શીખ રાજા રણજીતસિંગના દરબારમા મેટકાફને તથા કાબુલના અમીરને ત્યા એલફિન્સ્ટનને મોકલી બંદોબસ્ત કર્યો વળી સિંધના અમીરો સાથે પણ એજ મતલબની સંધિ કરી તથા સતલજ ને જમનાની વચ્ચેના શીખ સંસ્થાનોને અંગ્રેજોના આશ્રિત બનાવી લુધિયાણામા અંગ્રેજી લશ્કરનુ થાણુ મુકયુ ૧૮૦૯ એજ સાલમા ત્રાવણકોરના દિવાને બંડ કર્યું ને કેટલાક અંગ્રેજોને દરિયામા ડુબાડયા, તેથી અંગ્રેજ લશ્કર ત્રાવણકોર ઉપર ચઢયુ દિવાન હાર્યો ને આપઘાત કરીને મરણ પામ્યો અંગ્રેજોએ એ દેશ તાબે કર્યો છતા સન ૧૮૧૩ મા એ રાજ્ય ત્યાના રાજાને પાછુ આપ્યુ બુંદેલખંડના દેશી રાજ્યો પણ માહોમાંહે લઢી મરવાથી અવ્યવસ્થા થઇ તે મટાડવાને લોર્ડ મિન્ટોએ લશ્કર મોકલી બંદોબસ્ત કર્યો સન ૧૮૦૯

**ફ્રેંચ થાણાં જીતી લીધાં** ૧૬ એ વખતે યુરોપમા ફ્રેંચ ને અંગ્રેજ વચ્ચે લડાઇ ચાલતી હતી, ફ્રેંચ રાજા નેપોલિયન બોનાપાર્ટે હોલાંડ ને પોર્તુગાલ દેશ જીત્યા તેથી એ દેશોના તાબાનો એશિયાખંડનો મલક પણ ફ્રેંચના તાબામા આવ્યો હતો, તથા જાવા, બુર્બો, મોરીસ વગેરે બેટો તેમને તાબે હતા લોર્ડ મિન્ટોએ મોરીસ ને બુર્બો સન ૧૮૧૦ મા ને જાવા સન ૧૮૧૧ મા જીતી લીધા તેમાથી મોરીસ આજ પર્યંત અંગ્રેજને તાબે છે

**કંપનીની સનદ** ૧૭ સન ૧૮૧૩ મા કંપનીના પટાની મુદત પૂરી થઈ, તેથી એ સાલમા નવી સનદ મળી તેમા એવો કરાવ કર્યો કે હિંદમા કોઇ પણ અંગ્રેજ વેપારીને વેપાર કરવાની છૂટ છે. કંપની માત્ર ચીન સાથે વેપાર કરે પરંતુ એ છૂટનો લાભ અંગ્રેજ વેપારીઓ ઝાઝો લેઈ શકયા નહિ કેમકે પહેલાએક હુકમ એવો હતો કે કોઇ પણ અંગ્રેજે ભરતખંડમા કંપનીની રજા વગર રહેવુ નહિ

**લોર્ડ મિન્ટો વિદાયગીરી** ૧૮ મિન્ટો સને ૧૮૧૩ મા વિલાયત ગયો, તે પહેલા હોલકરનો સરદાર અમીરખાન લુટફાટ કરવા લાગ્યો, ને પિંઢારા લોકોનો જમાવ કર્યો વળી નેપાળી લોક ગોરખપુર વગેરે ઠેકાણેની અંગ્રેજી પ્રજાને લુટીને દુઃખ દેવા લાગ્યા તેમનો બંદોબસ્ત કરવાનો વિચાર મિન્ટોએ કર્યો એવામા તે વિ

લાયત જવાથી બંધ રહ્યું. આ દેશને ખર્ચે હિંદમા ખ્રિસ્તિ પાદરીની નિમણુક એના વખતમા થઇ એની જગોએ લોર્ડ હેસ્ટિંગ્સ આવ્યો સને ૧૮૧૪.

---

## પ્રકરણ ૭ મું.

### સન ૧૮૧૪ થી ૧૮૩૫ સુધી

૧ લોર્ડ હેસ્ટિંગ્સ ૨. નેપાળ સાથે લડાઈ. ૩. પિંઢારા. ૪. પિંઢારાનો નાશ. ૫ મરેઠા સાથે ચોથો વિગ્રહ ૬, પેશ્વાઇનો અંત ૭ ભોંસલે સાથે લડાઇ. ૮ હોલ્કર સાથે લડાઇ. ૯- રજપૂત રાજ્યો સાથે તહ ૧૦. કચ્છ સાથે સંધિ. ૧૧. અંગ્રેજી રાજ્યમાં વધારો ૧૨. લોર્ડ આમહર્સ્ટ. ૧૩ બ્રહ્મીલોક સાથે લડાઇ ૧૪ ભરતપુરની જીત. ૧૫ લોર્ડ વિલિયમ બેન્ટિંક ૧૬ લોર્ડ બેન્ટિંકની રાજનીતિ. ૧૭ કાચર ને કુર્ગ ખાલસા થયાં. ૧૮, મહિસૂર ઉપર જપ્તી બેઠી. ૧૯.નાના નાના બળવા, ૨૦ ખર્ચમાં ઘટાડો ૨૧ સુધારા ૨૨ ઠગ લોકોનો બંદોબસ્ત. ૨૩. વિલાયત જવાનો માર્ગ ૨૪ વાયવ્ય પ્રાંતો. ૨૫ સિંધ ને પંજાબ. ૨૬ કંપનીનો નવો પટો. ૨૭ બેન્ટિંકની વિદાયગીરી

**લોર્ડ હેસ્ટિંગ્સ** ૧ લોર્ડ હેસ્ટિંગ્સ બહુ હોશિયાર, બહાદૂર દૃઢ મનનો દયાળુ ને અનુભવી હતો તેના વખતમા મુખ્ય ત્રણ બનાવ બન્યા ૧ નેપાળની ચઢાઇ ૨ પિંઢારાનો નાશ ૩ મરેઠા. સાથે ચોથો વિગ્રહ.

**નેપાળ સાથે લડાઈ.** ૨, નેપાળમા ગુરખા નામના બહાદૂર લડવૈયા લોક રહે છે તેમનો રાજા રજપૂત જાતનો છે એ પહાડી રાજાએ અંગ્રેજ થાણા મારીને તથા સીકીમના રાજાને ઉપદ્રવ કરીને અંગ્રેજ સરકાર સાથે લઢાઈ જોડી, ઇ સ ૧૮૧૪ ગવર્નર જનરલે લગભગ ૪૦ હજાર લશ્કર જમાવી તેની ચાર ટોળી કરી, ચાર જગાએથી એકી વખતે નેપાળ ઉપર હુમલો કર્યો ગુરખા લોક બહાદૂરીથી અંગ્રેજ સામે મેદાનમા ઉભા રહી યુદ્ધ કરવા લાગ્યા. એ લશ્કરની એક ટોળીનો સરદાર વલોરનુ બંડ સમાવ નાર જનરલ ગિલેસ્પી હતો, તે જૈતકનો કિલ્લો જીતવા જતાં

મગાગે બીજી બે ટોળીઓને કાંઇ પણ જય મળ્યો નહિ. પણ પશ્ચિમ ભણીથી હુમલો લાવનાર જનરલ આક્ટરલોનીએ ગુરખાને હરાવી તેમના કિલ્લા લેવા માંડ્યા, તેથી એ લોક નરમ પડ્યા સન૧૮૧૬ મા તેમણે સંધિ કરી તેમાં એવો ઠરાવ થયો કે સરહદના જે મલક માટે ટંટો થયો હતો તે તથા લઢાઈમા જીતેલો મૂલક અંગ્રેજને આપી કાળી નદી નેપાળના રાજ્યની પશ્ચિમ હદ ઠરાવી. સીકીમના રાજાને ગુરખા લોકોએ ઉપદ્રવ કરવો નહિ તથા બીજા યુરોપિયન કે અમેરિકન લોકોને નોકરીમા રાખવા નહિ, આ લઢાઇમા નેપાળ પાસેથી અંગ્રેજોને મળેલા કમાઉન પ્રાંતમા સીમલા આવેલુ છે.

પિંઢારા. ૩ કોળી, ભીલ, રજપૂત, ગોસાંઈ, બારવટીઆ વગેરે લુટારા લોક કોઇ અમુક સરદારના હાથ નીચે રહી લૂટફાટ ને મારફાડ કરતા, એ લોકનુ રહેઠાણુ મધ્ય હિંદુસ્તાનમા હતુ, તેમને પિંઢારા કહેતા તેઓ દશરા પછી ટોળીઓ બાંધી ગામડા લૂટવાને નીકળતા લોકોને મોઢે રાખના તથા મરચાના તોબરા બાંધીને તથા માણુસના શરીરે તેલમા બોળેલા ચીથરાં વીંટીને સળગાવીને ધન કઢાવતા ગામડા બાળતા, અને લોકોને અનેક તરેહથી પીડતા, સિંધિઆ ને હોલ્કર તેમને આશ્રય આપતા હતા. લાર્ડ હેસ્ટીંગ્સના વખતમા તેઓ અંગ્રેજી મૂલક પણ લૂટવા લાગ્યા ને ગંતુર ને મચ્છલીપટ્ટણુ સુધી ફરી વળ્યા, એ લોકોના સરદારોમા અમીરખાન, કરીમખાન, ચીતુ ને વસીલમહમદ મુખ્ય હતા

પિંઢારાનો નાશ ૪ નેપાળની ચઢાઈમાં અંગ્રેજી સેનાની હાર થવાથી પિંઢારા લોક બહુ જોર પર આવ્યા. તેમણે એટલો તો ત્રાસ વર્તાવ્યો કે નેપાળનુ યુદ્ધ સમ્યા પછી તરતજ તેમનો બંદોબસ્ત કરી પ્રજાને તેમની લડાઇમાથી મુક્ત કરવાનો દયાળુ વિચાર ગવર્નર જનરલે કર્યો, હેસ્ટિંગ્સે ૧૧૬૦૦૦ સૈન્ય ને ૩૦૦ તોપ જમાવી તે લશ્કરના ભાગ પાડી જૂદા જૂદા સરદારોના હાથ નીચે ગ્વાલિયર, બુંદેલખંડ, કટક, ગૂજરાત, ખાનદેશ, વરાડ ઇત્યાદિ ઠેકાણે મોકલ્યુ, પુના, નાગપુર, હૈદરાબાદ વગેરે ઠેકાણાના લશ્કરને પણ તૈયાર રાખ્યુ હતુ, ગવર્નર જનરલે પડે ગ્વાલિયર

આવી લડાઇની યોજના કરી તથા સિંધિઆને દાબમાં રાખ્યો, સઘળુ લશ્કર પિંઢારાને ચારે બાજુએથી ઘેરી દબાવતુ ચાલ્યુ, સન ૧૮૧૭. તેથી લાચાર થઇ અમીરખાન શરણે આવ્યો, તે વખતે હોલ્કરનું લશ્કર મહીદપુરમા જમા થયેલુ હતુ તેમા ચીતુ મળી ગયો વસીલમહમદ સિંધિઆને અને કરીમખાન અંગ્રેજોને શરણે આવ્યા એ રીતે પીંઢારાનુ મૂળ નીકળી ગયુ ને તેઓ લોકને પીડતા બધ પડયા તેઓ ખેતી કરવા લાગ્યા તેથી રૈયતને નિરાત વળી ઈ. સ ૧૮૧૮.

મરેઠા સાથે ચોથો વિગ્રહ. ૫ નેપાળની હારથી મરેઠાએ પિંઢારાને બહેકાવ્યા હતા, એટલુજ નહિ પણ પોતે લડાઇની તૈયારી કરતા હતા. પેશ્વા બાજીરાવે લાચારીથી વસાઈની સલાહ કરી હતી, પણ તે અગ્રેજના કબજામાથી છૂટવાને છૂપી તૈયારી કરવા લાગ્યો, ભોસલે ને હોલ્કર તેને સહાય કરવાને ઉભા થયા, ગોવિંદરાવ ગાયકવાડે અગ્રેજ સાથે મિત્રતા બાધ્યાથી, તે એ એક્યમા સામેલ થયો નહિ ગૂજરાતના મહેસૂલ સબધી પેશ્વાને તેની સાથે ટટો ચાલતો હતો તેનો નિકાલ કરવાને અગ્રેજ બાહેધરીથી ગાયકવાડે પોતાના દિવાન ગગાધરશાસ્ત્રીને પુને મોકલ્યો બાજીરાવના બદસલાહકાર ત્રિંબકજી ડેગલેએ બાજીરાવની સલાહથી શાસ્ત્રીને પઢરપુરમા મરાવી નાખ્યો સન ૧૮૧૫ તે વખતે પુનામા અગ્રેજનો રેસિડેટ એલફિન્સ્ટન હતો, તેણે બાજીરાવને ઘણી તાકીદ કરી ત્યારે ત્રિબકજીને સ્વાધીન કર્યો તેને થાણામા કેદ કર્યો, તે ત્યાથી નાઠો ને લશ્કર જમાવવા લાગ્યો, બાજીરાવ તેને ધનની મદદ કરતો તેથી એલફિન્સ્ટને ૧૮૧૭ ના જુનમાં નવી સંધિ કરી પેશ્વાની સ્વતત્રત્તા કમી કરી, તથા તેની પાસેથી કેટલોક મુલક ને કિલા કબજે લીધા

પેશ્વાનો અત, ૬. હવે બાજીરાવને ખુલ્લા મેદાનમા પડયા વગર છૂટકો રહ્યો નહિ, તેથી તેણે નવેમ્બરની શરૂઆતમા પુના પાસે ખડકીની અગ્રેજી છાવણી ઉપર હલ્લો કર્યો તેમા પેશ્વાનુ લશ્કર દશગણુ હતું તોપણુ તે હાર્યો, ને નાઠો કોરેગામ આગળ બીજીવાર લડાઈ થઇ. તેમાં તેનુ સૈન્ય ત્રીસ ગણુ હતું, તોપણ એ

નાઠો. તેનો સરદાર બાપુ ગોખલે બહુ બહાદૂર હતો મરેઠા યોદ્ધામાં છેલ્લો વીરપુરુષ એ હતો. તે બાજીરાવના બાયલાપણાથી કંટાળી ગયો. તેથી તે, આસ્ટી આગળ પેશ્વા નાઠો, તોપણ પોતાના ૩૦૦ માણસો સાથે લઢીને મરણ પામ્યો ૧૮૧૮,બાજીરાવ માળવામા જતો હતો, ત્યા સર જાન માલકમના સૈન્યથી ઘેરાઈ તેને શરણે આવ્યો માલકમે તેની સાથે સંધિ કરી ૮ લાખનું વર્ષાસન બંધાવી આપી તેને બિઠુરમા રાખ્યો સન ૧૮૧૮. હવે પેશ્વાનુ રાજ્ય અંગ્રેજને મળ્યુ તેથી ગૂજરાતનો પેશ્વાઇ ભાગ પણ અંગ્રેજને કબજે થયો. અંગ્રેજે પેશ્વાના સરદારોના હક્ક કાયમ રાખ્યા, તથા સતારાનો રાજા જે પેશ્વાની કેદમા હતો તેને છોડાવી ૧૫ લાખની ઉપજનો મુલક આપી સતારાની ગાદીએ બેસાડયો ત્રિબકજી ડેંગલેને પકડીને ચુનારગઢમા કેદ કર્યો, ને ત્યાજ મરણ પામ્યો અલફિન્સ્ટને રૈયતનો સારો બંદોબસ્ત રાખીને તથા પેશ્વાએ આપેલી ધર્માદા, દેવસ્થાન વગેરે જાગીરો કાયમ રાખીને લોકોને શાત પાડયા

**ભોંસલે સાથે લઢાઇ ૭** નાગપુરનો રાઘોજી ભોસલે સન ૧૮૧૬ મા મૂવાથી તેનો પુત્ર પરસાજી ગાદીએ બેઠો તે હોલે દિલ હોવાથી તેનો સગો આપાસાહેબ કારભાર કરતો હતો, તેણે પરસાજીનો ઘાત કરાવી સન ૧૮૧૭ મા ગાદી લીધી, ને તે બાજીરાવ સાથે બળવો કરવામા સામેલ થયો બાજીરાવે બંડ કર્યું તેજ મહિનામા એણે પણ બંડ કરીને નાગપુરની અંગ્રેજી છાવણી ઉપર હલ્લો કર્યો, પણ તે હાર્યો ને શરણે આવ્યો અંગ્રેજે રાઘોજીની દીકરીના દીકરા બાજીરાવને બીજો રાઘોજી નામ આપી ગાદીએ બેસાડયો આપાસાહેબને કેદ કરી અલ્લાહાબાદ લેઇ જતા રસ્તામાથી તે નાસી ગયો, ને પંજાબમા થઇ જોધપુર આવી ત્યાજ તેણે પોતાનુ આયુષ્ય પૂરું કર્યું

**હોલ્કર સાથે લઢાઈ. ૮** યશવંતરાવ હોલ્કર ગાંડો થઇ મરણ પામ્યાથી તેનો બાળકુંવર મલ્હારરાવ ગાદીએ બેઠો, ને યશવંતરાવની રાણી તુલશીબાઈ કારભાર કરવા લાગી, હોલ્કરનું ૨૦ હ.

જારં કવાયતી લશ્કર હતુ તે સિવાય તેમા ઘણા પિંઢારા પણ સામેલ થએલા હતા અમીરખાન પિંઢારો એ રાજ્યમા કરતો કારવતો હતો. બાજીરાવ પેશ્વાએ હોલ્કરને પોતાના બંડમા સામેલ થવાને લખ્યુ તુળશીબાઇ અગ્રેજ પક્ષની હતી, પણ ઘણા સરદારો બાજી-રાવના પક્ષમા હોવાથી તેમણે તેને મારી નાખી હોલ્કરના સૈન્યનો પડાવ ક્ષિપ્રા નદીને કાંઠે માહીદપુરમા હતો, ત્યા ચીતુ પિંઢારો પણ આવી મળ્યો બાજીરાવના બંડની શરૂઆત પછી એક મહિને અગ્રેજી સૈન્યની ને હોલ્કરના સૈન્યની માહીદપુર આગળ લઢાઈ થઇ તેમા હોલ્કરની બ્હેન ભીમાબાઇએ બહાદૂરી બતાવી, પણ અને હોલ્કરની હાર થયાથી અગ્રેજે તહ કર્યો અમીરખાનને ટોકની તથા તેના ભત્રિજા ગફુરખાનને જાવરાની જાગીર આપી બાળહોલ્કરને ગાદી આપી સધિ કરી તેમા ઠરાવ્યુ કે હોલ્કરે પિંઢારાને આશ્રય આપવો નહિ રજપૂતસ્થાન ઉપરના સઘળા દાવા છોડવા તથા સાતપૂડાની દક્ષિણનો મૂલક અગ્રેજને આપવો ૧૮૧૮

**રજપૂત રાજ્યો સાથે તહ ૯** રજપૂતસ્થાનમા મરેઠા લૂટ-ફાટ કરતા હતા, તથા રાજાઓ માહેમાહે લઢી પાયમાલ થતા હતા, તેથી અગ્રેજ ઉદેપુર, જોધપુર, જેપુર, બુદી, કોટા વગેરે રાજ્ય-સ્થાનના સર્વે રાજ્યો સાથે સધિ કરી, તેમને પોતાના આશ્રમમા લેઈ રક્ષણ કર્યુ સન ૧૮૧૬-૧૮૧૮ કાઠિયાવાડના રાજારજવાડા સાથે પણ એજ સમયમા સધિ થઇ

**કચ્છ સાથે સધિ. ૧૦** કચ્છના રાવ બહારમલજીએ લધુભાને મારી નખાવ્યાથી તેની સ્ત્રી અગ્રેજ સરકારને આશ્રયે આવી, તેથી સન ૧૮૧૯ મા અગ્રેજી સૈન્ય કચ્છમા પેઠુ તેમણે બહારમલજીને પદભ્રષ્ટ કરી તેના નામથી દિવાનને રાજ્ય ચલાવવાનુ કામ સોપ્યુ, ને કચ્છ સાથે સલાહ કરી

**અંગ્રેજી રાજ્યમાં વધારો ૧૧** આજ સુધી મુંબાઈ ને તેની પાસેના થોડાક મૂલક સિવાય પશ્ચિમ હિંદમા અગ્રેજોને તાબે ઘણો મૂલક નહોતો, લોર્ડ હેસ્ટિંગ્સે પેશ્વાનુ રાજ્ય જીતીને તથા હોલ્કર

ને ભોસલે પાસેથી કેટલોક મૂલક લેઈ પશ્ચિમ હિંદના અંગ્રેજી રાજ્યમા વધારો કર્યો તેમા ગુજરાત, ખાનદેશ, મહારાષ્ટ્ર ને ડેકાણે એ મુખ્ય છે આ નવા જીતેલા મૂલકનો હેસ્ટિંગ્સે ડહાપણથી ને ઉદારતાથી લોકોના મન સતોષી બદોબસ્ત કર્યો નિશાળો સ્થાપી, પ્રજાને કેળવણી આપવાનો પ્રથમ બગાળામા પાયો નાખ્યો. આ દેશમા પહેલવહેલુ વર્તમાન પણ એનાજ વખતમા કલકત્તામા શરૂ થયુ. લોર્ડ હેસ્ટિંગ સન ૧૮૨૩ મા વિલાયત ગયો.

લોર્ડ આમર્સ્ટ. ૧૨ હેસ્ટિગ્સ પછી લોર્ડ આમહર્સ્ટ ગવર્નર જનરલ થઈને આવ્યો. સન ૧૮૨૩, તેના વખતમા મુખ્ય બે બનાવ બન્યા બ્રહ્મી લોક સાથે લઢાઈ ને ભરતપુરની જીત

બ્રહ્મી લોક સાથે લઢાઈ. ૧૩ બ્રહ્મી લોકે આસામ પ્રાત જીત્યાથી તેમનુ રાજ્ય અંગ્રેજી રાજ્યની નજીક આવ્યુ. બ્રહ્મી લોક ના જૂલમથી નાસીને ત્યાથી પ્રજા અંગ્રેજી રાજ્યમા આવી, તેને એ લોક પાછી માગવા લાગ્યા, પણ અંગ્રેજોએ પછી આપી નહિ વળી બગાળાની પૂર્વનો પ્રાચીન આરાકાનના રાજ્યનો કેટલોક ભાગ બ્રહ્મી રાજા દાવો કરીને માગવા લાગ્યો, તે પણ ન આપ્યાથી અંગ્રેજ અને બ્રહ્મી વચ્ચે વૈર વધ્યુ બ્રહ્મી લોકે લઢાઈની પહેલ કરી આરાકાન પાસેના શાહપુરી બેટ નજીકના અંગ્રેજી વહાણુપર હલ્લો કરી કેટલાક માણસ માર્યા તથા કેદ કર્યા અંગ્રેજી લશ્કરે એ બેટ ફરીને જીતી લીધો વળી બ્રહ્મી લોકે કાચરના રાજ્ય ઉપર હલ્લો કર્યો. તેમને સજા કરવાને લોર્ડ આમહર્સ્ટે અંગ્રેજી લશ્કર જમાવી કેમ્પબેલના ઉપરીપણા નીચે બ્રહ્મદેશ ઉપર મોકલ્યુ. સન ૧૮૨૩. તે લશ્કરે રગુન જીત્યુ તથા કાચર ઉપર ગયેલા લશ્કરે બ્રહ્મી લશ્કર પાછુ કહાડ્યુ, એવામા ચોમાસુ બેઠુ ને અંગ્રેજી સૈન્યમા મદવાડ ચાલી ઘણા માણસ મરણ પામ્યા, તેથી હિંદી સૈન્ય બેદિલ થયુ. બ્રહ્મી લોકને જાદુ આવડે છે તેથી તેમના દુશ્મનો માર્યા જાય છે, એવો તેમનામા વહેમ પેઠો. આ કારણથી બરાખપુરની ૪૭ મી દેશી પલટણે બ્રહ્મદેશ ઉપર જવાની ના પાડી.

બંડ કર્યું અંગ્રેજે તે લશ્કર ઉપર તોપો ચલાવી કેટલાકને માર્યા, કેટલાકને ફાંસી દીધી ને કેટલાકને બરતરફ કર્યા સન ૧૮૨૪ મા આસામ ને તીનાસરીમ જીત્યા તથા બ્રહ્મી સરદાર મહાબંદુલા માર્યો ગયો સન ૧૮૨૬ માં આવાની નજીક પાગામ આગળ અંગ્રેજી સૈન્યે બ્રહ્મી રાજાને હરાવી સલાહ કરી, તેમા એવો ઠરાવ થયો કે લઢાઇના ખર્ચ બદલ બ્રહ્મી રાજાએ એક કરોડ રૂપીઆ તથા આસામ, આરાકાન ને તીનાસરીમ પ્રાંતો અંગ્રેજને આપવા, તથા આરાકાનનો ડુંગર બન્ને રાજ્યની હદ સમજવી

**ભરતપુરની જીત** ૧૪ બ્રહ્મી લઢાઈ ચાલતી હતી તેવામા સન ૧૮૨૫ મા ભરતપુરનો રાજા બળદેવસિંગ મરણ પામ્યો. તેથી ત્યાના રેસિડંટ આક્ટરલોનીએ તેના બાળકુંવરનો હક્ક ગણી તેને ગાદી આપવાનો ઠરાવ કર્યો, પણ તેના પિત્રાઇ* દુર્જનસાલે એ



ભરતપુરનો કિલ્લો.

બાળકને ઉઠાડી ગાદી લીધી ને અંગ્રેજ સાથે લઢવાની તઇયારી કરી આક્ટરલોની પણ બાળરાજાની સહાયે આવવાની તૈયારી

કરવા લાગ્યો પણ ગવર્નર જનરલે વચ્ચે પડવાની મના કરી, તેથી તેને માઠુ લાગવાથી તેણે રાજીનામુ આપ્યુ, તેની જગાએ મેટકાફ રેસિડટ નિમાયો આગળ જતા ગવર્નર જનરલને પોતાની ભૂલ જણાયાથી તેણે મેટકાફને લખ્યુ કે બળદેવસિંગના બાળકુંવરની વહારે જવુ, ને એ કામ પાર પડવાને લૉર્ડ કોમ્બરમિયરને ૨૦ હજાર સૈન્ય સાથે ભરતપુર મોકલ્યો સન ૧૮૨૫ તેણે એ સાલમા ભરતપુરનો અજીતગઢ જીત્યો ને બાળરાજાને ગાદી આપી રાજ્યની વ્યવસ્થા કરવાની ગોઠવણ કરી તથા દુર્જનસાલને અલ્લાહાબાદમાં કેદ કર્યો સન ૧૮૨૬ વર્ષમા થોડા દિવસ સીમલામા રહેવાનો રિવાજ લોર્ડ આમહર્સ્ટના વખતથી પડયો તે સન ૧૮૨૮ મા વિલાયત ગયા, તેથી તે જગાએ લોર્ડ વિલિયમ બેન્ટિક ગવર્નર જનરલ થઇને આવ્યો ઈ સ ૧૮૨૮

**લોર્ડ વિલિયમ બેન્ટિંક** ૧૫ વેલોરના બળવા વખતે એ મદ્રાસમા ગવર્નર હતો, એના સમયમા કુર્ગ ખાલસા થયુ, મહિસૂરના રાજ્ય ઉપર જપ્તી બેઠી, ખર્ચ ઘટાડી ઉપજ વધારવાની યુક્તિ યોજાઈ કાચરનું રાજ્ય ખાલસા થયુ, કેટલાક નાના બળવા બેસી ગયા દેશી લોકોને મોટા હોદ્દા મળે તેમ થયુ સતી મનુષ્યવધ, ઠગાઈ, દીકરીઓની હત્યા વગેરે બધ થયુ, તથા દેશીઓને અગ્રેજી કેળવણી મળે તેવા ઉપાય લેવાયા



વિલિયમ બેન્ટિંક

**લોર્ડ વિલિયમ બેન્ટિંકની રાજ્યનીતિ.** ૧૬ એના સાત

વેર્ષના અમલમા નાના નાના ઝઘડા થયા તે સિવાય રાજ્યમા શાતિ ચાલી એણે નવા રાજ્ય જીતીને રાજ્ય વધારવાની લાલચ રાખી નહિ પરતુ જીતાયલા રાજ્યમા શાતિ રાખી રાજ્ય આબાદ કરી રૈયતને સુખી રાખવાને મહેનત કરી, તોપણ પોતાના રાજ્યમા હાનિ થાય, ને તાબાના રાજાઓની પ્રજા પીડાય તો તેનો બદો-બસ્ત રાખવાને તે બેદરકાર રહ્યો નહિ

**કાચર ને કુર્ગ ખાલસા થયાં** ૧૭ બગાળાની પૂર્વ આવેલા કાચરનો રાજા અપુત્ર મરી જવાથી ત્યાની પ્રજાની માગણીથી એ રાજ્ય ખાલસા કર્યું સને ૧૮૩૨ કુર્ગનો રાજા પોતાના સગાવહાલાને મારી નાખી તથા પ્રજાને અસત દુખી કરી ઉન્મતપણે વર્તવા લાગ્યો, તેથી બેન્ટિક તેના ઉપર સૈન્ય મોકલી તેને હરાવ્યો ને કુર્ગની પ્રજાની રજીખુશીથી એ રાજ્ય પણ ખાલસા કર્યું ૧૮૩૪

**મહિસૂર ઉપર જપ્તી બેઠી.** ૧૮ મહિસૂરનુ રાજ્ય લોર્ડ વેલેસ્લીએ હૈદર ને ટીપુના પ્રધાન પુર્ણિયાના વહીવટમા ને અગ્રેજ અધિકારીઓની દેખરેખ નીચે મૂકયુ હતુ, પણ ઉમર લાયક થયા પછી રાજાએ રાજ્ય પોતાને સ્વાધિન લીધુ, ને પુર્ણિયાને કહાડી મૂકયો, તેથી રાજ્યમા અધેર ચાલીને મહિસૂરમા બળવો ઉઠયો લૅાર્ડ બેન્ટિકે લશ્કર મોકલી બળવો સમાવ્યો ને મહિસૂરના રાજ્ય ઉપર જપ્તી બેસાડી ઇ સ ૧૮૩૨

**નાના નાના બળવા** ૧૯ બગાળાના નૈઋત્ય કોણના ડુગરમા કોલ વગેરે અનાર્ય લોકો રહે છે તેઓ બરાબર ખેતી કરતા નહોતા, તેથી ત્યાના જમીનદારોએ પોતાની ઉપજ વધારવાને બહારના મહેનતુ લોકોને વસાવી તેમની જમીન લેઈ લીધી, તેથી એ લોકોએ સન ૧૮૩૨ મા બડ કર્યું, પણ લૅાર્ડ બેન્ટિકે એ બડ શમાવી તેમની અરજ સાભળી બદોબસ્ત કર્યો (૨) સૈયદ અહમદ નામે પજાબી મુસલમાને બગાળામા ૧૮૨૨ મા એક નવો ધર્મ ચલાવ્યો હતો એ ધર્મના લોકો તોફાન કરવા લાગ્યાથી હિદુ જમીનદારોએ તેમનો દડ કર્યો, તેથી ટીટુમીરની સરદારી નીચ તે

મણે બંડ કર્યું બેન્ટિંકે તે બંડ શમાવ્યું. (૩) જોધપુરનો રાજા માનસિહ ગાડો થવાથી પટાવતોએ એને ગાદીએથી ઉઠાડયો, તે ફરી ને ગાદી ઉપર આવ્યો ત્યારે પટાવતો ઉપર વેર લેવા લાગ્યો, તેથી પટાવનો પોતાનું લશ્કર જમાવી જોધપુર ઉપર ચઢયા, ત્યારે માનસિંહે અંગ્રેજની સહાય માગી, તેથી તેઓ પાછા ગયા વળી રાજાએ લડાઈના કામ કરવા માંડયા ને ગવર્નર જનરલને અપમાન આપ્યું, ત્યારે અંગ્રેજી સૈન્ય મોકલવાનો હુકમ થવાથી રાજા તાબે થયો. સન ૧૮૩૪ (૪) જેપૂરનો રાજા બાળક હોવાથી તેની મા કારભાર કરતી હતી તેણે વાણીઓ દિવાન રાખ્યો, તેથી પટાવતોએ ગુસ્સે થઈ એક રજપૂતને દિવાન નીમ્યો રાણી તેના કામમા આડે આવી કારભાર ચાલવા દેતી નહિ. તે વખતે અંગ્રેજ રેસિડેન્ટ આકટરલોની હતો તેણે વચ્ચે પડી વાણીઆને બોલાવ્યો. આગળ જતા પટાવતો ટંટો કરવા લાગ્યા એ ટંટો રેસિડેટ મેટકાફે વચ્ચે પડી પતાવ્યો, તોપણ ખરેખરૂ સમાધન તો આગળ જતા રાજા રાણી મરણ પામ્યા ત્યારે થયુ. (૫) ભોપાળની સિકંદરે બેગમને તેના જમાઈ સાથે અણબનાવ થયો, તેથી જમાઈએ બંડ કર્યું પણ તે હારીને નાઠો પરન્તુ ગવર્નર જનરલે વચ્ચે પડી સમાધાન કરાવ્યુ.તેની દીકરીને ગાદીએ બેસાડી બેગમને જાગીર આપી એ નવી બેગમે હોશિયારીથી રાજ્ય ચલાવ્યુ

**ખર્ચમાં ઘટાડો.** ૨૦, પાછલા ગવર્નર જનરલોના વખતમા મોટી મોટી લડાઇઓ ચાલી રાજ્યમા ઉપજ કરતા ખર્ચ વધી ગયુ હતુ તેથી લોર્ડ બેન્ટિંકે ખર્ચ કમી કરવાની યોજના કરી. સરકારી મોટા હોદ્દાના પગારદારોનો પગાર ઘટાડયો, કેટલાક મોટા ખાતા બંધ કર્યા, કેટલાક અમલદારો ને બે કામ સોપી ખર્ચ ઘટાડયુ, લશ્કરી અમલદારોને છાવણીમા પણ પૂરૂં ભથ્થુ મળતું તે અર્ધું મળે એવો ઠરાવ કર્યો એ રીતે વરસે દોઢ કરોડ રૂપીઆનું ખર્ચ તેને ઘટાડયુ, તેમજ માળવાના અફીણ ઉપર જકાત નાંખીને ઉપજ વધારવાનુ એક નવુ દ્વાર ઉઘાડયુ.

**સુધારા.** ૨૧ ૧. વળી એણે ઈન્સાફ જલદી મળે એવો ન્યાય-

ખાતામાં સુધારો કર્યો જડજથી ઉતરતા દરજ્જાની સદર અમીન, મુનસફ વગેરેની કોર્ટો કાઢી, તે જગા દેશીઓને આપવાનું ઠરાવ્યુ ૨ કોર્ટોમા ફારસી ભાષામા કામ ચાલતું તે અટકાવી સ્થાનિક દેશી બોલીમા કામ ચલાવવાનો હુકમ કર્યો ૩. દેશીઓને કેળવણી આપવા માટે સસ્કૃત કોલેજો કહાડી હતી તે સાથે લોર્ડ બેન્ટિક દેશીઓને અગ્રેજી ભાષામા કેળવણી આપી, તેની મારફત યુરોપની વિદ્યાનું જ્ઞાન આપવાનો ઠરાવ કર્યો તેથી અંગ્રેજી સ્કૂલો તથા વૈદ્યક શીખવવાની પાઠશાળાઓ સ્થપાઇ એણે સતી થવાનો ધારો બધ કર્યો ઓઢિયાના કધ લોકમા નરમેધ કરવાનો રિવાજ હતો તે અટકાવ્યો વળી રજપૂતોને તેમા વિશેષે કરીને જાડેજામા દીકરીઓને દૂધપીતી કરવાનો રિવાજ હતો તે અટકાવ્યો

ઠગ લોકોનો બદોબસ્ત ૨૨ મધ્યહિંદમાં ઠગ લોક રહેતા હતા, તે જાત્રાળુઓને અને મુસાફરોને ઠગી મારી નાખતા ને તેમનું સર્વસ્વ લેઇ લેતા હતા તેઓ વેષ બદલી મુસાફરો સાથે મળી જતા ને લાગ સાધી તેમને મારી નાખતા. આ નિર્દય વાત કપ્તાન સ્લીમાનની મારફતે લોર્ડ બેન્ટિકના જાણવામા આવ્યાથી તેણે તેજ કપ્તાનને ઠગ લોકની તપાસ કરવાનુ કામ સોપ્યુ. તેણે સન ૧૮૩૦ થી તેમની શોધ કરવા માડી ને ત્રણ ચાર વર્ષમા તેમનો બદોબસ્ત કર્યો, પછી એ ઠગ લોકોને જબલપુરમા તણુ વણવાનું કામ શીખવી ઉદ્યમ લગાડયા

વિલાયત જવાનો રસ્તો. ૨૩ લોર્ડ વિલિયમ બેન્ટિકના વખત પહેલા યુરોપમા જવાનો માર્ગ કેપ આવ ગુડ હોપને ફરીને હતો. એ રસ્તે ઇગ્લાડ પહોચતા ચાર પાચ માસ થતા લોર્ડ બેન્ટિકના વખતમા આગબોટથી મિસરને માર્ગે યુરોપ જવાનો માર્ગ નીકળ્યાથી એક માસમા ઇગ્લાડ જવાય એવુ થયુ

વાયવ્ય પ્રાંતો. ૨૪ એણે વાયવ્ય પ્રાંતોમા જમીનદારીની નવી ગોઠવણ કરી ત્રીસ વર્ષ માટે ગામવારીની રીત દાખલ કરી, તે હજુ ચાલે છે. વળી એ પ્રાતોનો વહિવટ કરવાને વાયવ્ય પ્રાંતોનો એક ન્યોખ્લાકો સર કરી ચાર્લ્સ મેટકાફને આગ્રાનો ગવર્નર ઠરાવ્યો. ૧૮૩૩.

**સિંધ ને પંજાબ** ૨૫ સન ૧૮૦૯-૧૦ મા હિંદ ઉપર ફ્રેંચ હુમલાની દહેશત હતી હાલમા તે ભય મટીને રૂશ લોકના હુમલાને ડર પેઠો રૂશ લોકે મધ્ય અશિઆમા પોતાના રાજ્યને વધારો કર્યો તથા તેઓ કાબુલમા ખટપટ કરવા લાગ્યા તેથી ગવર્નર જનરલે પંજાબમા જઈ ત્યાના શીખ રાજા રણજીતસિંગ સાથે મિત્રતા બાધી વળી મેજર પોટીંજરને સિંધના અમીરો સાથે સધિ કરવાને મોકલ્યો નદીને માર્ગે વેપારીના વહાણો જવા દેવાની એ સધિ હતી એ સલાહ કરવાની અમીરોની ઇચ્છા નહોતી, પરંતુ અગ્રેજ એલચીના ઉપદેશથી તેમણે તે માન્ય કરી

**કંપનીનો નવો પટો** ૨૬ સન ૧૮૧૩ મા કંપનીને વીસ વર્ષની સનદ મળી હતી તેની મુદત સન ૧૮૩૩ મા પૂરી થવાથી નવો પટો મળ્યો એ સનદ પણ ૨૦ વર્ષની હતી તેમા કંપનીને વેપાર કરવાની બિલકુલ બંધી કરી, ચીનનો વેપાર પણ સર્વ પ્રજાને માટે ખુલ્લો મળી કંપનીને માત્ર હિંદનુ રાજ્ય ચલાવવાની પરવાનગી મળી

**લોર્ડ બેન્ટિંકની વિદાયગીરી** ૨૭ એ રીતે લોર્ડ બેન્ટિંક દેશીઓનો વહાલો થઈ, રાજ્યમા શાંતિ કરી, ઉપજમા વધારો ને ખર્ચમા ઘટાડો કરી સન ૧૮૩૫ મા વિલાયત ગયો

## પ્રકરણ ૮ મું
## અંગ્રેજી રાજ્યનો વધારો.
### સન ૧૮૩૫ થી સન ૧૮૪૪ સુધી.

**૧ સર ચાર્લ્સ મેટકાફ ૨. લોર્ડ આકલાંડ ૩. સતારાના રાજાને પદભ્રષ્ટ કરવો ૪ કાબુલનુ રાજ્ય. ૫ કોહિનૂર ૬. શાહસુજા ફરીને કાબુલ જીતે છે ૭. રણજીતસિંગ પેશાવર જીતે છે ૮ ઈરાની લશ્કર હિરાત ઉપર ચડે છે. ૯ કાબુલ ઉપર ચઢાઈનુ કારણ ૧૦. સિંધના અમીરો સાથે નવી સધિ. ૧૧ ખીલાતના ખાન સાથે સલાહ ૧૨ શાહસુજા કાબુલની ગાદીએ બેસે છે ૧૩ ખીલાત જી-**

તવું. ૧૪ દોસ્તમહુમદ શરણે થાય છે. ૧૫ કાબુલમાં બળવો ૧૬. હારનો બદલો લેવાનો ઠરાવ ૧૭. ચીન સાથે લડાઇ ૧૮ લોર્ડ એલનબરો ૧૯ કાબુલની હારનો બદલો વાળવો ૨૦ સિંધ પ્રાંત ખાલસા થયો. ૨૧ ગ્વિલિઅરના રાજ્યનો બંદોબસ્ત ૨૨. લોર્ડ એલનબરોની વિદાયગીરી

સર ચલર્સ મેટકાફ ૧. બેન્ટિક વિલાયત ગયો ત્યારે વાયવ્ય પ્રાંતોનો ગર્વનર સર ચાર્લ્સ મેટકાફ સર્વ વાતે બેન્ટિકના અભિપ્રાયને અનુસરનારહોવાથી ડિરેકટરોએ તેનેગવર્નરજનરલ બનાવ્યો તેણે સન ૧૮૩૫ મા છાપખાનાને છૂટ આપી પોતાના વિચાર દર્શાવવાની સ્વતંત્રતા બક્ષી એવામા ઇગ્લાંડમા પ્રધાન મંડળ બદલાયાથી નવા મંડળે છાપખાનાને છૂટ આપ્યાનુ સર મેટકાફનુ કામ નાપસંદ કરી તેની જગાએ લાર્ડ આકલાડને ગવર્નર જનરલ નીમીને મોકલ્યો, ઇ સ ૧૮૩૬



સર ચાર્લ્સ મેટકાફ

લોર્ડ આકલાંડ ૨. લોર્ડ આકલાડના વખતમા ત્રણ બનાવ બન્યા ૧, સતારાના રાજાને પદભ્રષ્ટ કરવો ૨ અફઘાનિસ્તાન સાથે યુદ્ધ ૩ ચીન સાથે લઢાઇ

સતારાના રાજાને પદભ્રષ્ટ કરવો. ૩ સતારાનો રાજા પ્રતાપસિંગ અંગ્રેજ સરકાર સામે બંડ કરવાની તૈયારી કરતો જણાયાથી ગવર્નર જનરલે તેને પદભ્રષ્ટ કરી તેની ગાદી તેના ભાઈ આપાસાહેબને આપી તેને કાશીમા કેદ કર્યો. ઇ સ ૧૮૩૯

કાબુલનું રાજય ૪ અહમદશાહ અબદલીનુ રાજય બહુ જોરાવર થયુ ને તેના તાબામા અફઘાનસ્તાન સિવાય કાશ્મિર, બલ્ખ, સિંધ ને

હિરાતના મૂલક આવ્યા. અહમદશાહનો વ શજ ઝમાનશાહ હિંદ ઉપર ચઢવાને આવ્યો હતો, એ વાત પાછળ આવી ગઇ છે. તે પછી શાહ સુજા નામે કાબુલમા રાજા થયો, તેની પાસેથી તેના ભાઇ મહમદે પોતાના વજીર ફતેખાનની સહાયથી કાબુલનુરાજ્ય જીતી લીધુ તેથી શાહસુજા હિ દમા નાસી આવી અ ગ્રેજને આશ્રયે લુધીઆણામા રહેવા લાગ્યો. આગળ જતા કાબુલમા ફતેહખાનને મહમદે મરાવી નાખ્યાથી તેના વીશ ભાઇઓએ મહમદનુ રાજ્ય જીતીને તેને કાઢી મૂકયો તે હિરાત જઇ રાજ્ય કરવા લાગ્યો, ફતેહખાનના ભાઇઓએ કાબુલનું રાજ્ય વહેચી લીધુ. તેમા કાબુલ ને ગીજની દોસ્તમહમદને ભાગ આવ્યા.

કોહીનૂર પ. આ પ્રખ્યાત હીરો દિલ્લીનુ રાજ્ય પઠાણોએ જીત્યુ ત્યારે તેમના હાથમા આવ્યો. તે પછી મોગલોના તાબામા આવ્યો જ્યારે મોગલ ખજાનો લૂટીને નાદીરશાહ ઈરાન ગયો, ત્યારે એ હીરો ત્યા ગયો નાદીરના મરણ પછી તે હીરો અહમદશાહ અબદલ્લી પોતાના સાથે કાબુલ લાવ્યો. તેના વ શજ શાહસુજાએ હિ દમા આણ્યો શાહસુજા પાસેથી પ જાબના શીખ રાજા રણજીતસિંગે લીધો, પણ પ જાબ અગ્રેજોએ જીત્યુ ત્યારે તે અંગ્રેજોના હાથમા આવ્યાથી હાલ તે ઈંગ્લાડના રાજાના તાજમા બિરાજે છે.

**શાહસુજા ફરીને કાબુલ જીતે છે.** ૬. શાહસુજાએ સને ૧૮૩૩ મા રણજીતસિ ગ સાથે સલાહ કરી, તેની મદદથી તે કાબુલ જીતવા ચાલ્યો. સિ ધ કાબુલનું ખ ડીઉ હતું, તેથી ત્યાના અમીરો પાસેથી પાછલી ચઢેલી ખ ડણીની તેણે માગણી કરી અમીરોએ ત્રણ લાખ રૂપીઆ આપી તેનુ મન મનાવ્યુ શાહસુજા ત્યાથી કદહાર ઉપર ચઢયો ને તે જીત્યુ ઇ સ ૧૮૩૪ પણ એજ સાલમા દોસ્તમહમદે તેને હરાવીને કાઢી મૂકયો, તેથી તે ખીલાતના ખાન મહેરાબખાનનો આશ્રય મેળવી લુધીઆણે પાછો આવ્યો સન ૧૮૩૫

**રણજીતસિ ગ પેશાવર જીતે છે** ૭ દોસ્તમહમદ કંદહાર પર ચઢયો, તે તકનો લાભ લઇ રણજીતસિંગે પેશાવર જીતી લીધુ. દોસ્તમહમદ ૬૦ હજાર લશ્કર જમાવી પેશાવર પાછુ લેવાને

આવ્યો. પણ તે હારીને પાછો ગયો. સન ૧૮૩૫. ફરીને સન ૧૮૩૭ મા પેતાના દીકરા અકબરખાનને સૈન્ય આપી પેશાવર જીતવાને મોકલ્યો. તેણે શીખ સરદારને હરાવી માર્યો, પણ રણજીતસિંગે તરતજ નવુ લશ્કર મોકલી અફઘાનોને મારી કાઢયા.

**ઈરાની લશ્કર હિરાત ઉપર ચઢે છે ૮** સન ૧૮૩૭ મા રૂશિયન લોકોની શિખામણથી ઈરાનના શાહે હિંદની કુચી હિરાત લેવા માટે લશ્કર મોકલ્યુ તેમણે પ્રાય માસ સુધી હિરાતને ઘેરો ઘાલ્યો એવામા મેજર પોર્ટિંજર મધ્ય એશિયામા શોધ કરવા ગયો હતો, તે હિરાત આવી પહોચ્યો. હિરાત ઈરાનીઓના હાથમાં જશે તો રૂશિયાને હિંદ જીતવુ સહેલું પડશે એવુ તે માનતો તેથી સ્વમતથી સ્વરાજ્યના રક્ષણાર્થે ને સ્વદેશાભિમાનથી હિરાતના શાહમહમદ પાસે જઈને નોકર રહ્યો. તેણે હોંશિયારી, બહાદુરી દક્ષતા, હીંમત અને આગ્રહથીજ હિરાત બચાવ્યુ ને ઈરાનીઓ થાકીને પાછા ગયા ઇ. સ ૧૮૩૮.

**કાબુલ ઉપર ચઢાઈનું કારણ. ૯** સન ૧૮૩૭. મા રૂશિયાએ એક એલચીને કાબુલના અમીર પાસે મોકલ્યો દોસ્તમહમદ રૂશિયાના પક્ષમા જશે તો રૂશિયા હિંદ ઉપર ફાવી જશે, એવા ડરથી અમીરને પોતાના પક્ષમા લેવાને તેની સાથે સંધિ કરવાને બર્ન્સ નામે અંગ્રેજી વકીલને કાબુલ મોકલ્યો દોસ્તમહમદે તેને કહ્યુ કે જો તમે પેશાવર પાછુ અપાવો તો તે રૂશિયાની કે કોઈની દરકાર નહિ કરતા હું તમારો સાચો મિત્ર થવા રાજી છુ, પણ ગવર્નર જનરલથી તેમ બને તેમ નહોતું, તેથી બર્ન્સ પાછો આવ્યો, ને દોસ્તે રૂશિયા સાથે દોસ્તી કરી. લોર્ડ આકલાંડે મેકનાટનને પંજાબ મોકલી રણજીતસિંગ સાથે મળીને શાહસુજાને કાબુલની ગાદીએ બેસાડવાને ત્રિપુટી સંધિ કરી સન ૧૮૩૮, એ રીતે શાહસુજાની મદદે જવાને એક લશ્કર બંગાળેથી ને એક મુંબાઈથી રવાના કરવાનો હુકમ થયો

**સિંધના અમીરો સાથે નવો સંધિ ૧૦.** શાહસુજાએ સને ૧૮૩૩ માં સિંધના અમીરો પાસેથી ત્રણ લાખ રૂપીઆ લેઇ પાછલી ખ૬-

ણીનું ૭ જીનામુ આપ્યુ હતુ, તોપણ તેણે પાછલી ૨૫ લાખ રૂપીઆની ખંડણી આપવાની ફરીને માગણી કરી તથા અમીરો સાથે નવી સધિ કરી તેમા એવુ ઠરાવ્યુ કે અમીરોએ અગ્રેજનુ ઉપરીપણુ કબૂલ કરવું ને ૪ હજાર અગ્રેજી લશ્કર રાખી તેના ખર્ચ બદલ ત્રણ લાખ રૂપીઆ દર સાલ આપવા આ નવી સધિ કરવાને અમીરો રાજી નહોતા પણ મુબઇનુ લશ્કર લઈ મી કીન કરાચી આવ્યો ને તે જીતીને હૈદરાબાદ ઉપર ચઢયો ત્યારે અમીરોએ સધિ ઉપર સહી કરી

**ખીલાતના ખાન સાથે સલાહ** ૧૧ મુબાઈ અને બગાળાનું લશ્કર શીકારપુર આગળ એકઠુ થઈ બોલનઘાટમા પેઠુ, ત્યા ઘાસ પાણી વગર ઊટ અને ભારબરદારી જનાવરો મરવા માડયા, ખોરાક પાછળ રહ્યો હતો તે બલુચી લૂટારા લૂટવા લાગ્યા તેથી લશ્કરને હેરાનગતી ભોગવવી પડી એ સર્વનો બદોબસ્ત કરવાને ખીલાતના ખાન મહેરાબખાન સાથે સધિ કરવા સારૂ બર્ન્સને મોકલ્યો એ સધિમા એવુ ઠર્યું કે મહેરાબખાને ખોરાક પૂરો પાડવો તથા હવે પછી આવતી ખોરાકી સલામત પહોચાડવી

**શાહસુજા કાબુલની ગાદીએ બેસે છે.** ૧૨ અગ્રેજી સૈન્યે ૧૮૩૯ મા કદહાર જીતી ગીજની લીધુ, ને ત્યાથી તે કાબુલ ઉપર ચઢયુ ખૈબરને માર્ગે શાહસુજાહનો દીકરો તૈમુર તથા શીખ લશ્કર પણ આવી પહોચ્યા, દોસ્તમહમદ નાસી ગયો ને સન ૧૮૩૯ મા શાહસુજા કાબુલની ગાદીએ બેઠો કાબુલ, કદહાર, ગીજની ને જલાલાબાદ વગેરે સ્થળે શાહના રક્ષણાર્થે ૧૦ હજાર અગ્રેજી લશ્કર રાખી બાકીનુ લશ્કર હિદમા આવ્યુ

**ખીલાત જીત્યુ.** ૧૩ મુબાઇનુ લશ્કર પાછુ લઇ જનાર જનરલ વિલ્ટશાયરને હુકમ કર્યો હતો કે ખીલાતના મહેરાબખાને ખોરાકી બરાબર પહોચાડી નહિ તથા બલૂચી લૂટારાને અટકાવ્યા નહિ, માટે પાછા વળતા તેને સજા કરવી, તેથી તેના ઉપર અગ્રેજી સૈન્ય ચઢયુ, ને સન ૧૮૩૯મા મહેરાબખાનને મારી ખીલાત લીધુ ખીલાતની ગાદી મહેરાબના એક સગાને આપી તેના રાજ્યમાથી ત્રણ કબ્જપ પ્રાતો શાહસુજાના રાજ્યમા જોડી દીધા

**દોસ્ત મહમદ શરણે થાય છે.૧૪,** અગ્રેજી લશ્કરે કાબુલ જીત્યુ ત્યારે દોસ્તે ઉત્તરમા નાશી જઇને લશ્કર જમાવ્યુ સર રૉબર્ટ સેલ તેના પાછળ પડયો. તેમની પરવાન અગળ સન ૧૮૪૦ મા લઢાઇ થઇ. તેમા દોસ્તમહમદ જીત્યો, તોપણ તેને કાબુલ જીતવાની આશા નહિ પડવાથી તે અગ્રેજને શરણે આવ્યો દોસ્તને બે લાખ રૂપીઆનુ વર્ષાસન આપી તેના કુટુબ સાથે કલકત્તે મોકલ્યો ઇ. સ ૧૮૪૦



દોસ્તમહમદ



અકબરખના

**કાબુલમાં બળવો. ૧૫** અફઘાન લોકોને પોતાનો દેશ ફિરગીઓની સત્તામા રહે તે પસદ પડતુ નહોતુ તેથી સન ૧૮૪૧ મા તેમણે બડ કરવા માડયા પ્રથમ ગીલજાઇ લોકે બળવે કરી સર રૉબર્ટ સેલને જલાલાબાદ જતા હેરાન કર્યો પછી કાબુલમા બળવો થયો તેનો આગેવાન દોસ્તમહમદનો દીકરો અકબરખાન હતો તેણે દગાથી મેકટન તથા બર્ન્સ વગેરેને માર્યા. અગ્રેજી સૈન્ય ગભરાયુ

સેનાપતિ એલફિન્સ્ટન ઘરડો ને બારિક સમય માટે અયોગ્ય હતો. તેણે અંગ્રેજના નામને શરમ પમાડનારી સરત* કરી હિંદમા પાછા જવાનું કબુલ કર્યું, એલ્ફિન્સ્ટન, લેડી મેકનાટન, લેડી સેલ વગેરેને બાંહેધરીમા આપી સૈન્ય આગળ ચાલ્યુ ૧૬૨ હજારમાંથી માત્ર ડાકટર બ્રાઇડોન એકલો જલાલાબાદ જઇ પહોચ્યો બાકીનું સૈન્ય બરફ, ભૂખ, થાક ને દુશ્મનના મારથી મરણ પામ્યુ. જલાલાબાદમા સર રોબર્ટ સેલ, ને કંદહારમા જનરલ નાટ બહાદુરીથી પોતાનો બચાવ કરી રહ્યા બંડખોરોએ શાહસુજાને મારી નાખ્યો સન ૧૮૪૧

**હારનો બદલો લેવાનો ઠરાવ ૧૬** કાબુલની હારનો બદલો વાળવાનો ઠરાવ ગવર્નર જનરલે કરીને ખૈબરને માર્ગે જનરલ પોલોકને અને બોલનને માર્ગે જનરલ ઈંગ્લંડને જવાનો હુકમ કર્યો. જાનેવારી ૧૮૪૨ પણ આકલાડ સહેબના એ કામથી વિલાયતના અધિકારીઓ નાખુશ થવાથી તેમણે લોર્ડ એલનબરોને તેમની જગાએ ગવર્નર જનરલ ઠરાવી મોકલ્યો,તે સને ૧૮૪૨ ના ફેબ્રુઆરીમા હિંદ આવ્યો

**ચીન સાથે લહાઇ ૧૭** લોર્ડ આકલાંડના સમયમાં ચીન સાથે લઢાઈ થઈ ચીનમા હિંદનુ અફીણુ જતું, તે ખાઇને ત્યાના લોક પાયમાલ થતા, તે જોઈ ચીનના પાદશાહે પોતાના દેશમા અફીણુ લાવવાની મના કરી, તોપણુ હિંદુ વેપારીઓ તે ચોરીથી લાવવા લાગ્યા. કતાનના સુબાએ એ ચોરીના માલની તપાસ કરાવી તેનો નાશ કરાવ્યો, તેથી વેપારીઓને નુકસાન થયુ. તેનો બદલો લેવાને તેમણે અંગ્રેજ સરકારની મદદ માગી, તેથી લોર્ડ આકલાડે હિંદમાથી જનરલ ગાફની સરદારી નીચે લશ્કર મોકલ્યુ. ઈ. સ. ૧૮૪૦. તેણે ચીનના શાહને હરાવી સંધિ કરવાની જરૂર પાડી. તેમા એવો ઠરાવ થયો કે ચીનના શાહે " હાગકાંગ અંગ્રે-

* કાબુલ, કંદહાર, ગીજની ને જલાલાબાદ ખાલી કરી જવુ દોસ્તમહમદને છુટો કરવો શાહસુજા લાખ રૂપીઆ વર્ષાસન લઇ કાબુલમા રહે. કિવા હિંદમા જાય ને તેના બદલામા અકબરખાએ ખોરાકી ને ગાડા આપી અંગ્રેજી લશ્કરને હિંદમા વગર હરકતે જવા દેવુ.

જેને આપવો ને ચીનના ચાર બંદરોમા વેપાર કરવાની રજા આપ-વી. " સન ૧૮૪૨

**લોર્ડ એલનબરો,** ૧૮. એલનબરોના વખતમા ત્રણ બનાવ બન્યા ૧. કાબુલની હારનો બદલો વાળવો. ૨ સિંધ જીતવુ ૨.ગ્વા-લિયરના રાજ્યનો બંદોબસ્ત

**કાબુલની હારનો બદલો વાળવો.** ૧૯. ખાઇબરને માર્ગે પોલોકને, અને બોલાનને માર્ગે ઇગ્લડને લશ્કર તથા ખોરાકી આપીને અફઘાનિસ્તાન ઉપર મોકલ્યા પોલોકે જલાલાબાદ જઈ સરરોબર્ટ સેલના લશ્કર સાથે મળી કાબુલ ઉપર ચઢાઇ કરી. જનરલ ઈગ્લડ કદહાર પહો ચ્યો.એટલે જનરલ નાટનું લશ્કર ગીજની પર ચઢયુ, અને તે જીતી કાબુલ ભણી ચાલ્યુ બંને તરફથી લશ્કર આવતુ સાભળી અકબરખાન નાસી ગયો, ને અગ્રેજ કેદીઓને તુર્કસ્તાન ભણી મોકલી દીધા જેના કબ્જામા એ કેદીઓ હતા તેણે લાચ લઈ તેમને અંગ્રેજી લશ્કરને સોપ્યા અગ્રેજી લશ્કરે કાબુલના બજારનો નાશ કર્યો, શહેર લૂટયુ ને તેને આગ લગાડી પોતાની હારનો બદલો લીધો પછી તેઓ સર્વે હિંદમા આવ્યા ને દોસ્તમહમદને છૂટો કરી કાબુલ મોકલ્યો.

**સિંધ પ્રાંત ખાલસા થયો** ૨૦ સિંધ ત્રણ ભાગમા વહે-ચાયલું હતું, ને તેમા જૂદા જૂદા અમીરો રાજ્ય કરતા હતા. ઉપલા સિંધમાં ખૈરપુરનો અમીર રૂસ્તમ મુખ્ય હતો, તે સિવાય મીરજાપુર, હૈદરાબાદ ને તેમના પેટામા ઘણા અમીરો સ્વતત્ર હતા, ને તે દરેક સાથે ૧૮૩૯ મા જૂદી જૂદી સધિ થઈ હતી. સન ૧૮૪૨ મા સિંધના અગ્રેજ અમલદારોએ એકની ભૂલના જવાબદાર સઘળા અમીરોને ગણવાનો ઠરાવ કર્યો ત્યાના અંગ્રેજ અધિકારી આઉટરામે તેમાના બે કે ત્રણ અમીર ઉપર કાબુલની હાર પછી અંગ્રેજ સામી દુશ્મનાવટ ધરાવે છે એવુ તહોમત મૂકયુ ગવર્નર જનરલે સર ચાર્લ્સ નેપિયર નામે યોદ્ધાને તેની તપાસ કરવા મોકલ્યો તે ઇગ્લાડથી નવો આવેલો હતો. તેને હુકમ કર્યો કે ઉપલા તહોમત બાબત તપાસ કરવી, પણ

ખાતરી થયા સિવાય તેમની વિરૂદ્ધ કાંઈ પણ પગલુ ભરવુ નહિ. પરંતુ આ દેશના લોકની ખટપટથી, રીતભાતથી ને ભાષાથી અજાણ્યા નેપિયરે ત્રણે અમીર ઉપર તહોમત સાબીત ગણી તેમની વિરૂદ્ધ પગલુ ભર્યું તથા તેમના મૂલકનો કેટલોક ભાગ જપ્ત કરીને તેમને મળવાને બાલાવ્યા તેઓ ડરીને નાસી ગયા, ને હૈદરાબાદમા આઉટરામ નવી સંધ કરવામા રોકયો હતો તેની પાસે ગયા તેમણે તેને કહ્યું કે અમારા ઉપરનુ તહોમત ખોટુ છે. આઉટરામે નવી સંધ ઉપર સહી કરવાને કહ્યું, તેમા તેમની ટંકશાળ બંધ પાડવાનું લશ્કરના ખર્ચ બદલ મૂલક આપવાનુ ને એકની ભૂલ બદલ સઘળાને જવાબદાર રહેવાનુ હતુ. આ શરતો અમીરોને પસંદ નહોતી. તેમણે કહ્યુ કે અમારો અંગ્રેજ સામે થવાનો ઈરાદો નથી, અમે ગુન્હો કર્યો નથી અને કરવાની અમારી તાકાત પણ નથી, છતા વગર કારણે અમને આ નવી સંધિ ઉપર સહી કરવાને શા માટે ફરજ પાડો છો ? છવટ આઉટરામના આગ્રહથી તેમણે સહી કરી પછી તેમણે કહ્યું કે હૈદરાબાદમા બલુચીઓ હથિયારબંધ એકઠા થયા છે, તે કોઈના કબજામા નથી માટે તમે સલામત જગાએ જાઓ નહિ તો તેમના કામના જવાબદાર અમે રહીશુ નહિ પરંતુ તેમની માગણી ઉપર તેણે લક્ષ આપ્યુ નહિ સંધિ ઉપર સહી થયા પછી ત્રીજે કે ચોથે દિવસે પેલા બલુચીઓએ આઉટરામ ઉપર હુમલો કર્યો તેથી આઉટરામ નાસીને પીયરના લશ્કરને જઈ મળ્યો. સન ૧૮૪૩ મા મીઆણી આગળ ને હૈદરાબાદ આગળ બલુચીઓ હાર્યા. તેથી એ પ્રાંત તેજ સાલમા ખાલસા કરવામાં આવ્યો. ખૈરપુરના અમીર અલીમુરાદ જે તેના ભાઈ રૂસ્તમ અને બીજા અમીરાના નાશનું મૂળ હતો, તેનોજ મૂલક માત્ર રહ્યો. ભાવલપુરનો નવાબ જે અગાઉથી અંગ્રેજ પક્ષમા હતો, તેને અમીરોના મૂલકમાથી થોડા ભાગ આપીને નવાજ્યો

સિંધિઆના રાજ્યના અંગે મસ્ત ૨૧. દોલતરાવ સિંધિઆ સન ૧૮૨૭ મા મરણ પામ્યાથી તેની સ્ત્રીએ જનકોજીને દત્ત

લીધો હતો, તે સન ૧૮૪૩ મા મરણ પામ્યો જનકોજીની સ્ત્રીએ જીઆજીરાવને દત્તક લીધો. તે આઠ વર્ષનો હોવાથી જનકોજીનો મામો કારભાર કરવા લાગ્યો; પણ દાદા ખાસજીવાળાએ રાણીને કબજે લઈ મામાને કાઢી મૂકી કારભાર પોતાના હાથમા લીધો. દાદા અંગ્રેજની વિરુદ્ધ પક્ષનો હતો, તેણે સિંધિઆના કવાયતી લશ્કરને કબજે લીધુ, ગવર્નર જનરલે દાદાને કાઢી મૂકવાને લખ્યુ એ કાગળ દાદાએ રાણીને બતાવ્યોજ નહિ રાણીએ દાદાને કાઢી મૂકવા કબૂલ કર્યું. ત્યારે રાણીના ત્રણ ઉમરાવો ગવર્નર જનરલ પાસે આવીને કહેવા લાગ્યા કે રાણી ને રાજા આપને મુલાકાતે આવે છે, તે આવે ત્યા સુધી અંગ્રેજ લશ્કર અમારા રાજ્યમા આવતું અટકાવો, આપ કહેશો તે પ્રમાણે કરવાને અમો તૈયાર છીએ પણ એ વાત નહિ માનતા ગવર્નર જનરલે લશ્કરની કૂચ જારી રાખી સિંધિઆનું લશ્કર શહેર બહાર અંગ્રેજને અટકાવવા ચાલ્યુ ને વગર સરદારે મહારાજપુર ને પનીઆર આગળ બહાદૂરીથી વઢ્યુ, પણ તે હાર્યાથી ગવર્નર જનરલે ગ્વાલિયર આવી સિંધિઆ સાથે નવી સંધિ કરી. તેનું ૪૦ હજાર લશ્કર હતુ તે ઘટાડી ૯ હજાર કર્યું ગ્વાલિયરમા અંગ્રેજી લશ્કર રાખી તેનુ ખર્ચ સિંધિઆ આપે એવુ ઠરાવ્યુ, અને રાણીને ત્રણ લાખનુ વર્ષાસન બાંધી આપ્યુ ૧૮૪૪

**લોર્ડ એલનબરોની વિદાયગીરી.** ૨૨ સિંધ ને ગ્વાલિયરની લઢાઈઓ ઇગ્લાડમા પસંદ પડી નહિ, ને તેથી લોર્ડ એલનબરોને વિલાયત પાછો બોલાવા લીધો, ને તેની જગાએ લોર્ડ હાર્ડિંજને ગવર્નર જનરલ ઠરાવીને મોકલ્યો, સન ૧૮૪૪ લોર્ડ એલનબરોના વખતમા સન ૧૮૪૩ મા ગવર્નર જનરલની કાયદા બાધનારી કૌન્સિલના મી બર્ડ નામે મેમ્બરે હિંદમા ગુલામનો ધંધો કરવાની બંધીના કાયદાનો ખરડો કર્યો, તે ગવર્નર જનરલે મંજૂર કરી એ વેપાર અટકાવ્યો.

## પ્રકરણ ૯ મું.
## શીખ રાજ્ય.

૧ રણજીતસિંગ. ૨ રણજીતસિંગ શીખ લશ્કરને કવાયત શીખવે છે ૩. રણજીતસિંગના રાજ્યનો વધારો. ૪ શીખ લશ્કર યુરોપિયન કવાયત શીખે છે ૫ વાહબી પંથ ૬. રણજીતસિંગ પેશાવર જીતે છે ૭. રણજીતસિંગના રાજ્યનો મધ્યાહ્ન ૮. રણજીતસિંગનું ભવિષ્ય ૯ રણજીતની રાજ્યપદ્ધતિ. ૧૦ શીખ રાજ્યમાં કુસંપ ૧૧ સૈન્ય રાજ્ય ૧૨. શીખ સાથે ૧લું યુદ્ધ ૧૩. શીખ સરદારોનો બળવો. ૧૪. શીખ સાથે બીજું યુદ્ધ ૧૫ મુલતાન જીતવું. ૧૬ બળવાનો અંત ૧૭. શીખ રાજ્યની આખર.

રણજીતસિંગ. ૧ બંધુના મૂઆ પછી પણ શીખ લોકોનો લડાયક જુસ્સો નરમ પડયો નહતો, એ લોકોનું પ્રબળ પંજાબમા વધારે હતુ, એ પંથ માનનાર નાના નાના જાગીરદારો પંજાબમા વધારે હતા, તેમાના માનસિંગ નામે સરદારને રણજીતસિંગ નામે પુત્ર થયો. બાપના મરણથી બાર વર્ષની બાળવયે રણજીતસિંગ ગાદીએ બેઠો સન ૧૭૯૨ બાળપણમા બળીઆ નિકળ્યાથી એની એક આખ ગઇ હતી હૈદર કે શિવાજીની માફક એ પણ કાંઇ વિદ્યા શીખ્યો નહોતો, છતા એ બંનેના જેવા રાજ્યસ્થાપક ગુણો એનામા હતા તે વખતે પંજાબ કાબુલના દુરાની રાજાના તાબામા હતુ જ્યારે કાબુલના ઝમાનશાહે હિંદ ઉપર સવારી કરી ત્યારે રણજીતસિંગે તેને સહાય કરી તેના બદલામા શાહે તેને લાહોર ઇનામમા આપ્યુ, ને પોતાની તરફથી તેને પંજાબનો સુબો ઠરાવ્યો સને ૧૮૦૧ તે પછી કાબુલમા દુરાની ભાઇઓ માહોમાહે લઢીને નબળા થયા ત્યારે રણજીતસિંગ સ્વતંત્ર થયો. શીખ લોક બહાદૂરને લઢવૈયા છે તેમનું મન મેળવી લેઇ તેણે સતલજ સુધીનો મૂલક જીતીને તાબે કર્યો સતલજ ને જમના નદીની વચ્ચે સરહિંદ પ્રાંત છે, તેમા નાના નાના શીખ સરદારો રાજ્ય કરતા હતા રણ-

જીતસિંગે તેમના ઉપર ઉપરીપણાનો દાવો કર્યાથી તેમણે અંગ્રેજોની સહાય માગી. અંગ્રેજોએ તેમની સાથે સંધિ કરી તેમને પોતાના આશ્રયમા લીધા. તેથી રણજીતસિંગ તે તરફ આગળ વધતો અટક્યો.

**રણજીતસિંગ શીખ લશકરને કવાયત શીખવે છે.** ૨ સન ૧૮૦૯ મા મેટકાફ રણજીતસિંગ સાથે સંધિ કરવાને લાહોર આવ્યો ત્યારે તેના લશ્કરની ટુકડીની કવાયત જોઈ રણજીતસિંગ ચકિત થયો ને તેણે પોતાના લશ્કરને કવાયત શીખવવાનું ધાર્યું પ્રથમ તેના લશ્કરે પોતાની રીત છોડી કવાયત શીખવાને આનાકાની કરવા માડી પણ રણજીતસિંગ તેમને પગાર વધારવાની લાલચ આપીને તેમની કવાયત ઉપર ધ્યાન આપીને તથા પોતે કવાયત કરવા માડીને લશ્કરીઓને



રણજીતસિંગ.

કવાયત ઉપર ધ્યાન આપતા કર્યાં એ રીતે નિરંતર ધ્યાન આપ્યાથી એનું લશ્કર કવાયતી બન્યુ, તથા તેનુ તોપખાનુ વખાણવા જોગ થયુ.

**રણજીતસિંગના રાજ્યનો વધારો** ૩ સન ૧૮૦૯ સુધીમા એણે સઘળા શીખ સરદારોને તાબામા આણી પોતાનુ રાજ્ય ફેલાવવા માડયુ તે સમયે મુલતાન કાબુલના અમીરના તાબામાં હતું. તેના ઉપર સવારી કરીને બે લાખ રૂપીઆ ખંડણી લીધી. સને ૧૮૧૦ સન ૧૮૧૩ મા એણે કાબુલના વજીર ફતેહખાન સાથે સિંધિ કરીને કાશ્મિર જીતવાનો ઠરાવ કર્યો. પણ વજીર એકલાએ તે જીત્યાથી રણજીતને તેમા ભાગ મળ્યો નહિ, તેથી તેણે

અટકનો કિલ્લો ને તેની પાસેનો મૂલક ફતેહખાનને હરાવીને લીધો, અને સિંધુ સુધી પોતાના રાજ્યની હદ વધારી કાબુલનો શાહ સુજા એને આશ્રયે આવી રહ્યાથી તેની પાસેથી રણજીતે કોહિનૂર પડાવી લીધો તેથી શાહ અંગ્રેજને આશ્રયે લુધીઆણામા આવી રહ્યો. સન ૧૮૧૮ મા કાબુલના અમીર મહમદના દીકરા કામરાને ફતેહખાન વજીરને મારી નાખ્યાથી તેના વીશ ભાઈઓએ મહમદને હિરાત નસાડી મૂકી અફગાનિસ્તાનનો કબજો લીધો એ ગરબડનો લાભ લઈ રણજીતે સન ૧૮૧૮ મા મુલતાન ને ૧૮૧૯ મા કાશ્મિર જીતી લીધા તથા સન ૧૮૨૧ સુધીમા સુલેમાન ને સિંધુ નદીની વચ્ચેની સિંધ સુધીની પટી જીતી લીધી

**શીખ લશ્કર યૂરોપિયન કવાયત શીખે છે. ૪** સન ૧૮૨૨ મા નેપોલિયન બોનાપાર્ટના સરદાર કર્નલ એલાર્ડ અને વેનચુરા તેના લશ્કરમા નોકર રહ્યા તેમણે તથા તે પછી જનરલ કોર્ટ ને આવીટબાઈલે શીખ લશ્કરને યૂરોપિયન લઢાઈની કવાયત તથા કળા શીખવી, તેથી એનું લશ્કર ને તોપખાનું હિંદમા સર્વ દેશી રાજ્યો કરતા ચઢીઆતું થયુ.

**વાહબી પંથ ૫.** અમીરખાન પિંઢારાના લશ્કરમાં સૈયદ અહમદ એક નાનો સરદાર હતો તેણે અમીરખાનનું લશ્કર વેરાયા પછી નવો ધર્મ ચલાવ્યો તેને વાહબી પંથ કહે છે અહમદ સને ૧૮૨૨મા બંગાળામા ગયો ત્યા એના ઘણા શિષ્ય થયા એ અહમદે સન ૧૮૨૭ મા બળવો કરીને પેશાવર ઉપર હલ્લો કર્યો, પણ તે હાર્યો ફરીથી સન ૧૮૩૦ મા હલ્લો કરીને તેણે પેશાવર જીત્યુ, પણ તે ફરીને હાર્યો, ને કાશ્મિરમા નાસી ગયો ત્યા એનો શિષ્ય ટીટુમીર હતો તેણે બંગાળામાં જઈને બળવો કર્યો એ વાત પાછળ આવી ગઈ છે. ટીટુના બળવાની પૂર્વે અહમદને રણજીતના લશ્કરે મારી નાખ્યો હતો. ઇ. સ. ૧૮૩૧

**રણજીત પેશાવર જીતે છે. ૬** સન ૧૮૨૩ માં રણજીતે પેશાવર ઉપર ચઢાઈ કરી, પણ નોશેરા આગળ એનુ લશ્કર હાર્યાથી વધારે લશ્કર લાવીને એણે પેશાવર જીત્યુ. ને દોસ્તમહમદના

ભાઈ યારમહમદને ખંડણી આપવાની શરતે પાછું સોંપ્યું આગળ જતા જ્યારે દોસ્તમહમદ શાહ સુજા પાસેથી પાછળ કહ્યા પ્રમાણે કંદહાર પાછું લેવાને ગયો, ત્યારે રણજીતે પેશાવર ઉપર હલ્લો કરીને જીતી લીધું ને પોતાના રાજ્યમા મેળવી જનરલ આવીટેબાઇલને ત્યાનો સુબો ઠરાવ્યો. એ પ્રમાણે રણજીતસિંગે પરદેશીઓનો વિશ્વાસ કરી પોતાના લશ્કરના જનરલ બનાવ્યા. એટલું જ નહિ પણ તેમને પોતાના રાજ્યમા સુબેદાર ઠરાવ્યા દોસ્તમહમદ પેશાવર જીતવાને આવ્યો પણ હારીને પાછો ગયો ઇ સ ૧૮૩૫.

**રણજીતના રાજ્યનો મધ્યાહ્ન**, ૭ સન ૧૮૩૫ સુધીમા રણજીતસિંગે એક નાની ઠકુરાતમાથી તાતારથી સિંધ સુધી ને સતલજથી સુલેમાન સુધીનુ વિસ્તીર્ણ રાજ્ય બનાવ્યુ એના રાજ્યની ઉપજ અઢી કરોડ રૂપીઆ ને લશ્કર એક લાખ માણસનું હતું. એના રાજ્યની પૂર્વ હદ ઉપર અગ્રેજ ને તેમના મિત્રોનો મૂલક હતો, ને સન ૧૮૦૯ની સંધિ પ્રમાણે એ મૂલક ઉપર તલપ મારવાની મના હતી, તેથી એના સરદારોનો આગ્રહ છતા એણે મરતા સુધી તે તરફ દૃષ્ટિ કરી નહિ. દક્ષિણ તરફ સિંધ જીતવાની એને ઇચ્છા હતી પણ અંગ્રેજો વચ્ચે પડવાથી એ વાત એણે બંધ રાખી, પશ્ચિમ તરફ ફેઅરઆબાદમાં જવાની એના લશ્કરની મરજી નહોતી, તેથી હવે એના રાજ્યની હદ આવી રહી સન ૧૮૩૯ મા રણજીતસિંગ મરણ પામ્યો, ત્યારે એના ખજાનામા બાર કરોડ રૂપીઆ સિલક હતી

**રણજીતસિંગનું ભવિષ્ય** ૮, એણે પોતાના એક સરદારના પુત્રને અંગ્રેજી ભણવા મોકલ્યો હતો તે આવ્યો ત્યારે હિંદનો નકશો પથરાવીને લાહોરનું રાજ્ય બતાવવા કહ્યું, તે પછી એણે પૂછ્યું કે હિમાલયથી લંકા સુધી આ લાલ લીટીની હદ શાની છે ? છોકરે કહ્યું કે એ તો અગ્રેજી રાજ્યની હદ છે એ સાભળી એણે નકશાને લાત મારી કહ્યું કે "આ બધો લાલ થઇ જશે." મતલબ કે આખું હિંદ અંગ્રેજી થશે. તે પછી દશ બાર વર્ષમાં તો એનું રાજ્ય અગ્રેજીમા જોડાયુ

**રણજીતની રાજ્ય પદ્ધતિ** ૯. રણજીતસિંગ 'ભણેલો' નહોતો, તથાપિ એના કારભારીઓ કાગળપત્રો લાવે તે સાભળી તે ઉપર પોતાનો અભિપ્રાય આપતો, એણે જાતમહેનતથી મૂલકો જીત્યા ને જય મેળવ્યા તોપણ તે લખાણુમા ને બોલવામા પોતાને શીખસમાજના મુખી તરીકે ગણાતો, રાજા તરીકે નહિ શીખ સમાજને "ખાલસા" કહેતા ને એનુ લશ્કર ખાલસાનું લશ્કર કહેવાતું ને 'ખાલસાનો જય' એમ બોલતા એથી સરદાર, સીપાઈ ને લોક એની સાથે પૂજ્યભાવથી વળગી રહેતા સઘળા વિજયો–પરાક્રમો પરમેશ્વરને નામે ગુરૂ ગોવિંદની ખાતર અને ખાલસાની કીર્તિની ખાતર હતા, એમ સમજાવી એણે સર્વનો પ્રેમ મેળવ્યો હતો તે સન ૧૮૩૯ મા ૫૯ વર્ષની ઉમરે ૪૭ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો અંગ્રેજો એને પજાબનો સિંહ કહેતા

**શીખ રાજ્યમાં કુસંપ** ૧૦ રણજીત પછી તેનો પુત્ર કરકસિગ રાજ્ય કરવા લાગ્યો, પણ રાજ્યની ખરી સત્તા કરકસિગના પુત્ર નાઓનિહાલસિગના હાથમા હતી, ને તેનો કારભાર જામુભાઈઓમાનો ધ્યાનસિગ કરતો હતો, રણજીતસિગના સમયમા ગુલાબસિગ નામે રજપૂત તેનાપાયદળ લશ્કરમા હતો, તેની હોશિયારીથી તે આગળ જતા સરદાર થયો રણજીતે તેને જામુની જાગીર આપી હતી એ ત્રણ ભાઇ હતા તેમા ગુલાબસિંગ મોટો હતો. સન ૧૮૪૦ મા કરકસિગ મરણ પામ્યો ને તેજ દીવસે તેનો પુત્ર નાઓનિહાલ પણ મૂઓ તેથી રણજીતનો કુવર શેરસિગ ગાદીએ બેઠો ને ધ્યાનસિગ કારભારી થયો એવામા ગુલાબસિગે ચીનાઈ તીબેટ જીતવાનો વિચાર કર્યો, પણ અંગ્રેજોએ વચ્ચે પડી લાસા દરબાર સાથે સધિ કરાવી આગળ પજાબ દરબારમા ખટપટ ચાલી, તેમા શેરસિગ ને ધ્યાનસિગ મરાયા, તેથી રણજીતનો પાચ વર્ષનો કુવર દુલિપસિગ ગાદીએ બેઠો તેનો કારભાર તેનો મામો જુવાહિરસિગ તથા લાલસિગ નામે બ્રાહ્મણ કરવા લાગ્યા.

**સૈન્ય રાજ્ય** ૧૧ હવે રાજ્યની સઘળી સત્તા સૈન્યના હાથમાં આવી તેઓ ચાહે તેને ઉઠાડે ને ચાહે તેને બેસાડે. એવુ થયુ.

તેમણે ગુલાબસિંગને નમાવી ૬૮ લાખ ને મુલતાનના સુબા મૂળરાજને નમાવી ૧૮ લાખ રૂપીઆ લીધા, તથા જવાહિરસિંગને મારી નાખ્યો, તેથી લાલસિંગ દીવાન ને તેજસિંગ સેનાપતિ થયા જનરલ કોર્ટ નાસી ગયો ને જનરલ આવીટેબાઇલ જલાલાબાદ જતો રહ્યો દુલિપસિંગની મા, લાલસિંગ ને તેજસિંગ પણ પોતાની સલામતી માટે લશ્કરથી ડરવા લાગ્યાં. તેઓ લશ્કરના હાથમા રમકડા જેવા થયા

**શીખ સાથે ૧ લું યુદ્ધ.** ૧૧ શીખ રાજ્યની આવી અસ્થિર હાલત જોઇને ગવર્નર જનરલે પોતાના રાજ્યની સલામતી માટે સતલજની પૂર્વે ફીરોજપુરની આસપાસ ૪૦ હજાર લશ્કર જમાવેલુ હતુ. લાહોરના લશ્કરને કાઇ કામ ન હોવાથી તે બેફેન થયુ, તેથી કારભારીઓ ડરવા લાગ્યા, ને તેઓ લશ્કરનો નાશ થએલો ઇચ્છવા લાગ્યા અંગ્રેજો સિવાય તેમનો દોર નરમ પાડે તેવુ કોઇ ન હોવાથી છેવટે તેમણે પોતાના લશ્કરને સતલજની પૂર્વના મૂલક ઉપર હલ્લો કરવાને મોકલ્યુ, તેથી ૬૦ હજાર શીખ લશ્કર જબરા તોપખાના સાથે સતલજ ઓળગી આ પાર આવ્યુ ફીરોજપુરમા ૧૦ હજાર લશ્કર હતુ, પણ લાલસિંગે ને તેજસિંગે લઢાઇ ન કરતા આગળ ચાલી ફીરોજશહેર આગળ છાવણી નાખી સન ૧૮૪૫, ફીરોજપુરના લશ્કર ઉપર શીખ લશ્કરે હલ્લો કર્યો હોત તો તેનો નાશ કરી શકયા હોત, પણ શીખ સરદારો શીખ લશ્કરના જીતથી ડરતા હતા, તેથી તેમની જીત કરતા તેમનો નાશ વધારે ઇચ્છતા હતા, એવામા કમાન્ડર ઇન ચીફ ગાફ તથા ગવર્નર જનરલ હાર્ડીંજ આવી પહોચ્યા. વીશ હજાર લશ્કર લેઇ લાલસિંગે મુડકી આગળ અંગ્રેજી લશ્કર ઉપર હલ્લો કર્યો, પણ લાલસિંગ નાસી ગયાથી શીખ લશ્કર હારીને પાછુ છાવણીમા આવ્યુ. ત્યા આગળ ગાફે શીખ લશ્કર ઉપર હલ્લો કર્યો અંગ્રેજ લશ્કરે છાવણી લેવાને ઘણો પ્રયત્ન કર્યો. પણ તે લેવાઈ નહિ, ને બને લશ્કર પોતપોતાની જગાએ રહ્યા સવારમા લાલસિંગ નાસી ગયાથી શીખ લશ્કર પાછુ ફર્યુ, એ લઢાઇથી અંગ્રેજનો લડાઇનો સામાન

ખૂટી ગયો હતો, એવામા તેજસિંગ તાજું લશ્કર લેઈને આવ્યો; પણ તે લઢાઈ કર્યા વગરજ ચાલ્યો ગયો તેથી અંગ્રેજ લશ્કરનો નાશ થતો અટક્યો. જેના સરદાર આંધળા તેનુ લશ્કર કૂવામા પડે તેમા નવાઈ નથી નવા સામાન ને લશ્કરની સહાય આવતા સુધી અંગ્રેજ લશ્કર આગળ નહિ વધવાથી શીખ સરદાર રણજોરસિંગે નદીવાળ આગળ અંગ્રેજ સરદાર હેરી સ્મીથ ઉપર હલ્લો કરીને તેને હરાવ્યો, પણ એજ સરદારે અલીવાલ આગળ રણજોરને હરાવી પોતાની ગએલી આબરૂ પાછી મેળવી સન ૧૮૪૬ લાલસિંગની નાલાયકી જોઇ ગુલાબસિંગને દિવાન ઠરાવ્યો તેણે સલાહનુ કહેણુ ચલાવ્યુ પણ ગવર્નર જનરલે શીખ લશ્કરના હથિયાર લઇ લેવાની માગણી કરી, તે ગુલાબસિંગના હાથમા નહિ હોવાથી સાંધ થઇ નહિ. શીખ લશ્કરે સોબ્રાઓન આગળ છાવણી નાખી. અંગ્રેજ લશ્કરે આગળ વધી છાવણી ઉપર હલ્લો કર્યો. શીખ સરદાર લાલસિંગે શીખની નબળી જગા અંગ્રેજને બતાવ્યાથી, લાલસિંગ ને તેજસિંગ નાસી જવાથી અને તેજસિંગે જતી વખતે સતલજ ઉપરનો પૂલ તોડાવી નાખ્યાથી શીખ હાર્યા શીખ સરદાર શ્યામસિંગે મરતા સુધી બહાદૂરીથી લઢાઇ કરી બાકીના મરાયા કે નદીમા ડુબી ગયા. એ યુદ્ધમા ૮ હજાર શીખ મૂઆ ને અંગ્રેજી લશ્કરમાથી સુમારે ૨૪૦૦ માણુસ મરાયા ઈ સ ૧૮૪૬. આ જય મેળવી અંગ્રેજી લશ્કર લાહોર આવ્યુ ત્યા સલાહ થઇ, તેમા એવુ ઠર્યુ કે "સતલજ ને બીઆ નદી વચ્ચે દોઆબ પ્રાંત તથા લઢાઈના ખર્ચ બદલ દોઢ કરોડ રૂપીઆ અંગ્રેજોને આપવા, ૩૨૦૦૦ લશ્કર રાખી બાકીના શીખ લશ્કરને રજા આપવી મહારાજા મોટા થતા સુધી પંચથી રાજ્યકારભાર ચલાવવો. ને લાહોરમા અંગ્રેજ રેસિડેન્ટ રાખવો." લઢાઇના ખર્ચના રૂપીઆ આપવાના ખજાનામા ૫૦ લાખથી વધારે નહિ હોવાથી એક કરોડ રૂપીઆ ગુલાબસિંગે આપ્યા. તેના બદલામા અંગ્રેજે તેને કાશ્મિર ને જમુનો સ્વતંત્ર રાજા બનાવ્યો રાજાની માગણીથી થોડુ અંગ્રેજી લશ્કર પણ રાજાના બંદોબસ્ત માટે પંજાબમા રાખ્યુ. એ રીતે શીખની ૧ લી લડાઈનું છેવટ આવ્યુ. ઈ સ ૧૮૪૬

**શીખ સરદારોનો બળવો.** ૧૩. સને ૧૧૪૮ મા લોર્ડ હાર્ડિંજ વિલાયત ગયો, ને તેની જગાએ લોર્ડ દલહૌસી ગવર્નર જનરલ થયો. મુલતાન જીત્યા પછી રણજીતે મૂકેલો સુબો ૧૮૪૪ મા મરણ પામ્યાથી તે સુબાનો પુત્ર મૂળરાજ સુબો થયો; તેની સુબાગીરી ઉપર કાયમ થવાને દિવાન લાલસિંગે કરોડ રૂપીઆ માગ્યા, પણ છેવટે ૧૮ લાખ નક્કી થયા તે પછી શીખ દરબારમા કુસપ પેઠાથી તેણે તે આપ્યા નહિ. પણ અંગ્રેજે સ્વસ્થતા કર્યા પછી એ રૂપીઆની ફરી માગણી થવાથી મૂળરાજ લાહોર આવ્યો, ને ૧૮ લાખ રૂપીઆ આપીને તેણે રાજીનામુ આપ્યુ, તે સ્વિકારી તેની જગાએ ખાનસિંગને સુબા ઠરાવ્યો, તે તથા કેટલાક અંગ્રેજ અધિકારી થોડું લશ્કર લેઇ મૂળરાજ પાસેથી કબજો લેવાને મુલતાન ગયા. સન ૧૮૪૮. તેમણે પાછલા છ વર્ષનો હિસાબ માગ્યો પણ તેણે ચાલુ હિસાબ આપીને પાછલો હિસાબ આપવાની ના પાડી. કબજો લેનારાએ તે માન્યુ નહિ, તેથી તેની ઉશ્કેરણીથી તેના લશ્કરે અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા, તથા તેમની સાથે ગયેલું લશ્કર પણ ફરી જઇ મૂળરાજને મળી ગયુ તે રીતે મૂળરાજે પંજાબમા બંડનો પાયો નાખ્યો તે વખત બનુમા લેફટેનન્ટ એડવર્ડસ હતો તેણે લશ્કર જમાવ્યુ, તથા ભાવલપુરના નવાબને મદદે બોલાવ્યો, તેની પાસે ૧૮ હજાર લશ્કર જામ્યુ તે વડે તેણે મૂળરાજને કિનેરી ને સદુમેન આગળ હરાવ્યો, એવામા જનરલ વ્હીશ લશ્કર લઇ તેની મદદે આવ્યો. ને તેની સાથે શેરસિંગ નામે સરદાર શીખ લશ્કર લઇને આવ્યો, તેમણે મુલતાનને ઘેરો ઘાલ્યો. એ જોઇ દુલિપસિંગની મા અંગ્રેજને કાઢવાની ખટપટ કરવા લાગી એ ખટપટમા મુલતાનનો નવો સુબો ખાનસિંગ પણ સામેલ થયો વળી સરદાર શેરસિંગનો બાપ છત્રસિંગ જે હજારાનો સુબો હતો તેણે પણ બળવો કર્યો, ને તેના પુત્રને તેમા સામલ થવાને તે ઉશ્કેરવા લાગ્યો. એવામા શેરસિંગને બળવો કરવાનું કારણ મળ્યુ, જનરલ વ્હીશે મૂળરાજને હુકમ કહાવ્યો કે " મહારાણી વિકટોરીઆને નામે મુલતાન ખાલી કરવુ " એ ઉપરથી સર્વ શીખ સરદારોને ભય લાગ્યો કે પંજાબ અંગ્રેજે લઇ લેવાનું ધાર્યું છે, એથી શેરસિંગ પણ ફરી ગયો.

અને મૂળરાજને જઈ મળ્યો, તથા આખી પ્રજાને બડ કરવાને ઢં ઢેરા પીટાવ્યા પેશાવરનું લશ્કર છત્રસિંગને મળી ગયુ તથા દોસ્ત મહમદે શીખની વહારે આવવાને કબૂલ કર્યું. એ રીતે થોડી મુદતમા આખા પંજાબમા બળવો ફેલાયો સન ૧૮૪૮

**શીખ સાથે બીજું યુદ્ધ.** ૧૪, મુંબાઇના લશ્કરની મદદ આ-વતા સુધી જનરલ વ્હીશ ઘેરા ઉઠાવી દૂર છાવણી નાખીને પડયો, ને શેરસિંગ મુલતાનની બહાર નીકળ્યો. તેની સામે સેનાપતિ ગાફ આવી પહોચ્યો, ને રામનગર આગળ લઢાઇ કરી, પણ તેમા અંગ્રે-જને નુકસાન થયુ એ વખત શેરાસંગે ગવર્નર જનરલને બળવાનુ કારણ લખ્યુ કે અંગ્રેજે શીખને હલકા ગણી ગુલાબસિંગ રજપૂતને ચઢાવ્યો, મુસલમાનોનુ માન વધાર્યું અમારી મહારાણીને કાશીમા કેદ કરીને શીખ ધર્મ વિરૂદ્ધ પંજાબમા ગૌવધ ચલાવ્યો, તેથી બળવો થયો છે, પણ જો તે તમે અટકાવો તો અમે તાબે થવાને તૈયાર છીએ પણ તે માત્ર બહાનુ હતું એના લશ્કરમા વધારો થયા જતો હતો, સાદુલાપુર આગળ બીજી એક નાની લઢાઈ થઇ પણ તેમા કોઇની હાર જીત થઇ નહિ શેરસિંગ આગળ ચાલ્યો ને તેણે ચિ-લિયનવાલા આગળ જનરલ ગાફ સાથે યુદ્ધ કર્યું, તેમા શીખની બાર તોપો અંગ્રેજને હાથ આવી. અંગ્રેજની ચાર તોપ ને ત્રણ પલટણના વાવટા શીખને હાથ આવ્યા, ઇ સ ૧૮૪૯

**મુલતાન જીતવું** ૧૫ શેરસિંગના ગયા પછી થોડી મુદતમા મુંબાઇનુ લશ્કર જનરલ વ્હીશને આવી મળ્યુ, તેથી તેણે મુલતાન જીત્યુ ને ચિલિયનવાલાની લઢાઇ પછી એક માસમા તો તે ગાફને આવી મળ્યો

**બળવાનો અંત** ૧૬ શીખ લશ્કર શેરસિંગનો સરદારી નીચે ગૂજરાત આગળ છાવણી નાખી પડેલુ હતુ, ત્યા વ્હીશનુ લશ્કર આવ્યા પછી ગાફે હલ્લો કર્યો તેમા શીખ હાર્યા ને શેરસિંગ નાસી ગયો એની મદદમા દોસ્તમહમદના ૧૫૦૦ સવારો આવ્યા હતા તે પણ નાઠા, આખર શેરસિંગ, છત્રસિંગ ને બીજા સરદારો તથા લશ્કર હથિઆર મૂકી અંગ્રેજને શરણે આવ્યા શીખની પહેલી લઢાઇમા શીખ સરદારો બાયલા હોવાથી નાસી જતા, તે વખતે લઢાઈનો ઉત્સાહ લશ્કરમાજ હતો, પણ આ વખતે જેવુ શીખ લશ્કર બહાદૂર ને

ઉત્સાહી હતુ, તેવાજ તેમના સરદારો હોવાથી તેમને હરાવતા પહેલી વખત કરતા અગ્રેજોને વધારે મહેનત પડી ને નુકશાન પણ વધારે થયુ.

**શીખ રાજ્યની આખર.** ૧૭ હવે પજાબના શીખ રાજ્યની આખર આવી ગવર્નર જનરલના હુકમથી દુલિપસિંગને પાચ લાખનુ વર્ષાસન બાંધી આપ્યુ, ને રણજીતસિંગનુ રાજ્ય તેના કહેલા ભવિષ્ય પ્રમાણે અગ્રેજી રાજ્યમાં જોડાયુ મૂળરાજને જન્મકેદ કર્યો, તથા બીજા બડખોર સરદારોની જાગીરો લેઈ તેમને વર્ષાસન બાધી આપ્યા ઇ સ ૧૮૪૯ રણજીતસિંગે મરતી વખતે કોહિનૂર જગન્નાથજીમા આપવાનું કર્યું હતુ, તે મહારાણીશ્રીના તાજમા શોભવા માટે ઈગ્લાડ ગયો હવે હિંદમા સર્વ દેશીરાજ્યો અગ્રેજોમાં તાબામા આવ્યા.

---

## પ્રકરણ ૧૦ મું.

## અંગ્રેજી રાજ્યની પૂર્ણ કળા ને બળવો

૧ લોર્ડ હાર્ડીંજ. ૨. લોર્ડ દલહૌસી ૩ શીખ રાજ્યનું ખાલસા થવુ. ૪. બ્રહ્મદેશ સાથે લડાઇ. ૫ બીનવારસી. રાજ્યોનું ખાલસા થવુ. ૬ વર્ષાસન બળતાં બંધ કર્યાં ૭. વરાડ પ્રાંત અગ્રેજને મળ્યો. ૮. અયોધ્યાનું રાજ્ય ખાલસા કર્યું. ૯. કંપનીના પટામાં ફેરફાર. ૧૦ લોકોપયોગી કામો. ૧૧ લોર્ડ કનિગ ૧૨. ઇરાન સાથે લડાઇ. ૧૩ ચીન સાથે લડાઇ ૧૪ સિપાઇઓનો બળવો. ૧૫. બળવાનાં કારણ ૧૬ બળવાની શરૂઆત. ૧૭ બળવાનું શાંત થવું ૧૮. બડખોરોનું પકડાવુ ૧૯. હંડેરો. ૨૦. હિંદની રાજ્યવ્યવસ્થા

**લોર્ડ હાર્ડિંજ** ૧ લોર્ડ હાર્ડિંજ ઈ સ ૧૮૪૪ મા ગવર્નર જનરલ થઇ આવ્યો. તે પછીના બે વરસ પજાબના વિગ્રહમા ગયા પજાબનો વહીવટ કરવાને પચ નીમ્યા પછીના બે વરસ સલાહશાતિમા ગયા એ બે વરસમા એણે દેશ સુધારાનુ ઘણુ કામ કર્યું પાછલા આઠ વરસ લડાઈમા ગયાથી લોડ વિલિયમ બેન્ટકે સતી થવાની, દુધપીતી કરવાની ને નરમેધ કરવાની બધી

કરી હતી, તથા ફાંસિઆનો બંદોબસ્ત કર્યો હતો, તેનો બરાબર અમલ થયો નહોતો, તેથી હાર્ડિંજે તેનો બરાબર બંદોબસ્ત કરીને એ ક્રૂર ક્રિયાઓ થતી અટકાવી, તથા રાહદારી દાણ લેવાનું બંધ કરી વેપારને ઉત્તેજન આપ્યું, લૉર્ડ હાર્ડિંજ સન ૧૮૪૮ મા વિલાયત પાછો ગયો, ને તેની જગાએ લૉર્ડ ડલહૌસી ગવર્નર જનરલ થઈને આવ્યો

લૉર્ડ ડલહૌસી. ૨. એના વખતમા પાચ મોટા બનાવ બન્યા ૧ પંજાબ સાથે લડાઇ ને એ રાજ્ય ખાલસા કરવુ. ૨ બ્રહ્મદેશ સાથે લડાઇ ૩. બીનવારસી દેશી-રાજ્ય અને જેને રાજ્ય ચલાવતાં ન આવડે એવા રાજાઓના રાજ્યનુ ખાલસા થવુ ૪ કંપનીના પટામાં ફેરફાર ૫ રેલવે, તાર, પૂલ, વગેરે બંધાવવા અને કેળવણીને ઉત્તેજન આપવું


લૉર્ડ ડલહૌસી

શીખ રાજ્યનું ખાલસા થવું ૩ ગુજરાતની લડાઈમા શીખને હરાવ્યા પછી એ રાજ્ય ખાલસા કરી તેનો વહીવટ કરવાને સર જોન લારેન્સને નીમ્યો તેણે શીખ લોકના હથિયાર લેઇ લીધા, ને જમાબંદી નક્કી કરી જમીનવેરો કમી કર્યો, સડકો ને નહેરો બંધાવી આબાદી કરી. સખત ન લાગે એવો દિવાની ફોજદારી કાયદો ચલાવી લોકના મન શાંત પાડ્યા

બ્રહ્મદેશ સાથે લડાઇ ૪, બ્રહ્મદેશનો રાજા ઉદ્ધત થવાથી તેના કારભારીએ રંગુનના અંગ્રેજી વહાણના કપ્તાનનું અપમાન કર્યું. તથા ગવર્નર જનરલે તેનો જવાબ માગ્યો, તે ઉન્મત્તાઇથી આપ્યો, તેથી બ્રહ્મદેશ સાથે બીજી વારની લઢાઇ કરવાની જરૂર પડી. ઇ સ. ૧૮૫૨ અંગ્રેજી સૈન્ય બ્રહ્મદેશ ઉપર ચઢી ને માર્ટાબાન, રંગુન,

મેસીન ( વસાઇ ), પેગુ વગેરે જીતી લીધાં એવામા બ્રહ્મદેશના રાજાને પદભ્રષ્ટ કરીને તેનો ભાઇ ગાદીએ બેઠો તેણે અ ગ્રેજ સરકાર માથે સલાહ કરી તેમા પેગુપ્રાત અંગ્રેજને મળ્યો સન ૧૮૫૩ મા સિવાય બ ગાળામા લેણુદારોના જૂલમથી સન ૧૮૫૫ મા સંતાલ લોકે બળવો કર્યો, પણ તરતજ તે શમાવી દેઇ તે લોકનું સમાધાન કર્યું.

**બીનવારસી રાજ્યનું ખાલસા થવું** ૫ બીનવારસી રાજ્યોમાં પ્રથમ સતારાના રાજાએ લીધેલો દત્તક નામજુર કરી એ રાજ્ય ખાલસા કર્યું સન ૧૮૪૯. ૨. ઝાસીના રાજા દત્તપુત્રને પણ નામજુર કરી ત્યાનો રાજા સન ૧૮૫૩ મા મરણ પામ્યાથી તે ખાલસા કર્યું ૩ નાગપુરનો રાજા એજ સાલમા અપુત્ર મૂઆથી તેને પણ દત્તક નહિ લેવા દેતા એ રાજ્ય પણ ખાલસા કર્યું ૪ એ પ્રમાણે સમલપુરનુ રાજ્ય પણ ખાલસા થયુ

**વર્ષાસન મળતાં બંધ કર્યાં.** ૬. એ સાલમા બાજીરાવ પેશ્વા, કર્ણાટકનો નવાબ, અને તંજાવરનો રાજા મરણ પામ્યા તેઓ અપુત્ર હોવાથી તેમને અપાતા વર્ષાસન ગવર્નર જનરલે તેમના વારસને આપવાની મના કરી. બાજીરાવના દત્તપુત્ર નાનાસાહેબે વિલાયત સુધી ફરીઆદ ચલાવી, પણ તેમા એનુ કાઈ વળ્યુ નહિ કર્ણાટકના નવાબના સગાને કાઇક જીવાઇ બાધી આપી.

**વરાડ પ્રાંત અ ગ્રેજને મળ્યો** ૭ નિજામના રાજ્યમા કંપનીનું જે કંટીજન્ટ લશ્કર હતુ, તેના ખર્ચ બદલ નિજામ ઉપર લહેણુ ચડ્યુ હતુ, તેથી ગવર્નર જનરલે તે વસૂલ કરવા સન ૧૮૦૩ મા નાગપૂરના રાજા પાસેથી નિજામને અપાવેલો વરાડ પ્રાત કંપની સરકારને અપાવ્યો, એ પ્રાતમાથી ખર્ચ જતા બાકી વધે તે નિજામને આપવાનુ ઠરાવ્યુ. ઈ સ. ૧૮૫૩ છેવટે સન ૧૯૦૩ મા નીજામને દરવરસે ૨૬ લાખ ઉચક આપીને એ પ્રાત નાગપુરના રાજ્ય સાથે મેળવી તેનો મધ્યપ્રાત બનાવ્યો

**અયોધ્યાનું રાજ્ય ખાલસા કર્યું.** ૮. અયોધ્યાના નવાબના રાજ્યમાં ઘણું અધેર ચાલતુ હતું, તેથી તેનુ રાજ્ય સુધારવાને

પાછલા ગવર્નર જનરલ લોર્ડ બેન્ટિંક અને હાર્ડીંજે સૂચના આપી હતી, તોપણ તે ઉપર લક્ષ નહિ આપ્યાથી રૈયત પીડાતી હતી, તેથી દલહૌસીએ તેમને દુ ખમાથી છોડાવવાને નવાબને દર વર્ષે ૧૨ લાખનુ વર્ષાસન બાન્ધી આપી અયોધ્યાનુ રાજ્ય ખાલસા કર્યું ને જનરલ ઔટ્રામને પંજાબ જેવો વહીવટ ચલાવવાનુ સોપ્યુ એ પ્રમાણે લોર્ડ દલહૌસીએ પંજાબ ને પેગુ પ્રાંતો લઢીને, નાગપુર, સતારા, સંબલપુર ને ઝાસી બીનવારસી ખાલસા કરીને વરાડ પ્રાત નિજામ પાસેથી, ને અયોધ્યા પ્રાત નવાબ પાસેથી લેઇને કંપનીનું રાજ્ય પૂર્ણ કળાએ પહોચાડયુ. ખૈરપુરના મીરઅલી મુરાદ સાથે ટંટો થવાથી તેને વર્ષાસન બાન્ધી આપી એનુ રાજ્ય ખાલસા કર્યું તથા જેમા બંગાળાના ગવર્નરને હવા ખાવાનુ દાર્જિ-લિંગ આવ્યુ છે, તેની આસપાસનો ભાગ સીકીમના રાજા પાસેથી જીતી લીધો, તથા બાજીરાવ. તંજાવરનો રાજા ને કર્ણાકટના નવાબના પેન્શન બંધ કરીને કંપનીના ખર્ચમા ઘટાડો કર્યો

કંપનીના પટામા ફેરફાર ૯ સન ૧૮૩૩ મા થયેલા કંપ-નીના પટાની મુદત સન ૧૮૫૩ મા પૂરી થવાથી એ સાલમા નવો પટો કર્યો, તેમા કંપનીનો વહીવટ કરનારા ૨૪ ડિરેકટરો હતા તે ઘટાડીને ૧૮ કર્યા, તથા તેમના ૬ ડિરેકટર ઇંગ્લાડનો રાજા નીમે એવુ ઠરાવ્યુ બંગાળા, બહાર ને ઓઢિઆ પ્રાતનો લેફ્ટેનન્ટ ગવર્નર જૂદો ઠરાવ્યો ને સિવિલ સર્વિસની પરીક્ષા ઠરાવી તે પરીક્ષા આપવાની સર્વ પ્રજાને છૂટી આપી

લોકોપયોગી કામો. ૧૦ એ ગવર્નર જનરલના વખતમાં લોકોપયોગી કામો ઘણા થયા હિંદમા રેલવે ને તારની શરૂઆત પ્રથમ એના વખતમા થઇ, સન ૧૮૫૩ વળી એણે કેળવણી ખાતામા પણ સુધારો તથા વધારો કર્યો શીતળા કાઢવા માટે એક નવુ ખાતું કાઢી,આ દેશની પ્રજાને શીતળાની પીડાથી મુક્ત કરવાની યોજના કરી તેમજ સડક, પૂલ, કનાલ, બરાકો (લશ્કરી સોલ્જરોને રહેવાની જગા ) અને સરકારી ઈમારતો બાધવાનો ઠરાવ કરી પબ્લિક વર્કસ (ઇજનેર ) ખાતુ કાઢયુ વળી એના વખતમા ટપાલખાતું નવુ કાઢયુ આ સુયોગથી આગળ જતા ભરતખંડમા




લોર્ડ ડલહૌસીના વખતનુ હિંદુસ્થાન

લવે પથરાઇ ગઇ, તેથી એક ભાગમાંથી બીજા ભાગમા મુસાફરી
રવાની ને માલ લાવવા લઇ જવાની સુગમતા થઈ દેશ પરદેશ
ડીના છૂટા ભાગમા સમાચાર તાર મારફતે, ને કાગળપત્રો ટપાલ
ારફતે જવા લાગ્યા છાપખાના ને કેળવણી આપવાની શાળાઓ
ખ્યાથી પુસ્તકો ને વર્તમાનપત્રો દ્વારા લોકોને જ્ઞાન મેળવવાના
ાધનો વધ્યા હજારો મલની સડકો થવાથી અને કનાલો બાધવાથી
શમા વેપાર રોજગાર અને ખેતીવાડીને ઉત્તેજન મળવા લાગ્યુ એ
વર્નર ઇ. સ ૧૮૫૬ મા વિલાયત ગયો

લોર્ડ કેનિંગ. ૧૧ લોર્ડ ડલહૌસી પછી લોર્ડ કેનિંગ ગવર્નર જનરલ થયો એના વખતમા ત્રણ મોટા બનાવ બન્યા ૧ ઈરાન ને ચીન સાથે લડાઈ ૨. દેશી સિપાઈઓનો બળવો ૩ બળવાનું શાંત પડવુ અને હિંદી રાજ્ય કંપની પાસેથી મહારાણીશ્રીએ પોતાને સ્વાધીન લેવુ



લોર્ડ કેનિંગ

ઇરાન સાથે લડાઇ ૧૨ ઈરાનના શાહે પ્રથમ કરેલી શરત નહિ પાળતા હિરાત ઉપર સવારી કરી ને ગઢ લીધો. ઇ. સ ૧૮૫૬ તેમા રૂશીઆની ઉશ્કેરણી હોવી જોઇએ એમ માનવામા આવ્યુ, તેથી હિંદથી જનરમ ઔટ્રામને ઇરાન ઉપર મોકલ્યો. સન ૧૮૫૬ એણે કરક બેટ તથા બુશેર બંદર જીતીને સને ૧૮૫૭મા ઇરાની લોકોને હરાવી સંધિ કરી, તેમા



જનરલ ઔટ્રામ

ઇરાની શાહે હિરાત તથા અફગાનિસ્તાનપરનો દાવો છોડી દીધો

**ચીન સાથે લડાઇ** ૧૩. કતાનના ગવર્નરે અગ્રેજી માલને નુકસાન કરી ખલાસીઓને કેદ કર્યા, તેથી ચીન સાથે લઢાઇ ઉઠી. તેથી લોર્ડ એલ્જીનને ઈંગ્લાડથી, લશ્કર આપી ચીન ઉપર મોકલ્યો. સન ૧૮૫૭. આ વખતે ફ્રેન્ચ લોક પણ અગ્રેજની કૂમકે આવ્યા હતા બને સરકારોનાં લશ્કરોએ કતાન જીતીને ત્યાના ગવનરને કેદ કરી કલકત્તે મોકલી દીધો કતાનથી આગળ વધી એ લશ્કરે તીનશીન શહેર જીતી પેકીન ઉપ કૂચ કરી, ત્યારે ચીનના શાહે ભયભીત થઇ સંધિ કરી, તેમા હાગકાગ અગ્રેજને આપ્યુ આથી યૂરોપની મુખ્ય પ્રજાને ચીનમા વ્યાપારાર્થે આવવાની છૂટી મળી. ઇ. સ. ૧૮૬૦,

**સિપાઇઓનો બળવો.** ૧૪, ઉપરની બને લઢાઈઓ હિદ બહારના દેશોમા ચાલી. પણ ચીન સાથે લઢાઈ ચાલતી હતી તેવામા હિદના અગ્રેજી સૈન્ય પૈકી દેશી પલટણોએ સન ૧૮૫૭ મા બળવો કર્યો, એ બળવો મુખ્યત્વે પલટણોનો હોવાથી એને સિપાઇઓનો બળવો કહે છે

**બળવાનાં કારણ.** ૧૫. દેશી રાજાઓ અપુત્ર મરે કે નઠારી વર્તણુક ચલાવે, તેના રાજ્ય લોર્ડ ડલહૌસીએ ખાલસા કર્યાથી બીજા રાજારાણા ને હિદી પ્રજાને ભય પેઠો ૨. દેશી લશ્કરને જ્યા મોકલે ત્યા જઈ નોકરી કરવાની શરતે લશ્કરમા ભરતી કરવા માડી, પહેલા માત્ર હિદમાંજ નોકરી કરવાની હતી. ૩ રાઈફલ નામે બદુક સિપાઇઓને આપવામાં આવી. એ બદુકમા દારૂગોળી નાખવાને બદલે તોટીઓ નાંખવાની હતી. એક હાથમા બંદુક ઝાલી બીજે હાથે તોટી પકડી દાતવડે તોડીને તે તોટી બદુકમા નાખવાની હતી અગ્રેજી રાજ્ય ઉપર નારાજ થયેલા લોકોએ એવી વાત ઉડાડી કે એ તોટીઓની એક તરફ ગાયની ને બીજી તરફ ડુક્કરની ચરબી લગાવેલી છે કે જે કરડવાથી હિદુ મુસલમાન બને પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય સિપાઇઓએ એ વાત ખરી માની. લૂટ મેળવવાની લાલચે કેટલાક કમાઇ વગરના માણસો, તથા રાજ્ય ખોનારા ને પેન્શન બધ થએલા, એ સર્વ સિપાઇ-

ઓને બળવો કરવા માટે ઉશ્કેરવા લાગ્યા. ૪ દીર્ઘદૃષ્ટિ વાપરી આવી રીતે ગભરાયલા સિપાઇઓને શાંત પાડે એવા અમલદારોનો પણ એ સમયે તોટો હતો, કેમકે એ માણસો પંજાબ, અયોધ્યા, પેગુ નાગપુર વગેરે ઠેકાણે રોકાઇ ગયા હતા, તેથી સિપાઇઓ કબજે રહી શક્યા નહીં ૫ હિંદમાં તારને આગગાડી નવા થયા હતા આજ સુધી નહી થયેલા અને ન જોએલા એવા અદ્ભૂત કાર્યો જોઇને અજ્ઞાન લોકો એવું સમજ્યા કે અંગ્રેજ આપણને ખ્રિસ્તિ કરી વિલાયત લઈ જશે ને તેજ માટે એવા કાર્ય આરંભ્યા છે ૬ પાછલા ગવર્નર જનરલના વખતમાં કેળવણી ખાતામાં વધારો થયો હતો એ કેળવણી આપનારી શાળામાં કેટલીક ખ્રિસ્તિશાળાઓ પણ હતી અભ્યાસ ઉપરાંત એ ખ્રિસ્તિશાળામાં ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશ થતો હતો, તેથી તથા સરકારી શાળામાં કેટલીક વિદ્યાના તત્ત્વો હિંદી પ્રજા પ્રાચીન કાળથી માનતી હતી તેથી ઉલટા હતા એ સર્વ કારણોથી લોકોના મન અંગ્રેજી રાજ્ય તરફ શકમંદ થયા હતા ૭ વળી સન ૧૭૫૭ ની પ્લાસીની લડાઇને સન ૧૮૫૭ માં બરોબર સો વરસ થયા હતા, અને કેટલાક ગ્રહોના યોગની ગણતરી ઉપરથી કેટલાક જોશીઓ કહેતા હતા કે કંપનીનું રાજ્ય સો વર્ષ ચાલવાનું છે. તેથી ૮ સ ૧૮૫૭ માં એ રાજ્ય જશે એ સાલ પણ આવ્યાથી લોકોના મન ખળભળી રહી નવા ફેરફારનો રાહ જોવા લાગ્યા

**બળવાની શરૂઆત** ૧૬. બળવાની પ્રથમ શરૂઆત બંગાળામાં આવેલા બરાનપુર ને બરાકપુરમાં થઈ એ બને જગાના દેશી સિપાઇઓએ રાઇફલ લેવાની ના પાડી તેથી તેમના હથિયાર લેઇ લઇ રજા આપી આ સિપાઇઓએ પોતાની નોકરી છોડવાના કારણમાં રાઈફલની કાર્ટીજ ( તોટી ) ની વાત સઘળે ફેલાવી દીધી એ વખતે મીરતમાં લશ્કરની મોટી છાવણી હતી તા. ૧૦ મે સન ૧૮૫૭ ને રોજ ત્યાંના દેશી સિપાઇઓએ બંડ કરી યુરોપિયન અમલદારને મારી નાખ્યા. ત્યાં યુરોપિયન પલટણ હતી,

ણુ તેનો ઉપયોગ નહિ કર્યાથી દેશી પલટણો વધારે હીમતવાન ઈ દિલ્હી ગઇ, ને તે જીતી લીધુ. દિલ્હીમા દારૂગોળાનો મોટો ભડાર હતો, તે ત્યાના યુરોપિયન અધિકારીઓએ પોતાના જીવની રકાર નહિ કરતા સળગાવી મૂક્યો કે દુશ્મનોને હાથ જતો અટકે. દલ્હીનો પાદશાહ તથા તેનો શાહજાદો એ બડખોરના આગેવાન થયા, કાનપુરની દેશી પલટણો પણ ફરી ગઇ, તેમનો આગેવાન બાજીરાવનો દત્તપુત્ર નાનાસાહેબ થયો. તેણે યુરોપિયન અમલદારો, ડમો, ને બાળકોને અલ્લાહાબાદ સલામત પહોચાડવાનું વચન આપી વિશ્વાસઘાત કર્યો, ને તેમને ક્રુરપણે મારી નાખ્યા. લખ- નૌમા અયોધ્યાના નવાબની મા હતી તેણે ત્યાની પલટણોની આગેવાન થઇને બડ કર્યું ગ્વાલિયરમા કંટીજન્ટ લશ્કર હતુ તે ફરી ગયુ ને ઝાસીની રાણી તથા તાતીઆ ટોપી તેમના આગેવાન થયા સિધિઆ ડરીને બળવામા નહિ ભળતા આગ્રે નાસી ગયો. એ પ્રમાણે અગ્રેજી લશ્કરની ૮૦ પલટણો ફરી ગઇ. એ બડખોરની સાથે લૂટની લાલચ રાખનારા બીજા કેટલાક લોક સામેલ થયા, જેથી બળવાખોરની સખ્યા વધી એ બળવો જમના નદીથી અયો- ધ્યા સુધી ફેલાયો હતો, પણ લોર્ડ કેનિંગે ધીરજ, આગ્રહ ને ડહાપણથી તથા અગ્રેજી અમલદારોએ બહાદૂરી ને નિડરતાથી ચપળતા વાપરી સમાવી દીધો.

- **બળવાનું શાંત થવું.** ૧૭ બડખોરનું મૂખ્ય સ્થળ દિલ્હી હતુ પજાબમા કેટલીક પલટણોએ બડની નિશાની જણાવી હતી, તેનો બદોબસ્ત કરીને તથા જૂના શીખ સિપાઇઓને હથિયાર આપીને સર જોન લોરેન્સે નવી પલટણો ઉભી કરી તથા પતિયાળા વગેરે શીખ સંસ્થાનિકોએ પોતાની શક્તિ મૂજબ સૈન્ય મદદે આપ્યુ ને સર્વ સૈન્ય દિલ્હી ઉપર મોકલ્યુ એ સૈન્યની સહાયતાથી અગ્રે- જોએ દિલ્હી લઇ ત્યાનુ બડ સમાવ્યુ સન ૧૮૫૭ જનરલ હેવલોકે નાનાસાહેબને કાનપુર આગળ હરાવીને નસાડયો હવે બડના મૂખ્ય સ્થાન લખનૌ ને ઝાસી થયાં જનરલ ઔટ્રામ વગેરેને બડ- ખોરના ઘેરામાથી છોડાવ્યા આ સમયે લોર્ડ એલ્જીને ચીનમા જય


જનરલ હેવલોક.

મેળવી પોતાનુ કેટલુક સૈન્ય હિદના ગર્વનર જનરલની માગણીથી હિંદના અગ્રેજોની કુમકે મોકલ્યુ તેમણે લખનોર જીતીને ત્યાનું બડ શમાવ્યુ મુબઈનુ લશ્કર લઈ સર હ્યુ રોઝ મધ્ય પ્રાતોમા થઈ બુદેલખડમા આવ્યો તેણે તાતીઆ ટોપીને હરાવી ગ્વાલિયર જીત્યુ ને સિધિઆને આગ્રેથી પાછો બોલાવી ગાદીએ બેસાડયો ઝાસીની રાણી ગ્વાલિયર આગળ બહાદુરીથી લડતા રણુમા પડી ને તાતીઆ નાસીને ગુજરાતમા આવ્યો સન ૧૮૫૮ તે વખતે અમદાવાદની પલટણોએ પણ બળવો કરવાની પેરવી કરી હતી પણ તે અમલમાં આવતા પહેલાજ બળવાખોર પકડાઈ ગયા ને સજા પામ્યા

બડખોરનું પકડાવું. ૧૮ દિલ્હીનો પાદશાહ પકડાયો તેને રગુનનમા કેદ કર્યો તે ઈ સ ૧૮૬૨ મા મરણ પામ્યો નાના-સાહેબ નેપાળ ભણી નાઠો, ને ત્યાજ મરી ગયો. તાતીઆટોપી ગુજરાતમા છોટાઉદેપુરની હદમા પકડાયો, તેણે અગ્રેજોના ખુન કર્યા હતા, તેથી તેને ફાંસી દીધી અયોધ્યાની બેગમ પણ પકડાઈ અને કેદમા પડી એ પ્રમાણે હિદનું રક્ષણ કરવાને વિલાયતથી લશ્કર નીકળ્યુ, તે હિદમા આવતા પહેલા જ આ દેશના અગ્રેજોએ ચતુરાઈ, હોશિયારી, ચચળાઈ, સમયસૂચકતા ને બહાદુરીથી આ ભયકર બળવો સમાવ્યો. તેમના આગેવાન પકડાયા, મરાયા ને નાઠા પછી ગવર્નર જનરલે મહારાણીશ્રીને નામે એક જાહેરનામું

કાઢી તા. ૧ લી નવેમ્બર સન ૧૮૫૮ ને રોજ ગામેગામ વચાવ્યુ

ઢંઢેરો. ૧૯. એ ઢંઢેરામા લખ્યુ હતુ કે જેમણે અંગ્રેજોના ખૂન કર્યા છે, તેમનેજ માત્ર ખૂનની સજા થશે, સિવાય જેઓ બીજાઓની ઉસ્કેરણીથી બળવામા સામેલ થયા હશે, તેઓ જો લડાઇ છોડી શરણે આવશે, કિંવા ઘેર જઇ ધધે વળગશે, તો તેમને માફી આપવામા આવશે એથી ઘણા બડખોર ઘેર જઇ પોતપોતાને ધધે વળગ્યા એ રીતે હિદમા એ વર્ષની અદર ફરીને શાતિ થઇ ઇ. સ ૧૮૫૯ વળી એ ઢંઢેરામા મહારાણીશ્રીએ જાહેર કર્યું હતુ



મહારાણી વિક્ટોરિઆ.

કે હિદનું રાજ્ય કપની પાસેથી પોતાને હસ્તક લીધુ છે, ને આજથી મહારાણીશ્રી વચન આપે છે, કે સર્વ પ્રજાને સમાન ગણવામા આવશે. ધર્મની બાબતમા સરકાર વચ્ચે પડશે નહિ, તથા સરકારી નોકરીમા કાળાગોરાનો તફાવત ગણવામા આવશે નહિ,

જમીન સબંધી કે વારસા સબંધી હિંદના પ્રાચીન હક્ક, રિવાજ, ધારા અને અધિકાર ઉપર પૂરતું લક્ષ આપવામા આવશે. આ જાહેરનામાની અમર થઈ ભરતખંડીઓ એ ઠેહેરાને પોતના હક્કપત્ર તરીકે ગણે છે એ વગર વળી જે રાજાના બળવામા સામેલ થયા નહોતા તેમને દત્તક લેવાની મહારાણીશ્રીએ સનદ આપી.

હિંદની રાજ્યવ્યવસ્થા ૨૦ કંપની પાસેથી મહારાણી-શ્રીએ હિંદી રાજ્ય પોતાને હસ્તક લઇ ગવર્નર જનરલને પોતાનો પ્રતિનિધિ કે વાઇસરાય ઠરાવ્યો તથા તેના ઉપર દેખરેખ રાખવાને બ્રીટીશ રાજ્યના પ્રધાન મંડળમા એક જણને સેક્રેટરી નીમી તેને સલાહ આપવાને પંદર કૌન્સલરો નીમ્યા એ પંદરમાના આઠજણ ભરતખંડમા નોકરી કરી આવેલ અનુભવી જોઇએ એવો ઠરાવ કર્યો. આ ઠરાવની રૂઇએ પહેલો વાઇસરાય લોડ કેનિંગ થયો સન ૧૮૫૮ એણે રેલવે તથા નહેરો વધારી તથા નવો ફોજદારી કાયદો ચલાવ્યો બળવામા ૪૦ કરોડ રૂપીઆ ખર્ચ થયુ હતું માટે પ્રજા ઉપર ઉપજવેરો નામે કર નાખ્યો અને કાગળની નોટો ચલાવી સને ૧૭૬૧ મા જમના અને સતલજ વચેના મૂલકમા દુકાળ પડયો. તેમા પાચ લાખ માણસો ભૂખમરાથી મરણ પામ્યા. એજ વાઇસરાયના સમયથી જેને દેશનીકાલની સજા થાય તેને આન્દામાન બેટમા મોકલવા માડયા લાર્ડ કેનિંગ સન ૧૮૬૨ મા વિલાયત ગયાથી લોર્ડ એલ્જીન વાઇસરાય થયો. ઈ. સ ૧૮૬૨.

---

## પ્રકરણ ૧૩ મું.

## સન ૧૮૬૨ થી ૧૯૦૧ સુધી.

૧. લોર્ડ એલ્જીન ૨ લોર્ડ લારેન્સ. ૩ લોર્ડ મેયો. ૪. લોર્ડ નાર્થબ્રુક ૫ લોર્ડ લીટન. ૬ અફઘાન સાથે બીજી લડાઈ ૭ કાબુલમાં બંડ. ૮. લોર્ડ રીપન ૯. અફઘાન લડાઇનો અંત ૧૦. લોર્ડ રીપનની રાજ્યનીતિ. ૧૧ લોર્ડ ડફરીન. ૧૨ ખર્ચનો વધારો ને નવા કર ૧૩. દેશી રા-

ખ્યોમાં બનાવ. ૧૪. ઇંગ્લાંડ પ્રત્યે હિંદની વફાદારી ૧૫. લોર્ડ લેન્સડાઉન. ૧૬. લોર્ડ એલ્જીન ૧૭ લોર્ડ કર્જન.

**લોર્ડ એલ્જીન.** ૧. આ વાઇસરોય સુમારે દોઢ વર્ષ હોદ્દામાં રહ્યો. ઇગ્લાડની પાર્લામેન્ટે સન ૧૮૬૧ મા કાયદા કરનારી કૌન્સિલનો ધારો મજુર કર્યો હતો, તેની રૂએ તેણે કાયદા કરવાને કૌન્સિલ ઠરાવી, ને તેમા ત્રણ ભરતખડના, ને ત્રણ અગ્રેજ વેપારીઓ મેમ્બર કર્યા હિદની વાવ્યકોણમા વહાબી નામે મુસ લમાની પંથ નીકળ્યો હતો. તેના આગેવાનોએ ત્યાના પહાડી લોકોને ઉશ્કેરી બળવો કર્યો. એ પહાડી લોકાને હરાવી તાબે કરતાં અગ્રેજી લશ્કરને બહુ મહેનત પડી સન ૧૮૬૦ મા અમેરિકાના સ્વતત્ર સસ્થાનોમા ગુલામોને સ્વતત્રતા આપવના સંબધમાં ઉત્તર ને દક્ષિણ સંસ્થાનો વચ્ચે ભારે જગ મચ્યો, તેથી ત્યાંનું રૂ વિલાયત જતું અટક્યું એ કારણથી હિદના રૂની ખપત વધી ને મજુરી, દાણા ને બીજી જણસો ઘણી મોઘી થઈ નાણાના ભાવ વધ્યાથી મુબાઇ, અમદાવાદ, સુરત વગેરે ઠેકાણે ઘણી કપનીઓ થઈ સન ૧૮૬૨-૬૩ લોર્ડ એલ્જીન સન ૧૮૬૩ મા હોદ્દામાજ મરણ પામ્યાથી તેની જગાએ લોર્ડ લોરેન્સ ( સર જોન લોરેન્સ ) વાઇસરોય થયો સન ૧૮૬૫

**લોર્ડ લોરેન્સ.** ૨. આસિસ્ટટ કલેકટરની પાયરીથી ચઢતા ચઢતા પોતાની હોશિયારી વડે તે વાઇસરોય થયો હતો. એણે પંજાબની હાકમી ઉપર ઘણા વર્ષ ગાળ્યા હતા. ૧. એણે પજાબના શીખ રાજાઓને એકઠા કરી તેમને અગ્રેજી રાજ્યના સુધારા પોતાના રાજ્યમાં દાખલ કરવાનો બોધ કર્યો સન ૧૮૬૪ ૨ એજ સાલમા અગ્રેજ સરકારને ભૂતાનના રાજા સાથે લડાઈ ઉઠી આસામની તળેટીમાં દોઆર પ્રગણુ છે, તે ઉપર એ રાજા દાવો કરતો હતો, ને ત્યાની રૈયતને લુટતો ને પીડતો હતો, તેથી અગ્રેજી રાજ્ય તેના ઉપર ચઢયું. પણ ત્યાંના જંગલમાં ખરાબ હવાપાણીથી લશ્કરની ખરાબી થઈ, તેથી દરવર્ષે ૨૫ હજાર રૂપીયા આપવા ઠરાવી

સધિ કરી ૩ અમેરિકાની લડાઈથી હિદમાં નાણાની રેલછેલ થઈ હતી, પણ તે થોડી જ મુદત ચાલી એ લડાઈ પત્યા પછી હિદી રૂનો ભાવ બેસી ગયો, તેથી ઘણા વેપારીઓ ને લોકો પાયમાલ થઈ ગયા સન ૧૮૬૫ ૪ સન ૧૮૬૬મા ઓઢીયામાં ને સન ૧૮૬૮ મા વાયવ્ય પ્રાતોમા દુષ્કાળ પડવાથી લાખો માણસો ભૂખમરાથી મરણ પામ્યા દુકાળ પાડ-



લોર્ડ લોરેન્સ.

તેને ભૂખમરાથી બચાવવાનું જોખમ સરકારી અમલદારોને માથે નાખવામા આવ્યુ દુષ્કાળથી લોકોનુ રક્ષણ થવા માટે તેમને મજુરીએ લગાડવા સારૂ તળાવ અને નહેરો ખોદાવવા માંડી તથા રેલવેનો વધારો કરવા માડ્યો ૫ કાબુલનો અમીર દોસ્તમહમદ સન ૧૮૬૩ મા મરણ પામ્યાથી એ રાજ્ય મેળવવા એના દીકરા માહેમાહે લઢી મૂઆ, અંતે તેનો એક દીકરો શેરઅલી અમીર થયો. ઈ. સ ૧૮૬૮ સન ૧૮૬૭મા અંગ્રેજને આબીસિનીઆ સાથે લડાઈ થઈ ત્યા હિન્દનુ લશ્કર મદદે ગયું. દ્વારકાની આસપાસ વાઘેર નામે બળવાન જાત રહે છે, તેમાંના કેટલાક નારાજ થઈ બળવો કર્યો તે ઘણા વર્ષ ચાલ્યો, તે સન ૧૮૬૮ માં સમાવવામાં આવ્યો. મહારાણીજીના રાજ્યમા એવો ઠરાવ થયો હતો કે ગવર્નર ને વાઇસરૉયે પોતાની હાકમી પાચ વર્ષ ચલાવવી. એ ઠરાવ પ્રમાણે સન ૧૮૬૯ માં લોર્ડ લોરેન્સ સાહેબની હાકમીને પાંચ વર્ષ પૂરા થવાથી તે વિલાયત ગયો.

લોર્ડ મેયો. ૩ ૧૮૬૯ મા લોર્ડ મેયો વાઇસરાય થયો ૧. તેણે કાબુલના અમીર શેરઅલીને અબાલામા દરબાર ભરી દર વર્ષે બાર લાખ રૂપીઆ આપવા ઠરાવી પોતાના પક્ષમા લીધો ઈ. સ. ૧૮૬૯. ૨. એજ વર્ષની આખરે મહારાણીશ્રીના બીજા કુવર ડયુક આવ એડીન્બરો આ દેશમા પધાર્યા દેશી રાજા પ્રજાએ તેમને આદરમાન આપી રાજ્ય ભક્તિ બતાવી. ૩ વાઇસરાયે ખેતી વાડીનુ ખાતુ કાઢ્યુ. મીઠા ઉપરની જકાતમાં સુધારો કર્યો તથા સ-ડક રેલવે ને નહેરોનો પુષ્કળ વધારો કર્યો. બગાળી અખાતના આન્ડામાન બેટમા કાળેપાણીએ મોકલવામા આવતા કેદીઓની હાલત તપાસવાને લોર્ડ મેયો ગયો. ત્યા કોઈ શેરઅલી નામે કેદીએ તેનો ઘાત કર્યો સને ૧૮૭૨

લોર્ડ નોર્થબ્રુક. ૪. સન ૧૮૭૨ મા એ વાઇસરોયે હિદમાં આવી હિદી રાજ્યની લગામ હાથમા લીધી ૧ સન ૧૮૭૪ મા બંગાળામા દુષ્કાળ પડ્યો. તેમાં ગરીબ લોક ભૂખમરાના ભોગ ન થાય માટે તેમને મજુરીએ વળગાડવાને નહેર, સડક, તળાવ વગેરે લોકોપયોગી કામો ચાલુ કર્યા. વાઇસરોયે પડે એ કામમાં મહેનત લઇને ગરીબોના જીવ ઉગાર્યા. ૨. એ વર્ષના છેલ્લા ભાગમા મલ્હારરાવ ગાયકવાડ ઉપર વડોદરાના રેસિડેન્ટ કર્નલ ફેરને ઝેર દેવાનું તહોમત આવ્યુ. તેની તપાસ ત્રણ યૂરોપીયન ને ત્રણ દેશી અધિકારીઓનું કમિશન નીમીને કરાવી. યુરોપીયનોએ તહોમત સાબીત ગણ્યુ, ને દેશીઓએ નાસાબિત ગણ્યુ. તોપણ એમને રાજ્ય ચલાવતા આવડતું નથી ને રાજ્યમા ઘણુ અધેર ચાલે છે, એવુ તહોમત મૂકી એમને પદભ્રષ્ટ કરી મદ્રાસમા કેદ કર્યા. તે ત્યાજ મરણ પામ્યા. વડોદરાની ગાદીએ ગાયવાડના વંશજ હાલના મહારાજા સયાજીરાવને ખંડેરાવ મહારાજાના વિધવા રાણી જમનાબાઈએ દત્તક લેઇ ગાદી આપી. સન ૧૮૭૫ મા મહારાણીશ્રીના પુત્ર પ્રિન્સ આવ વેલ્સ હિદમા પધાર્યા. તે વખતે હિદી રાજા પ્રજાએ તેમનો

---

* મહારાજા જીઆજીરાવ સિંધિઆ, જેપુરના મહારાજા. રામસિંગ ને રાજા સર દિનકરરાવ એ દેશી મેમ્બરો હતા

બહુ આદરસત્કાર કર્યો, ને વફાદારી બતાવી, એ સાલમા વિલાયતનુ પ્રધાનમડળ બદલાયાથી લોર્ડ નોર્થબ્રુક પાચ વર્ષ પહેલા રાજીનામું આપી વિલાયત ગયો, ને તેની જગાએ લોર્ડ લીટન વાઇસરાય થયો. સને ૧૮૭૬.

લોર્ડ લીટન ૫. પાર્લામેન્ટની મજુરીથી આપણા મહારાણી સાહેબે સન ૧૮૭૭ ના જાનેવારીની ૧ લી તારીખે દીલ્હીમા એક દરબાર ભરી હિદના શહેનશાહ બાનુ અથવા "કૈસરેહિદ"પદ ધારણ કર્યું ૨. એજ સાલમા પાછલા વર્ષમા વરસાદની તાણને લીધે દક્ષિણ હિદમા ભારે દુષ્કાળ પડયો અગાઉ કોઇ વાર નહીં પડેલો એટલા મોટા વિસ્તાર ઉપર મુબાઇને મદ્રાસ ઇલાકામા એ દુષ્કાળ ફેલાયો. સરકાર અને પ્રજાએ દુષ્કાળના ભૂખમરામા મરતા કગાલોને



લોર્ડ લીટન.

બચાવવા માટે ઘણી મહેનત કરી તોપણ પરા લાખ માણસ એ દુષ્કાળના ભોગ થઈ પડયા એ દુષ્કાળમા ૧૧ કરોડ રૂપીઆ ખર્ચ થયું. એ ખોટ પૂરવા માટે તથા હવે પછી પડતી એવી આફતથી બચાવ કરવા માટે સરકારે લાઇસેન્સ ટૅક્સ એટલે ધધા રોજગાર ઉપર વેરો નાખ્યો તથા મુબાઈ ને મદ્રાસ ઈલાકામા મીઠાની જકાતમા વધારો કર્યો દારૂ તાડી, અફીણ ને જગલના કાયદા કરી સરકારની ઉપજમાં વધારો કર્યો આ વાઇસરાયના સમયમા બે મહત્વના કામ થયાં ૧, દેશી ભાષામા છપાતા વર્તમાન પત્રોને લોર્ડ મેટકાફના વખતમા જેટલી સ્વતત્રતા મળી હતી. તેમા

ઘટાડો થયો. ૨. દેશીઓને હથિયાર નહિ રાખવા દેવાનો કાયદો પણ એજ વર્ષમા કર્યો સન ૧૮૭૮

અફ્ઘાન સાથે બીજી લઢાઇ ૬. દક્ષિણનો દુષ્કાળ હજુ સમ્યો નહોતો, એવામા દર વર્ષે હિદના બાર લાખ રૂપીઆ ખાઇ જનારો કાબુલનો અમીર શેરઅલી અગ્રેજ પક્ષમાથી ફરી જઇ રૂશના વકીલને આદરમાન સાથે કાબુલમા બોલાવી તેની સાથે મસલત કરવા લાગ્યો એટલુ જ નહિ પણ અહીંના વકીલને અફ્ઘાનિસ્તાનમા પેસવા દીધો નહિ, તેથી લોર્ડ લીટનને તેની સાથે લડાઇમા ઉતરવાની જરૂર પડી. ૧૮૭૮ ખૈબર, કુરમ ને બોલાનને માર્ગે અગ્રેજી સૈન્ય કાબુલ ઉપર ચઢ્યુ. તેણે કદહાર, ગીજની, જલાલાબાદ ને કાબુલ જીતી લીધા શેરઅલી તુર્કસ્થાન ભણી નાઠો ને ત્યા મરણ પામ્યો. શેરઅલી નાઠાથી તેનો વડો દીકરો યાકુબખાન અમીર થયો તેની સાથે સંધિ કરી. એ સધિની રૂએ કુરમ ને બોલનના ઘાટોની અદરના ભાગનો કબજો અંગ્રેજને મળ્યો ને કાબુલમા અગ્રેજ રેસિડેન્ટ રાખવાની પરવાનગી મળી તે પ્રમાણે સર લુઈ કાવેનરીને રેસિડેન્ટ બનાવી ત્યા રાખ્યો.

કાબુલમાં બંડ ૭ જે ભૂલ સન ૧૮૩૯ મા થઇ હતી તે ભૂલ આ બીજીવાર થઈ અફ્ઘાનો પરદેશીઓને પોતાના મૂલકમાં સત્તાધારી જોઇ શકતા નથી, તેથી સન ૧૮૪૧ માં મેકનાટનનુ ખુન થયુ, ને હજારો અગ્રેજ સૈન્ય કપાઇ ગયુ. તેજ પ્રમાણે આ વખતે પણ રેસિડેન્ટ તથા તેના માણસોને મારી નાખ્યા, તેથી અંગ્રેજ સૈન્ય ફરીને અફ્ઘાન મૂલક પર ચઢ્યુ, યાકુબખાન શરણે આવ્યો તેને કેદ કરીને હિદમા રાખ્યો, તથા અંગ્રેજ લશ્કરે કાબુલ ને કદહાર કબજે રાખ્યા, પણ અફ્ઘાનો ફરીને લઢવા ઉઠયા. એવામા વિલાયતનુ*કૉન્ઝરવેટીવ પ્રધાનમડળ બદલાયુ ને લીબરલ પ્રધાન થયા, તેથી લોર્ડ લીટન રાજીનામુ આપી સ્વદેશ ગયો ને લોર્ડ રીપન વાઇસરોય થયો સન ૧૮૮૦

લોર્ડ રીપન ૮ એજ સાલમા યાકુબખાનનો ભાઇ અયુબ-

*રાજ્યકારભાર ચલાવવામા રાજ્યનું હિત સાચવનાર પક્ષને કોન્ઝરવેટીવ ને પ્રજાનુ હિત સાચવનાર પક્ષને લીબરલ કહે છે.

ખાન જે હિરાતનો સુબો હતો તેણે બળવો કર્યો, ને કંદહાર ઉપર સવારી કરી. તેને અટકાવવાને કંદહારી લશ્કર સામુ ગયુ એ લશ્કરને અયુબખાને હરાવી કંદહારને ઘેરો ઘાલ્યો એ સમાચાર સાભળી સેનાપતિ સર રાબર્ટસે કાબુલથી કંદહાર આવી આયુબને હરાવી નસાડયો ને અફઘાનો ઉપર અંગ્રેજી સત્તાનો ફરીને દાબ બેસાડયો,

**અફઘાન લડાઇનો અંત** ૯. લોર્ડ રીપનનો વિચાર લોર્ડ લીટનથી ઉલટો હતો જેમ બને તેમ અફઘાનિસ્તાનથી આમરૂમેર પાછા આવી હિંદની રૈયતને ધનની ને માણસની ખુવારીમા પડતી બચાવવી એ વિચારનો તે હતો તેથી અયુબને નસાડયા પછી દોસ્ત મહમદના વડા પુત્રના વંશજ અબદરરહેમનને બોલાવી કાબુલની ગાદી આપી ને સન ૧૮૮૧ મા અફઘાનિસ્તાનથી સઘળુ અંગ્રેજી સૈન્ય હિંદમા પાછુ બોલાવી લીધુ આ નાશકારક લઢાઇથી હિંદને કરોડો રૂપીઆ ખર્ચ થયુ ને હજારો માણસ મરણ પામ્યા અંગ્રેજી સૈન્ય હિંદમા આવ્યા પછી અયુબે ફરીને કંદહાર ઉપર સવારી કરી જીતી લીધુ પણ અબદરરહેમાને તેને હરાવીને નસાડયો, તે ઇરાનમા કેદ પકડાયો, ત્યાથી તે સન ૧૮૮૭ મા નાસી ગયો પણ અફઘાનો તેની પક્ષમા નહિ આવ્યાથી અંગ્રેજ સરકારને શરણુ આવ્યો સન ૧૮૮૮,

**લોર્ડ રીપનની રાજ્યનીતિ.** ૧૦ પરદેશી રાજ્યોની ખટપટમા જેમ બને તેમ માથુ નહિ મારતા, દેશીઓની સ્થિતિ સુધારી દેશી લોકોની વફાદારી મેળવી હિંદનુ અંગ્રેજી રાજ્ય મજબુત કરવુ એવા વિચારનો લોર્ડ રીપન હતો, તેથી ૧ લોર્ડ લીટનના વખતમા વધારેલો મીઠાનો કર તેણે ઘટાડયો. ૨. "ગેગિંગ એકટ" અથવા છાપખાનાની બધીનો ધારો રદ કરી વર્તમાન પત્રોને છુટી આપી ૩ દેશીઓનો ઇન્સાફ *જ્યુરીની મારફત કરવાની પરવાગી આપી. ૪ ખાનગી સાળાઓ ન ચલા-

* ખુન વગેરે મોટા ગુન્હાનો ન્યાય કરવા માટેગામના આબરૂદાર વિદ્વાન પુરૂષોનું પંચ નીમે છે તેને જ્યુરી કહે છે

…વાને સરકાર તરફથી નાણાંની મદદ આપી ખાનગી સાહસને ઉત્તેજન આપ્યુ. ૫. હિંદની પ્રજા ઘણા વર્ષથી પારકાના કારભારમા દોરાયેલી હોવાથી તથા કારભાર કરવાની મોટી જગા નહિ મળવાથી તે શક્તિ ગુમાવતી ચાલી હતી, તે શક્તિ લાવવા માટે લોર્ડ રીપને *લોકલફંડ અને +મ્યુનિસિપાલીટીનો વહીવટ દેશી લોક તરફથી નિમાયલા પ્રતિનિધિઓની મારફત ચાલે એવો 'લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ' ચલાવવાનો ધારો તા. ૧૮ મી મે. સન ૧૮૮૪ને રોજ કર્યો એ ધારા પ્રમાણે હજુ વહીવટ ચાલે છે ૬ માહસુરનુ રાજ્ય જે લાર્ડ બેન્ટિંકના સમયથી અંગ્રેજ કમિશનર મારફત ચાલતું હતુ તે રાજ્ય મહારાજાની પુખ્ત વય થવાથી તેને સન ૧૮૮૧ મા પાછુ સોંપ્યુ લોર્ડ રીપન ૧૮૮૫ ની આખરે વિલાયત ગયો, ત્યારે હિંદની આભારી પ્રજા તરફથી એને ઘણું માન આપી નીવાજ્યો.



લોર્ડ રીપન

**લોર્ડ ડફરીન.** ૨૧. લોર્ડ રીપનની જગાએ લાર્ડ ડફરીન વાઇસરૉય થયો '૧ તેણે ૧૮૮૭ ની શરૂઆતમાં રાવળપીંડીમા દરબાર ભરી કાબુલનો અમીર અબદુરરહેમાન પોતાના પક્ષમા રહે તે માટે

---

* રસ્તા, તળાવ નિશાળો વગેરે સાર્વજનીક ઉપયોગી કામ કરવા અંગ્રેજ સરકારે જમીનની મહેસૂલ ઉપર રૂપીએ એક આનાનો વધારો કરી જે ફંડ કર્યુ તેને લોકલફંડ કહે છે.

+મ્યુનિસિપાલીટીની તથા લોકલફંડની વ્યવસ્થા કરવા માટે પ્રજાતરફના તથા સરકાર તરફના નીમાયલા માણસો જે કારભાર ચલાવે છે તેને લોકલસેલ્ફ ગવર્નમેન્ટ કહે છે

તેને દર વર્ષે બાર લાખ રૂપીઆનું સાલીઆણુ આલતું કર્યું. ૨ બ્રહ્મદેશના રાજા થીબો સાથે વાકુ પડવાથી અંગ્રેજો લડાઈમા ઉતર્યા થોડી મુદતમા લડાઈ કર્યા વગર થીબો અગ્રેજને શરણ આવ્યો, તેને રત્નાગિરીમા કેદ રાખી ઉપલો બ્રહ્મદેશ હિદી રાજ્ય સાથે જોડી દીધો બળવા પછી અફગાનિસ્તાનનો થોડો ભાગ હિદી રાજ્યમા ઉમેરાયા ઉપરાત બ્રહ્મદેશ ખાલસા થયાથી એ રાજ્ય પૂર્ણકળાએ પહોંચ્યુ. એ વખતનો નકશો આ પ્રકરણમા આપ્યો છે.

**ખર્ચનો વધારો ને નવા કર.** ૧૨ કાબુલના અમીરને આપણા પક્ષમા લીધો, તોપણ પાછલા અમીરોની પેઠે એ પણ ફરી નહિ જાય, તેની કાઈ જામીનગીરી ન હોવાથી સરહદ ઉપર બચાવના બાધકામ કરવાને આ વાઇસરાયે આરભ કર્યો, તેથી ઉપજ કરતા ખર્ચ વધી પડ્યુ, તે પુરૂ પાડવા માટે કરજમાં વધારો કર્યો. લોર્ડ રીપને ઘટાડેલો મીઠા ઉપરનો કર વધાર્યો લાઇસન્સટાક્સને બદલે ઇન્કમટાક્સ અથવા ઉપજવેરો નાખ્યો તથા કેટલાક સરકારી ખાતામા ખર્ચ કમી કર્યું.

**દેશી રાજ્યોમાં બનાવો** ૧૩. સન ૧૮૮૬ મા તુકોજી હોલ્કર ને જીઆજીરાવ સિધિઆ મરણ પામ્યા. હોલ્કરની ગાદીએ તેમનો પાટવી કુવર બાળા સાહેબ થયો સિંધિઆનો પાટવી કુવર નાનો હોવાથી પચની મારફત વહીવટ ચલાવ્યો. આ વાઇસરાયે દેશી રાજ્યોમા અગ્રેજ દિવાન રાખવાની છુટ આપ્યાથી ભોપાળમા અગ્રેજ દિવાન થયો.

**ઇગ્લાંડ પ્રત્યે હિંદની વફાદારી.** ૧૪. સન ૧૮૮૭માં આપણા કૈસરે હિદને ઇગ્લાડમા રાજ્ય કરતા ૫૦ વર્ષ થવાથી તા. ૧૬મી ફેબ્રુઆરી ૧૮૮૭ ને રોજ હિંદમા ગામેગામ અંગ્રેજી ને દેશી રાજ્યોમા જ્યુબીલી મહોત્સવ કરવામા આવ્યો તે સમયે હિંદમા રાજા અને પ્રજાએ કૈસરેહિદ પ્રત્યે પોતાનો અપૂર્વ પ્યાર ને વફાદારી બતાવી ઉત્સાહથી એ ઉત્સવ ઉજવ્યો એ પ્રસંગની યાદગીરી માટે કરોડો રૂપીઆ ખર્ચાયા, લાખો રૂપીઆનાં લોકોપયોગી કામો થયા એ મહોત્સવ ઈંગ્લાડમા જૂન માસમા ઉજવવામાં આવ્યો. તે વખતે પણ હિંદના ઘણા રાજાઓએ મહારાણીશ્રીના માનાર્થે ઈંગ્લાંડમા

જાઇ પોતાની વફાદારી બતાવી લોર્ડ ડફરીનેસરહદના બાધકામ આર - ભ્યા હતાં, તેમાં પણ ઘણુ કરીને હિ દના સર્વ રાજાઓએ માણસની ને ધનની સહાય કરવાની ઇચ્છા જણાવી લોર્ડ ડફરીન પોતાની મુદત પૂરી થતા પહેલાં સન ૧૮૮ ની આખરે વિલાયત ગયો, તેથી નવો વાયસરાવ લોર્ડ લેન્સડાઉન થયો સન ૧૮૮૮.

લોર્ડ લેન્સડાઉન ૧૫ એમના અમલના એક વર્ષમા કાશ્મિરના મહારાજાને કેટલીક રાજ્ય ખડપટથી પદભ્રષ્ટ કર્યો, ને તેનો રાજ્યકારભાર પચ મારફત ચલાવવા માડયો ૧૮૮૯. સન ૧૮૯૧ મા મણિપુરમાં તોફાન થઇ ત્યાના રાજાએ બ્રિટિશ રેસિડેટ વગેરેને મારી નાંખ્યા, તેથી તે રાજ્ય ઉપર ચઢાઇ કરી જીતી લીધુ, પરતુ તેને ખાલસા કરવાને બદલે મણિપુરના રાજાના પિતરાઇઓમાથી એક પાંચ વર્ષના છોકરાને ગાદીએ બેસાડી, તેનો વહીવટ એક અગ્રેજ વહીવટદારને હાથે ચલાવવાનો ઠરાવ કર્યો. એજ સાલમા લોર્ડ લેન્સડાઉનની સરકારે સંમતિવયનો* કાયદો પસાર કર્યો. મદ્રાસ ઇલાકામા ને મુબાઇ ઈલાકાના દક્ષિણ ભાગમા, તથા બગાળા ને અજમેરમા વરસાદની તાણને લીધે દુષ્કાળ પડયો, તેથી સરકારે એ દુ ખમાથી લોકને બચાવવા માટે દુષ્કાળના બાધકામ કરાવ્યા એ સાલમા ઈગ્લાડની પાર્લામેન્ટમા હિ દવાસી દાદાભાઇ નવરોજજી મેમ્બર થયા સન ૧૮૯૭ મા આ દેશની મુખ્ય અને ઇલાકાની કાયદા બાધનારી સભામા કેટલાક પ્રજા તરફના મેમ્બરો નીમવાનો ઠરાવ થયાથી તેવા મેમ્બરો નીમાવા લાગ્યા કાબુલનો અમીર અબદરરહેમાન ગાદીએ બેઠો ત્યારથી એને આપણી સરકાર તરફથી બાર લાખ રૂપીઆ વર્ષાસન તરીકે મળતા હતા, તે વધારીને સન ૧૮૯૩ થી અઢાર લાખ રૂપીઆ આપવા ઠર્યા. એ વાઇસરાય ૧૮૯૪ ની શરૂઆતમા વિલાયત ગયો

લોર્ડ એલ્ગીન. ૧૬. સન ૧૮૬૨ મા થઈ ગયેલા ગવર્નર

---

* સ્ત્રીની બાર વર્ષની ઉમર થયા પહેલા જો તે સ્ત્રી સાથે તેનો પતિ સંસાર માંડે તો તે ગુન્હો ગણીને સજા કરવાનું ઠરાવ્યુ આ કાયદાને સંમતિ વયનો કાયદો કહે છે

જનરલનો પુત્ર લોર્ડ એલ્જીન વાઇસરાય થયો. એણે સન ૧૮૯૪ ની શરૂઆતમા આવીને આ દેશની હાકમી હાથમા લીધી. એના વખતમા સન ૧૮૯૬ ની સાલમા જેવો જોઈએ તેવો વરસાદ નહિ પડવાથી મોટા વિસ્તારમા હિંદમા દુષ્કાળ પડયો, તેથી દુકાળીઆના જીવ બચાવવાને સરકારે ઠામઠામ દુષ્કાળના બાધકામ ઉઘડાવી ત્યા તેમને કામે લગાડયા. વળી ગાંઠીઓ તાવ એ નામના મરકીના રોગની શરૂઆત પ્રથમ મુબાઇમા થઇ, ને ત્યાથી પુના, થાણા, સુરત કરાચી, કલકત્તા, લાહોર વગેરે સ્થળે ફેલાઇ. આપણાં કૈસરેહિંદ મહારાણીશ્રીને રાજ્ય કરતા ૧૮૯૭ મા સાઠ વર્ષ થવાથી આ દેશમા ને ઇગ્લાડમા "ડાયમડ જ્યુબીલી" નો મહોત્સવ પાળ્યો. હિંદના સરહદ ઉપરના પહાડી લોકોએ એ વર્ષના પાછલા ભાગમા બળવો કર્યો તેથી સરકારે તેમને વશ કરવાને એક જબરૂ લશ્કર મોકલ્યુ. તેમા એ બડખોર લોક તાબે થયા, પણ તેથી હજારો માણસો મરણ પામ્યા ને હિંદને માથે કરોડો રૂપીઆનુ ખર્ચ થયુ સન ૧૮૯૮મા વર્તમાનપત્રની સ્વતત્રતા ઉપર અકુશ મૂકનારો કાયદો થયો. આ વાઇસરાય સન ૧૮૯૯ મા વિલાયત ગયો.

લોર્ડ કર્ઝન. ૧૭ એ વાયસરાય સન ૧૮૯૯ના જાન્યુઆરી માસમા હિંદમા આવ્યો. એ વર્ષના ચોમાસામા મુખ્યત્વે હિંદના પશ્ચિમ ભાગમા વરસાદ નહિ વરસવાથી આગલા દુષ્કાળ કરતા વધારે વિસ્તારમા સખ્ત દુષ્કાળ પડયો, તેથી અસંખ્ય ઢોર તથા માણસો મરણ પામ્યા લોર્ડ કર્ઝને દુષ્કાળવાળા ભાગોમાં જાતે ફરી દુષ્કાળની ભયકર સ્થિતિ જોઈ સરકારે દુકાળીઆના જીવ બચાવવા ઠેકાણે ઠેકાણે બાધકામ ઉઘડાવી દુષ્કાળથી પીડિત લોકને ત્યા કામે લગાડયા સન ૧૯૦૦ જેઓ કામ કરવાને અશક્ત હતા તેમને માટે પુઅર હાઉસ ઉઘડાવી ત્યા મફત ખવડાવી પોષણ કર્યું હિંદમા યુરોપથી આવતી ખાંડ ઉપર જકાત નાખી આ દેશની ખાંડના ઉદ્યમને ઉત્તેજન આપ્યુ ઇગ્લાડ ને આફ્રિકામાના ટ્રાન્સવાલના સ્વતત્ર રાજય સાથે લડાઇ શરૂ થવાથી આ

દેશમાંનું કેટલુંક લશ્કર ત્યાં મોકલવામાં આવ્યું. તેમજ ચીનમાં ખ્રિસ્તિ લોકોની કતલ કર્યાથી યુરોપી રાજ્યનાં લશ્કર ચીન ઉપર ચઢયા તેમા હિંદથી પણ કેટલુંક લશ્કર ગયુ. સન ૧૯૦૦ ના ચોમાસામા ગૂજરાતમા થોડા વરસાદની ખામી રહેવાથી પાછલા વરસાદના દુષ્કાળે પીડિત લોકોને નવી સાલમા પણ દુષ્કાળ રહ્યો આપણા કૈસરેહિંદ મહારાણીશ્રી ૧૯૦૧ ના જાન્યુઆરીની તા ૨૩મીએ સ્વર્ગવાસી થયા એ સાલના ચોમાસામા થોડો વરસાદ થયો, તેથી ખેતી થોડી થઈ ને જે થઇ તે અગાઉ કોઈવાર નહિ પડેલા એટલાઉંદર નીકળ્યા તે ખાઈ ગયા તેથી ગૂજરાતના ઘણા ભાગમાં તો એ સાલમા પણ દુષ્કાળ હતો.



શહેનશાહ ૭ મા એડવર્ડ.

## પ્રકરણ ૧૨ મું.

### સન ૧૯૦૧ થી સન ૧૯૨૪ સુધી.

૧. લોર્ડ કર્ઝન ૨. લોર્ડ મિન્ટો. ૩ લોર્ડ હાર્ડિંજ. ૪. લોર્ડ ચેમ્સફર્ડ ૫ લોર્ડ રીડીંગ.

૧. આપણા લોકપ્રિય મહારાણી વિકટોરિઆ ઈ. સ. ૧૯૦૧માં, સ્વર્ગવાસી થવાથી તેમના જેષ્ટ પુત્ર પ્રિન્સ આવ વેલ્સ એડવર્ડ ૭

મેર ઑ નામથી હિંદના શહેનશાહ થયા પણ ઈંગ્લાંડમા એમને રાજ્યાભિષેક સન ૧૯૦૨ ના આગષ્ટમા થયો અને એ રાજ્યાભિષેકનુ જાહેરનામું ઈ. સ ૧૯૦૩ ના જાનેવારીની ૧ લી તારીખે દિલ્હીમા એક ભવ્ય દરબાર ભરી પ્રસિદ્ધ કર્યું તેમાં હિંદની પ્રજા પ્રત્યેની ભલી લાગણી તથા માતુશ્રી મહારાણી વિક્ટોરિઆને પગલે ચાલવાની શુભેચ્છા શહેનશાહે પ્રદર્શિત કરી

સન ૧૯૦૩ ના આક્ટોબરમા તીડ પડવાથી ગુજરાતમા ઘણા પાકને નુકસાન થયુ. સ ૧૯૦૪ માં લોર્ડ કર્ઝનને પાચ વરસ પુરા થવાથી તેમણે આરભેલા કેટલાક કામ અધુરા હતા તે પૂર્ણ કરવા માટે બીજા બે વરસ વધારી આપ્યા એ સાલમા તિબેટની સરકાર સાથે વેપારનો બંદોબસ્ત કરવા માટે કમિશન મોકલ્યુ, તેમણે હિંદ સાથેના વેપારને અનુકુળ પડતી સરતો કરાવી લીધી ૧૯૦૪ ની સાલમા ઇરાન સાથે બદોબસ્ત કરવાને લોર્ડ કર્ઝન પોતે ગયા, ને ત્યાંથી પાછા આવી તબીયત સુધારવા વિલાયત ગયા. તે એ સાલની આખરે હિંદ પાછા આવ્યા.૧૯૦૪ ની સાલમા એશિયામા જાપાન ને રૂશિયા વચ્ચે લઢાઇ શરૂ થઇ ને ઇ સ. ૧૯૦૫ મા જાપાને રૂશિયાને નમાવી પોતાને ફાવતી સરતોથી સલાહ કરી. સન ૧૯૦૫ મા બંગાળા ઇલાકાના બંગાળા ને પૂર્વ બંગાળા એવા બે ભાગ પાડી બે લેફ્ટેનન્ટ ગવર્નરો ઠરાવ્યા ને એજ સાલની આખરે લોર્ડ કર્ઝન રાજીનામુ આપી વિલાયત ગયા

૨ લોર્ડ મિન્ટો લોર્ડ કર્ઝનની જગાએ લોર્ડ મિન્ટો વાઇસરાય થયા ઈ. સ. ૧૯૦૬ લોર્ડ મિન્ટોએ ઈ સ ૧૮૦૭ મા થએલા એજ નામના ગવર્નર જનરલના વંશજ હતા એમની હાકમીની શરૂઆતમા આપણા પાદશાહના પાટવી કુવર પ્રિન્સ આવ વેલ્સ તેમના ધર્મપત્ની સાથે આ દેશમા પધાર્યા તેઓ આ દેશમા ફરી ઠેકઠેકાણે રાજા પ્રજા તરફથી સન્માન પામ્યા. તથા આ દેશની પ્રજાએ તેમના પ્રત્યે ભક્તિભાવ બતાવી લાખો રૂપીઆના સ્મરણાર્થે ફંડો કર્યાં સન. ૧૯૦૬

સન ૧૯૦૭ મા પાર્લા-
ટના' હિંદી પ્રધાનની
ન્સિલમાં આ દેશના બે
મ્બરો નીમવામા આ-
ા,તથા હિંદના રાજ્ય
હેવટમા કેવા પ્રકારનો
વારો ને ફેરફાર કરવો
ની તપાસ કરવાને એક
મેશન નીમ્યુ ઇ સ
૯૦૯ મા આ દેશના
હેવટમા હિંદી પ્રજા
ાગ લેતી થાય તે સારૂ
નાકાની ને મુખ્ય સર-
રની કૌન્સિલોમા વધારે
લાહકારો નીમવાને હિંદી



લોર્ડ મિન્ટો.

જાને હક્ક મળે એવો કાયદો વિલાયતની પાર્લામેન્ટમા મંજુર થયો કાયદાની રૂએ ઈ સ. ૧૯૧૦ મા મુખ્ય સરકારની અને ઈલા-ની કૌન્સિલોના વધારાના સલાહકારો નીમાયા, તથા વાઈસરોયની ન્સિલમાં એક દેશી મેમ્બર નીમાયો. એજ સાલમા શહેનશાહ ૭ ા એડવર્ડ સ્વર્ગવાસી થવાથી એમના પાટવી કુવર ૫ મા જ્યો-ના નામથી ગાદીએ બેઠા. લોર્ડ મિંટોની કારકીર્દિને પાચ વરસ ાથી ૧૯૧૧ ની શરૂઆતમા વિલાયત ગયા

લોર્ડ હાર્ડિન્જ. ૧૦. લોર્ડ મિન્ટોની જગાએ લોર્ડ હાર્ડિન્જ ઈસરોય થયા આ વાસઇરોય પણ અગાઉ થઇ ગએલા એ નામના ગર્વનર જનરલના વંશજ હતા. સન ૧૯૧૧ ની સાલ ભરતખંડના તેહાસમા ચીર સ્મરણિય થઈ, સન ૧૮૫૮ પહેલા હિંદમાં ઇસ્ટ ડીયા કંપનીનું રાજ્ય હતું તે એ સાલથી ઇગ્લાંડના તાબામાં

લીધુ ત્યારથી હિંદમાં ઈંગ્લાડના રાજાનુ રાજ થયુ ખરૂ, પણ કોઈ રાજા આ દેશમા આવીને દિલ્હીની ગાદીએ બેઠા નથી. માત્ર ઈંગ્લાંડના રાજાનો પ્રતિનિધિ-વાઈસરોય ઈંગ્લાડના રાજાની વતી આ દેશમાં રાજ્ય ચલાવતો મહારાજા ૫ મા જ્યોર્જ ઈંગ્લાડની ગાદીએ બેઠા પછી તેમણે આ દેશમા આવી દિલ્હીની ગાદીએ બેસવાની ઈચ્છા બતાવી હતી એ ઇચ્છાનુસાર મહારાજા પોતાની મહારાણી મેરી સાથે હિંદમા આવી દિલ્હીમા રાજા રજવાડા, અમીર ઉમરાવો, અને સભાવિત સદ્‌ગૃહસ્થોના મેળાવડા સન્મુખ એક ભવ્ય દરબારમા તા ૧૨ મી ડિસેબર સન ૧૯૧૩ ને રોજ ભરતખડના ચક્રવર્તિ મહારાજા તરીકે ગાદીએ બેઠા



મહારાજા શાહેનશાહ ૫ મ જ્યોર્જ

આ માંગલિક અવસરે આપણા પ્રજાપ્રિય પાદશાહે આ દેશના લોકોનું કલ્યાણ થાય અને તેમના મન સંતોષાય એવી અપૂર્વ બ-



લોર્ડ હાર્ડિંજ.

ક્ષિસો આપી. તેમાં આ દેશના લોકોમા કેળવણીનો પ્રચાર વધારે થવા માટે કેળવણી ખર્ચમા ૫૦ લાખ રૂપીઆ દર વરસે વધારે આપવાનો હુકમ કર્યો લોર્ડ કર્ઝનના સમયમા બંગાળા ઇલાકાના બેભાગ કર્યા તેથી બ ગાળી પ્રજાના મન દુભાયા હતા, માટે બ ગાળી ભાષા જેટલા ભાગમા બોલાય છે તે સર્વ એકત્ર કરી તેનો એક ઇલાકો કરી, મુબાઇ ને મદ્રાસની માફક તેના ઉપર એક ગવર્નર ઠરાવ્યો, તથા બિહાર, ઓઢીઆ, ને છોટાનાગપુરનો ભાગ છૂટો પાડી તેના ઉપર એક લેફટેનન્ટ ગવર્નર નીમવાનો અને આસામને છૂટો પાડી એક ચીફ કમિશનર નીમવાનુ ઠરાવ્યુ, જે દેશી નાના રાજ્યો પાસે સરકારનુ લહેણું હોય તે માફ કરવુ અને જે કરજદાર કેદીઓ ગરીબાઇને લીધેજ કેદમા પડ્યા હોય તેવા સો રૂપીઆ સુધીના કરજદાર કેદીઓનું કરજ સરકારે પતાવી તેમને છોડી મુકવાનું, એ વગેરે ઘણી બક્ષિસો કરી, પણ એ સર્વમા

વધારે મહત્વની ને અગત્યની વાત તો એ બની, કે આજ સુધી હિંદની રાજધાની કલકત્તા હતી,તે ફેરવી હિંદની પુરાતન રાજધાની દિલ્હીમા આણી કલકત્તા એક બાજુએ હોવાથી ઘણાઓને એ રાજધાની અગવડવાળી લાગતી દિલ્હી મધ્યમા હોવાથી લોકોની એ અગવડતા ટળી. વળી સીમલાની નજીકમાં દિલ્હી હોવાથી ખર્ચમા બચાવ થયો બગાળાના ભાગ કાઢી નાખ્યાથી આખા હિંદની પ્રજા સંતોષાઇ એ પ્રમાણે આપણા પ્રજાપ્રિય પાદશાહે આ દેશની પ્રજા ઉપર દયાની લાગણી બતાવ્યાથી સર્વ પ્રજા એક સરખી રીતે રાજી થઈ, અને તે લાગણી આખા ભરતખંડની પ્રજાએ ઉત્સાહથી ઉજવી સન ૧૯૧૪ ના પાછલા ભાગમા યૂરોપખંડમા એક મહાભારત યુદ્ધ આરભ થયો, તેમા આસ્ટ્રીઆએ બાલ્કન રાજ્યોમાના એક નાના રાજ્ય સર્વિઆ સાથે લઢાઇ જોડી, અને જર્મનીએ ફ્રાસ ઉપર બેલજીયમને માર્ગે હુમલો કરવાને લશ્કર મોકલ્યુ, તેમની સહાયે ઈંગ્લાડ અને રૂશિયા ચડયા. એ રીતે યુરોપના મહાન રાજ્યો લઢાઇમા ઉતર્યા એક તરફ આસ્ટ્રીઆ, જર્મની ને તુર્કસ્તાન, ને બીજી તરફ રૂશિયા, ફ્રાસ ને ઈંગ્લાડ થયા પાછળથી ઇટાલી અને અમેરિકા આપણી સહાયે ને બલગેરીયા જર્મનીની સહાયે ઉતર્યા આપણા પક્ષમા સત્ય ને ન્યાય હોવાથી અતે આપણો જ જય થયો આ યુદ્ધમા હિંદની વફાદાર પ્રજાએ તન મન ને ધનથી પોતાના મહારાજાનો વિજય કરી આ મહાભારત યુદ્ધનો જલદી અત આણ્યો. એ યુદ્ધ ૧૯૧૮ ની આખરે સમાપ્ત થયુ તેમા જર્મની ને આસ્ટ્રીઆનો પરાભવ થયો ને બન્ને પક્ષને સલાહ થઇ સન ૧૯૧૬ મા આપણા લોકપ્રિય વાઇસરાય લોડ હાર્ડિજ વિલાયત ગયાથી તેમના જગાએ લોર્ડ ચેમ્સફર્ડ વાઇસરાય થયા.

સને ૧૯૧૭ માં હિંદુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેટ મી મોન્ટેગ્યુ હિંદુસ્થાનમા આવ્યા ઇતિહાસમા આ બનાવ પહેલવેહેલોજ બન્યો છે. કારણ મી. મોન્ટેગ્યુ પહેલાં કોઇ પણ સેક્રેટરી અત્રે આવેલો

નહોતો. મી. મોન્ટેગ્યુએ હિંદને સ્વરાજ્યના પાયા ઉપર મૂકવા માટે હિંદના વાઈસરાય લોર્ડ ચેમ્સફર્ડ સાથે મસલત કરી એક ખરડો તૈયાર કર્યો. આ ખરડો તેમણે વિલાયતની પાર્લામેન્ટમા મંજુર કરાવ્યો હિંદુસ્થાનને માથે બે ભારે આફતો આવી એક તો ઈન્ફ્લ્યુએન્ઝા નામનો ઝેરી તાવ હિંદુસ્થાનને ચારે ખૂણે ફરી વળ્યો, જેના લાખો માણસો ભોગ થઈ પડયા વળી એ સાલના ચોમાસામા વરસાદ નહિ વરસવાથી ૧૯૧૯ ની સાલમા ભારે દુષ્કાળ પડયો

અને ૧૯૧૯ ની સાલમા અફઘાનિસ્તાનના અમીર હબીબઉલ્લાનુ ખુન થયુ અને તેની ગાદીએ આવનાર મરહુમ અમીરના ભાઈએ હિંદુસ્થાનના મહાન વિજયી રાજ્ય સામે લઢાઈની શરૂઆત કરી, પરંતુ છેવટે હારીને સંધિ કરી ઈ સ ૧૯૨૧.

૧૯૧૯ ની સાલમા બ્રિટિશ સરકારે હિંદુસ્તાનને રાજદ્વારી હક્કો આપવાની શરૂઆત તરીકે કલકત્તાનિવાસી સર સિંહાને હિંદુસ્થાનના નાયબ દિવાન નીમ્યા અને તેમને લોર્ડની પદવી આપી. લોર્ડ સિંહા ઓફ રાયપુર એવો ઉપાધી એનાયત કરી, લોર્ડ સિંહા અને બીકાનેરના મહારાજાને જર્મની અને ઇંગ્લાડની સુલેહ પરિષદ્‌મા હિંદ તરફથી ભાગ લેવા માટે બ્રિટિશ સરકારે ફ્રાન્સમા મોકલ્યા ત્યાથી આવ્યા પછી લોર્ડ સિંહાને બહાર પ્રાતનો ગવર્નર બનાવ્યો આ બનાવો હિંદુસ્થાન પ્રત્યે સામ્રાજ્યની ન્યાયદૃષ્ટિ વિશાળ થવાના શુભ ચિહ્ન છે.

---

## પ્રકરણ ૧૩ મું.

## भरतखंडना अंग्रेजी राज्यनी हालनी स्थिति अने राज्यव्यवस्था.

**વેપાર.** ૧ ભરતખંડમા યૂરોપી લોક વેપાર માટે આવવા લાગ્યા તે પહેલા દક્ષિણના મલબાર કાઠાના બંદરોમા આરબ ને

મુર લોક આવી દરિયામાર્ગે આ દેશનો માલ લેઈ જઈ પરદેશામાં વેચતા બાકીનો ઘણો માલ તો જમીન માર્ગે જતો હતો; પણ યુરોપી લોક આ દેશમા વેપાર કરવાને આવ્યા, ત્યારથી આ દેશનો ઘણો માલ દરિયામાર્ગે યુરોપમા જવા લાગ્યો, તેથી આ દેશમા પરદેશથી ઘણુ ધન આવવા લાગ્યુ સુમારે દોઢસો વરસ પર ઈંગ્લાંડમા વરાળયત્રની શોધ થઈ ઈંગ્લાડમા આ દેશના નમુના જેવો માલ ઘણો સસ્તો થવાથી વેપારની દિશા બદલાઈ ગઈ. આ દેશ માલ વેચનાર હતો તે ખરીદનાર થયો અને પરદેશી કરોડો રૂપીઆનો તૈયાર માલ આ દેશમા ખરીદાવા લાગ્યો. અને આ દેશનો કાચો માલ પરદેશમા જવા લાગ્યો.

**લોકસ્થિતિ.** ૨ ઈ સ ૧૮૫૮ મા આ દેશનું રાજ્ય કપની પાસેથી મહારાણી શ્રી વિકટોરિઆએ પોતાને હસ્તક લીધુ ત્યારે મહારાણીશ્રીએ આ દેશના લોકોને હક્કપત્ર આપ્યુ તેની રૂએ આ દેશના લોકની સ્થિતિ સુધારવાને હિદના અગ્રેજ અમલદારો વિશેષ યત્ન કરવા લાગ્યા, અને તેને પરિણામે દેશમા રેલવે ટ૰ પાલ, નહેરો, ઈજનેરીખાતુ, ખેતીવાડીખાતું, તાર, દવાખાના, કેળવણી વગેરે લોકોપયોગી ખાતા નીકળ્યા, અને દેશી લોક એ ખાતાઓમા નોકરી કરવાને યોગ્ય થાય એવી કેળવણી આપવાને તેવા પ્રકારની સ્કૂલો કહાડી તેમા કેળવણી લઈ આ દેશના ઘણા લોક સરકારની નોકરીઓમા જોડાયા. એ નોકરી આપવામાં નાત, જાતનો કે ધર્મનો ભેદ રાખવામા આવતો નથી અસલના વખતમાં આ દેશનું સોનુ, લોઢુ, કોયલા વગેરે ખનીજ માલ ઘણોખરો ભોયમા દટાઇ રહેતો, તે પણ આ રાજ્યના પ્રતાપે ખોદી કાઢવા-મા આવે છે, તથા આ દેશમા વરાળયત્રની મદદથી રૂ, સણ, ઘઉં વિગેરેથી તથા સુતર–કાપડની મિલો નીકળ્યાથી પણ આ દેશના વેપારમા પુષ્કળ વધારો થયો છે દેશની સ્થિતિ સુધારવામા કન્યા-ઓને કેળવણી આપવાની જરૂર જણાયાથી ઠેકેઠેકાણે કન્યાશાળાઓ પણ ઘણી કહાડવામા આવી છે મુસલમાની ને મરાઠી રાજ્યના અમ

લમાં દેશમાં મારામારી ને મારફાડ બહુ થતાં, તે અંગ્રેજી અમલમાં બંધ પડયાથી ન્યાય કોર્ટો સ્થપાયાથી અને રેલવે, તાર ને ટપાલ ખાતા નીકળ્યાથી એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવામા, માલ મોકલવામા ખબર મગાવવામા ને બીજી અનેક રીતે સુગમતા થવાથી દિનપરદિન દેશમા સુલેહશાતિ ને આબાદી વધતી જાય છે વળી જયા જ્યા બની શકે ત્યા નદીઓમાથી નહેરો કાઢી, મોટા તળાવો કરાવી તથા પાતાળકુવા કરાવી ખેતીને પાણીના સાધન પુરા પડે તેવા યત્ન કરવાથી, તથા ખેડુતોને ખેતીમા સુધારો કરવાના ઉપાયો દૃષ્ટાંતોથી બતાવ્યાથી, ખેતીમા વધારો થઈ ખેડુતોની સ્થિતિ પણ સુધરતી જાય છે ઇ સ ૧૯૧૦-૧૧ સુધીમા હિંદમા કુલ લગભગ ૩૧૦૦૦ મૈલ રેલવે ખોલી છે અને ૭૫૦૦૦ મૈલ તારના દોરડા નાખ્યા છે વળી ખેતીને ઉપયોગી નહેરો કરી છે તે લગભગ ૮૬ હજાર ચોરસ મૈલ જમીનને પાણી પાઇ શકે છે અંગ્રેજી રાજ્ય થતા પૂર્વે હિંદમા એક પણ ટપાલ ઓફિસ નહોતી, તે આજે ૭૦ હજાર ટપાલ ઓફિસો ને પેટીઓ થઈ છે

**રાજ્ય વ્યવસ્થા.** ૩. મહારાણીશ્રી વિકટોરિઆએ હિંદનુ રાજ્ય કંપની પાસેથી પોતાને હસ્તક લીધુ, ત્યારે આ દેશનું રાજ્ય ચલાવવાને પોતાનો પ્રતિનિધિ મોકલવા માડયો, તે હિંદનો વાઇસરાય કહેવાય છે ઇગ્લાડમા હિંદના વહિવટ ઉપર દેખરેખ રાખવાને એક સેક્રેટરી અને ૫દર સભાસદોની એક કૌન્સિલ નીમી એ સભાને "ઈંડિઆ કૌન્સિલ" અને સેક્રેટરીને "સેક્રેટરી આવ સ્ટેટ" કહે છે, તે વાઇસરોયને સલાહ અને હુકમ આપે છે

હિંદી રાજ્યવહિવટ ચલાવવાને વાઈસરાયના હાથ નીચે એક કૌન્સિલ છે તેમા સેનાધિપતિ સહિત નવ મેમ્બરો હોય છે એ નવમા એક દેશી મેમ્બર નીમાય છે. એ દરેક જણુ પોતપોતાના ખાતાનુ કામ કરે છે એ સિવાય વાઈસરાયના હાથ નીચે એક કાયદા બાંધનારી સભા છે. તેમાં વાઇસરાય, ઉપરના નવ મેમ્બર

અને વાઈસરાયના નીમેલા ૩૫ અને લોકો તરફથી નીમાયલા ૨૫ સભાસદો મળી ૭૦ સભાસદો હોય છે.

દેશના ભાગ પાડી વાઈસરાયના હાથ નીચે નીમેલા અમલદારો પોતપોતાના ભાગનો વહિવટ કરે છે, તેમા મુબાઇ, મદ્રાસ ને બગાળા ઈલાકાના મુખ્ય અમલદારને તે ઇલાકાનો ગવર્નર કહે છે, બહાર ને ઓઢીયા, સયુક્ત પ્રાતો, પજાબ ને બ્રહ્મદેશના ઉપરી અધિકારીને લેફ્ટેનન્ટ ગવર્નર કહે છે આસામ, મધ્ય પ્રાતો, સરહદપરના વાયવ્ય પ્રાત અજમેર, કુર્ગ, અદામાન, ને બલુચીસ્તાનના ભાગ ઉપર ચીફ કમિશનર હોય છે

ત્રણે ગવર્નરના હાથ નીચે વહિવટ કરનારી અને કાયદા બાધ નારી એવી બબે સભાઓ હોય છે. વહિવટ કરનારી (એકઝીક્યુટીવ) કૌન્સિલમા ગવર્નર સિવાય ત્રણ મેમ્બરો હોય છે તેમા એક દેશી ગૃહસ્થ હોય છે કાયદા બાધનારી કૌન્સિલમા ઉપરના ત્રણ સાથે ૪૮ મેમ્બરો હોય છે તેમા પ્રજાના નીમેલા ૨૧ ને બાકીના સરકારી અમલદારો ૨૪ સરકારના નીમેલા હોય છે બબ્બે વરસે તે બધા બદલાય છે લેફ્ટેનન્ટ ગવર્નરને પણ ઉપરની બને એકઝી ક્યુટીવ અને કાયદા બાધનારી કૌન્સિલ હોય છે એ એકઝીક્યુટીવ કૌન્સેલરોની સલાહ પ્રમાણે પોતપોતાના તાબાના મુલકનો વહિવટ ચાલે છે અને કાયદા બાધનારી કૌન્સિલના અભિપ્રાય પ્રમાણે કાયદા બધાય છે. ચીફ કમિશનરોને કૌન્સિલો આપેલી ન હોવાથી પોતે તે વહિવટ કરે છે

દરેક ઈલાકામા પ્રાતો હોય છે એ પ્રાંતોના ભાગને જીલ્લા કહે છે. જીલ્લાનો ઉપરી તે કલેક્ટર અને જીલ્લાના ભાગને તાલુકા કહે છે તેનો ઉપરી મામલતદાર હોય છે કલેક્ટરને મદદ કરવા અને તાલુકાઓ ઉપર દેખરેખ રાખવાને ડેપ્યુટી કલેક્ટર, કે આસિસ્ટન્ટ કલેક્ટર હોય છે એ મામલતદાર, ડેપ્યુટી કલેક્ટર, આસિસ્ટન્ટ કલેક્ટર અને કલેક્ટરોને ફોજદારી ગુન્હા સાભળવાનો અધિકાર

હોય છે એ અધિકારી માજીસ્ટ્રેટ કહેવાય છે કલેકટરો ઉપર દેખરેખ રાખવાને ગવર્નરના હાથ નીચે કમિશનર હોય છે. એ પ્રમાણે મૂલકના વહિવટનો બંદોબસ્ત કરેલો છે. લૂટ, ચોરી, ખૂન, ધાડ વગેરે અટકાવવાને પોલીસ રાખેલી હોય છે. એ પોલીસનો જીલ્લાનો ઉપરી પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ કહેવાય છે એના હાથ નીચે નાના અમલદારો હોય છે આખા ઈલાકાના પોલીસનો ઉપરી પોલીસ કમિશનર કહેવાય છે પોલીસ પોતાના તાબામા બનતા ગુન્હાની તપાસ કરી ગુન્હેગારને પકડી માજીસ્ટ્રેટ પાસે મોકલી ઈન્સાફ કરાવે છે આ સિવાય જંગલખાતુ, આબકારી ખાતુ, કેળવણી અને ખેતીવાડી ખાતુ વગેરે ખાતાનો વહિવટ ગવર્નરના હાથ નીચે તે તે ખાતાના નાના મોટા અધિકારીઓ મારફતે ચલાવવામા આવે છે

દરેક ઇલાકામા ન્યાય ખાતાનો વહિવટ એક એક હાઇકોર્ટ, સ્થાપી ચલાવે છે. એ હાઇકોર્ટના જડજોમા, દેશી જડજો પણ નીમાયા છે. એ જડજોના તાબામા જીલ્લા જડજો અને તેમના તાબામા સબ જડજો કે મુન્સફો હોય છે એ મુન્સફો દિવાની દાવા સાભળે છે અને તેમના ઉપરની આપીલ જીલ્લા જડજને ત્યા, ને ત્યાની અપીલ હાઇકોર્ટમા થાય છે જીલ્લાના માજીસ્ટ્રેટના ઠરાવ ઉપર અપીલ જીલ્લા જડજને ત્યા ને ત્યાની અપીલ પણ હાઈકોર્ટમાં થાય છે. હાઇકોર્ટ ઉપરની કે ગવર્મેન્ટ ઉપરની અપીલ પ્રિવીકૌન્સિલમા કે સેક્રેટરી આવ સ્ટેટને ત્યા થાય છે

લોર્ડ રીપનના સમયમા આ દેશના લોકોને વહિવટ ચાલવવાની માહિતી મળે તે માટે મ્યુનિસિપાલિટી અને લોકલબોર્ડોનો વહિવટ પોતાના પ્રતિનિધિઓ દ્વારા ચલાવવાને આપેલી સત્તાથી ઈલાકાની ને વાઇસરાયની કૌન્સિલમા પ્રજાના નીમેલા મેમ્બરોનુ તત્ત્વ દાખલ કર્યાથી તથા સરકારી અમલદારો પ્રજાના સંસર્ગમાં

વધારે આવવાથી, પ્રજામત સુધરતુ જાય છે, ને રાજ્ય તરફની પ્રજાની વફાદારી સદૃઢ થઇ છે.

હિંદના અગ્રેજી રાજ્યના તાબાના દેશી રાજ્યો ઉપર દેખરેખ રાખવાનો પણ બદોબસ્ત કરેલો છે. કેટલાક મોટા રાજ્યો વાઇસરાયના સીધા તાબામા છે અને ત્યા એક રેસિડેન્ટ રહે છે, કેટલાક નાના નાના રાજ્યોના સમુહ ઉપર જે દેખરેખ રાખનાર હોય છે તે એજન્ટ ટુ ધી ગવર્નર કહેવાય છે એકાદ નાનુ રાજ્ય જે જીલ્લાની હદમા હોય તેના ઉપર દેખરેખ તે જીલ્લાનો કલેક્ટર રાખે છે એ બધા નાના રાજ્યો ગવર્નરના તાબામા છે. હિંદમા પહેલા વર્ગમા તાબાના રાજ્યોમા હૈદરાબાદ કાશ્મિર, વડોદરા ગ્વાલિયર ને મૈહિસૂર છે હિમાલનની તળેટીમા આવેલા નેપાળ ને ભુતાનના રાજ્ય અગ્રેજી રાજ્યના મિત્રરાજ્ય ગણાય છે.

અગ્રેજી રાજ્ય બધારણના ખર્ચના વિભાગ માટે સરકાર જૂદી જૂદી રીતે ઉપજ લે છે એ ઉપજ જમીન વેરો, રેલવે, જકાત, આબકારી, અફીણ, મીઠુ, નહેરો સ્ટાપ, જગલખાતું, ટપાલ, ટકશાળ, તાર ને ઉપજવેરામાથી થાય છે લડાઇ, રેલવે, નહેરો વગેરે ખાસ કારણ માટે ઉપજ કરતા વધારે ખર્ચ કરવાનુ હોય ત્યારે સરકાર કરજે નાણાં લે છે. ઉપજમાથી જે ખર્ચ થાય છે તેમા લશ્કર, રેલવે, પોલીસ, વહિવટ ખાતું. ઉધરાત ખાતું, નહેરો, ટપાલ, તાર, ટકશાળ, ન્યાય વગેરે મુખ્ય છે. દુષ્કાળ માટે દર વરસે ઉપજમાથી દોઢ કરોડ રૂપીઆ અનામત રાખવામા આવે છે. તેમાથી દુષ્કાળ વખતે લોકોના બચાવ માટે ખર્ચ કરવામાં આવે છે. હિંદના અગ્રેજી રાજ્યનું વાર્ષિક ઉત્પન્ન લગભગ સવા અબજ રૂપીઆ ને ખર્ચ પણ સુમારે તેટલુ જ થાય છે

સને ૧૯૧૭ ની સાલમા જાહેરનામુ પ્રસિદ્ધ કરી હિન્દવાસીઓને જણાવેલુ કે રફ્તે રફ્તે તમને સ્વરાજ આપવામા આવશે. તેના પહેલા હપ્તા તરીકે સુધારવાનુ બીલ ૧૯૨૦ મા પાર્લામે-

સ્મરમાં દાખલ કરી પાસ કરાવ્યુ. તેના પરિણામે હિંદુસ્તાનને રા-જ્યકારોબારમાં વધારે નવીન હક્ક મળ્યા.

ઇલાકાની ધારાસભાઓમા મેમ્બરોની સંખ્યા વધારી અને તેમની ચૂંટણીમાં પ્રજાના મોટા ભાગને હક્ક મળે તેવા ધોરણ દાખલ કર્યા.

રાજ્ય કારોબારી ખાતાના બે વિભાગ પાડયા. ધારાસભાના ચૂંટાએલા મેમ્બરોમાથી પ્રાંતિક સરકારે પ્રધાનો નીમ્યા એક વિભાગ તે પ્રધાનનો સ્વતંત્ર રીતે રાજ્ય કારોબાર ચલાવવા સોપી વામા આવ્યો અને તે ભાગની ઉપજ ખર્ચની જવાબદારી તેમના ઉપર નાખી ગવર્નરની કૌન્સિલમા દેશી મેમ્બરોનો વધારો કર્યો તેજ રીતે ઇંડિયા ગવર્મેન્ટ એટલે દિલ્હીની સરકારના બધારણમાં ફેરફાર કર્યો આ એક ધારાસભા, બીજી કૌન્સિલ ઓફ સ્ટેટ અને ત્રીજી ચેમ્બર ઓફ ઇન્ડિયન પ્રિન્સીસ એવા ત્રણ મડળ કર્યા અને ઇલાકાની સરકારમા જેવા ફેરફાર ઉપર બતાવ્યા છે, તેવા ફેરફાર કરી હિંદીઓને રાજ્યવ્યવસ્થામા વધુ ભાગ મળે તેવા ધોરણ દાખલ કર્યા. સન ૧૯૨૦ મા આ નવા ધોરણ પ્રમાણે હિંદુસ્તાનના બધા ઇલાકાઓમા કાન્સિલરોની ચુટણીઓ થઇ તથા લોર્ડ સિંહાને બહાર પ્રાતના લેફ્ટેનન્ટ ગવર્નર નિમ્યા. હિંદના અંગ્રેજી રાજ્ય અમલમાં આવો મોટો હોદ્દો ભોગવનાર દેશીઓમા પહેલ વહેલા લોર્ડ સિંહાજ થયા છે

સને ૧૯૨૧ ની શરૂઆતમા ઉપર જણાવેલા સુધારા પ્રમાણે નવી ધારાસભાઓ સ્થપાઇ. એ સભાઓ ખુલ્લી મૂકવાની ક્રિયા કરવા સારૂ આપણા મહારાજા ૫ મા જ્યોર્જે પોતાના કાકા ડયુક ઓફ કોનોટને હિન્દુસ્તાન મોકલી તેમના હાથે એ નવી ધારાસભાઓ ખુલ્લી મકવાની ક્રિયા કરાવી

સને ૧૯૧૪ ની સાલમા જે મહાન યુદ્ધ શરૂ થયુ હતું તેમાં સને ૧૯૧૮ મા જર્મન પક્ષની હાર થવાથી એ બને પક્ષ વચ્ચે સ-

લાહ થઇ. એ સલાહની સરતોમાં તુર્કસ્થાન સાથેની સરતો એવી રીતે કરવામાં આવી કે કોન્સ્ટાન્ટીનોપલ અને તેની બાજુના પ્રદેશમાં તુર્કસ્થાનનો સુલતાન સ્વતંત્ર રાજ્યકર્તા તરીકે ચાલુ રહે અને તેમના તાબાના મૂલકના ભાગ કરી કેટલાક ભાગને સ્વરાજ્ય આપ્યું. કેટલાકને મિત્રરાજ્યો (ઈંગ્લાંડ, ફ્રાન્સ ને ઈટાલી) નક્કી કરી આપે તે ધોરણે રાજ્યનિતી ચલાવવાનો અધિકાર આપ્યો ને કેટલોક ભાગ ગ્રીસને આપ્યો તુર્કી રાજ્યના એ રીતે ભાગો થઇ રાજ્ય વહેચાઈ જવાથી મુસલમાની આલમમા ભારે અસંતોષ થયો, તેથી તુર્કસ્થાનની સરતોમા ફેરફાર કરવા તથા સને ૧૯૧૯ માં અમૃતસરમા જાલિઆનવાળા બાગમા મારશલ લોના પરિણામે જાન માલની ખુવારી થએલી તેમા ગુન્હેગાર અમલદારો સામે ન્યાય મેળવવા સારૂ કલકત્તામા ૧૯૨૦ ની સાલમા હિન્દીવાસીઓએ ખાસ કાંગ્રેસ ભરી ઠરાવ કર્યો અને સરકાર પાસે ન્યાયની માગણી કરી. તેજ પ્રમાણે નાગપુરમા વાર્ષિક કોંગ્રેસ ભરીને એવો જ ઠરાવ કર્યો. ઇ સ ૧૯૨૧ એ જ સાલમા લોર્ડ ચેમ્સફર્ડ વિલાયત ગયા અને લોર્ડ રીડિંગ નવા વાઇસરાય થયા એ સાલની આખરે અમદાવાદમાં કોંગ્રેસ ભરાઈ તેમા આખા હિંદમાથી ઘણા લોકો ભાગ લેવા આવ્યા ને કાંઇ પણ તોફાન વગર એ કોંગ્રેસનુ કામ સમાપ્ત થયુ. સન ૧૯૨૩ મા મુસલમાનોને સંતોષવા તૂર્કસ્તાન સાથેની સરતોમા તુર્કી રાજ્યને લાભકારી સરતો થઈ.



## વીર દુર્ગાદાસ.

મારવાડના રાજા જસવંતસિંહજી મહારાજ મુવા ઔરંગજેબ પાદશાહે રાજ્ય ખાલસા કર્યું ત્યારે બાળ રાજા અજીતસિંહજી માટે પાદશાહ સામા ઉઠયા તેમા તેમાના આગેવાન સરદાર દુર્ગાદાસે છે લઢીને મારવાડ સ્વતંત્ર કર્યું ને પોતાના રાજાને બમાડી પાકી ઉમર થતા સુધી રાજ્ય સાચવ્યુ ચીતાર બહુ સારી રીતે વર્ણવામા આવ્યા છે કીં ૦

એસ. બી. શાહની કંપની,

પાનકોર નાકા અમદાવાદ.

---

## જાહોજલાલી.

[illegible] ભાગોમા ઘણી જાતના બહાદુરો દેશ-[illegible] જમાની પુરૂષો થઈ ગયા છે. ભારત [illegible] જોદ્ધાનો માત્ર તેમના સ્વાર્થને માટે [illegible] ગયા પણ મેવાડના રજપુતો તો પોતાના [illegible] પ્રકારના દુશ્મણોને માટે પ્રખ્યાત થયા છે ને તેમણે તો માત્ર દેશના રક્ષણાર્થે જ જન્મ લીધો હોય તેવી રીત બહુજ બહાદુરીથી લડી પોતાના દેશનો બચાવ કર્યો છે તેનુ વર્ણન બહુ જ વિસ્તારથી આપેલ છે કીંમત માત્ર ૦-૧૨-૦

એસ બી. શાહની કંપની.

પાનકોર નાકા-અમદાવાદ.

---